## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

## ઝંડુ

## ચ્યવનપ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

## જી
## વ
## ન

લીલાં આંબળાં સાથે બીજા પાચક અને લોહી વધારનાર ઔષધો મેળવીને બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજ નબળાઈમાં સંગીન કામ આપનાર સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨



તમારો હરકોઇ પ્રકારનો વિમો
સ્વદેશી વીમા કંપનીમાંજ આપો

આગ, મોટર, ધરતીકંપ, દરિયાઈ જોખમ, અકસ્માત, ત્રીજી પાર્ટીનો વિમો, કામદારોને બદલો, ઘરમાંથી ચોરી વિગેરે દરેક પ્રકારના વિમાનું કામકાજ સ્વીકારવામાં આવે છે.



# ધી ઇન્ડિયન
# ઇન્શ્યુરન્સ કંપનીઝ એસોસીએશન

ઇન્ડસ્ટ્રીઅલ એશ્યુરન્સ બીલ્ડીંગ, ચર્ચગેટ રેકલેમેશન,

Telegram : "FIREASSO" — ફોર્ટ મુંબઈ — ટે. નં. ૨૨૫૬૭

HXB

---

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

# "રોહિણીચંદ્ર" છાપ હીંગ
(રજીસ્ટર્ડ)

ઈરાની ખડા તથા રસકણી
[ રતલી તથા અર્ધરતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'] મળવાનું ઠેકાણું : [ટેલીફોન : ૨૪૭૫૪

## વરજીવનદાસ હીરજીની કું૦

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર. એલચી. શાંકર તથા કરીઆણાના વેપારી

વર્ષ – ૪
અંક – ૭

# કહાની

જુલાઈ
૧૯૪૮

| ક્રમ | વાર્તા | વાર્તાકાર | પાન |
| --- | --- | --- | --- |
| ૧. | સગઈ સગાર | મયૂર | ૧ |
| ૨. | વહીએ વહીઆ | વિજયગુપ્ત મૌર્ય | ૬ |
| ૩. | સે. કે. નં. ૭ | મુનિકુમાર મ. ભટ્ટ | ૧૪ |
| ૪. | બાદશાહનો નજૂમી | ર. ર. | ૨૧ |
| ૫. | ખડક અને લહર | મગનલાલ પટેલ | ૨૪ |
| ૬. | ટીકા લેશી (નાટિકા) | ચંદ્ર-કમલ | ૩૧ |
| ૭. | ભીમના ટેકા | માધવજી પટેલ | ૪૩ |
| ૮. | રમુજનું પાનું | બાબુભાઈ વ્યાસ | ૪૯ |
| ૯. | સમાજ–સાહિત્ય ... ... ... ... | | ૫૦ |

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને પ્રગટ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. — સંપાદક

## કહાની કાર્યાલય

જય હિંદ પબ્લીસિટી સર્વીસ
૪૦૩ કાલબાદેવી રસ્તો
મુંબઈ–૨

સંપાદન અને વ્યવસ્થા અંગે
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬–૧૨–૦
" પરદેશમાં ૯–૦–૦

કહાની

છૂટક દેશમાં ૦–૧૦–૦
" પરદેશમાં ૧–૦–૦

— ની —

## છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર
રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુકલ
ન્યુસપેપર એજન્ટ : સિદ્ધપુર

એચ. એમ. મારફતીઆ
સેન્ડહર્સ્ટ રોડ, કમલ ટોકીઝ સામે
લહેરી મેન્શન, બીજે માળે, મુંબઈ–૪
ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, : મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
ગોદી પોળ સામે, રાવપુરા : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

તંત્રી, પ્રકાશક અને મુદ્રક શાંતિલાલ છોટાલાલ પારેખ : સરસ્વતી પ્રેસ : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

જુલાઈ ૧૯૪૮

વર્ષ ૪ : અંક ૭.



काव्येषु रम्या कथा

# સગાઇ સંગાર

મયૂર

પદમણીનો જોગંદર સાજોનરવો છે અને એ તો પદમણીની પ્રતિજ્ઞા પૂરી કરવા ભુજંગિયાની વાંસે વાંસે આ દશ તે દશ ભટકી રહ્યો છે, એ તો જાણે એવો ઘાટ બન્યો છે કે એક રાજકુમારી હતી. રૂડી ને રૂપાળી દીવડિયાની જ્યોત જેવી. ફરતા પતંગિયા રંગ રંગની રોશની પૂરે ને વચમાં જોગનપરી બેઠી બેઠી સહુને દિલની અગનમાં ખાખ કરે.

પતંગિયા રાજકુમારીને મેળવવા કાંઈ વલખાં મારે, કાંઈ વલખાં મારે!

પણ રાજકુમારી કહેઃ 'હું તો કોઇને ન પરણું.'

તો કે, 'કુંવારાં તો એક સરસતી મા જાણ્યાં છે. સ્રીજાતિ જન્મે ત્યારથી જ લલાટે જેવોતેવો પણ પતિ તો લખાવી લાવી જ હોય છે. કોઇને વાંકા ને વરણાગિયો, તો કોઇને રાણો ને રાજિયો; કોઇને બેરો ને બોબડો, તો કોઈને ગાંડો ને ઘેલો. એ તો જેવું કરમે લખાણું હોય, એવો ધણી એને સાંપડે. ધણી વિનાનાં જેમ ઢોર નહિ, એમ કુંવરી! તું યે કાંઈ કુંવારી રહેવાની નથી. તો પછી તારા લાડકોડ પૂરે ને તારા અંતરને ગમે એવો પતિ મળે તો તું યે પરણવાની તો ખરી જ ને!'

તો કે, 'પરણીશ ખરી, પણ પ્રીત પારખીને. પ્રીત વગરના કોઈ ને ઓછાપે નહિ આવું.'

તો કે, 'તારી પ્રીતની રીત શું, કુમારી!'

તો કે, 'જે કોઈ મારા પ્રશ્નનો જવાબ લાવી આપે એની સાથે હું પરણું.'

આમ રાજકુમારી પ્રશ્ન પૂછે અને રાજકુમારો સંકટો વેઠીને એનો જવાબ લાવી આપે. એ બધાનો તો એક દિવસ આરો યે આવે, પણ અહીં ભેરિયો પદમણીની પ્રતિજ્ઞા પૂરી કરવા આ દશ તે દશ ભટકી રહ્યો છે. એના રખડપાટનો તો જાણે કોઈ દિવસ અંત નથી.

એક દિવસ પદમણી એને મળી અને એણે પદમણીનો એંકાર ઉતાર્યો. માન્યું કે પદમણી હવે તો પોતાની થઈ ને રહેશે. ત્યાં વળી પદમણીએ કહ્યું છે, 'બેન તગાઇને ખાંડણિયે મફત ધાન ખાંડી લાવે તો જાણું કે તું સાચો છે.'.

એટલું કર્યું છે ત્યાં તો વળી પદમણીએ કહ્યું છે, 'બેન કલાલણને પીઠે જઇને મદ્ય પી આવે તો તારી સાથે પ્રીતિ બાંધું.'

ને જોગંદરે એ ય વાત કરી બતાવી. તો પદમણી કહે છે કે 'હવે બાંડિયા બેલીના ભાઈ ભુજંગિયાને નાથી લાવ.'

ને ભેરિયો ભુજંગિયાની પાછળ રખવાયો બનીને ફરે છે. મોર ભુજંગિયો અને વાંસે ભેરિયો. બેયની દોડાદોડ શરૂ થઈ છે. ને એનો જાણે ક્યાંઈ આરો નથી.

કાઠિયાવાડમાં નાગની બંદર. અને ભુજંગિયો ભાગતો ભાગતો નાગની બંદરમાં આવી ભરાણો છે. સામે મોકળીયું મેલીને દરિયા-

પીર હડુકાટી બોલાવી રહ્યો છે. વાંસે વાદીની મોરલી વાગી રહી છે. ભુજંગિયાને તો કર્યો ગયો'તો ને ક્યાં જાઈશ એ વાળી વાત થઈ છે. ને ભુજંગિયો કહે છે, 'મેં તો ધાર્યું'તું કે ધરતી મોટી બધી છે ને એનો પટ પહોળો છે. આ તો ચારે કોરથી દરવાજા બંધ થઈ ગયા અને હવે શું થાશે!'

ને ભેરિયો કહે છે, 'હવે જપ્પ મારે છે. હવે ક્યાં જશે! આજ તો નાથ્યે જ પાર છે.'

ભુજંગિયો હાથવેંતમાં છે અને ભેરિયાની કાયામાં ઉલ્લાસ વ્યાપી ગયો છે. એની નજર સામે રૂડીરૂપાળી પદમણીની કાયા તરવરી રહી છે. એના રૂપનો થનગનાટ ભેરિયાની નસ નસમાં નાચી રહ્યો છે. હવે તો એ રંગ અને એ રોશની, એ થનગનાટ અને એની તાઝગી કાંઈ છેટાં નથી, કાંઈ છેટાં નથી! હાથ લંબાવે એટલી જ વાર છે.

ને એણે ભુજંગિયાને થંભાવી દેવા મૂઠ મારી છે.

ભુજંગિયો મૂંઝાઈને ઊભો રહી ગયો છે. તો ય એની માએ એને ભુજંગિયો જણ્યો'તો. જણીને વખતે એના હૈયામાં કોણ જાણે ક્યાંથી યે અગમની ઉકલત આવી જતી. એની નજરે નો દેખાવાનું દેખાતું અને એક વખત તો દિશાના બંધ દરવાજા યે ઊઘડી જતા.

ભેરિયાએ મૂઠ મારી છે. ને ભુજંગિયાના હૈયામાં કોણ જાણે ક્યાંથી રોશનીનો એક ઝબકારો થઈ ગયો છે. એ ઝબકારામાં અગમના અક્ષર લખ્યા એણે વાંચ્યા છે. કોક એના કાનમાં કહી રહ્યું છેઃ 'સમદર પાર કરી જા, બચ્ચા. ભેરિયો પછી વાંસે નહિ આવી શકે ને કદીનો દરિયો પાર કરીને વાંસે આવશે તો એની ભણેલી વિદ્યા એ ભૂલી જશે ને આવ્યો ન આવ્યો થશે.'

આ તો લખ ગુરુની અગમની વાણી. ત્યારે તો લખ ગુરુએ અંતકાળે પણ મારી આપી ખરી. ભુજંગિયો આવેશમાં આવી ગયો છે અને એણે સમદર પાર કરવા દોટ દીધી છે.

પણ સમદરનાં ખારાં ખારાં નીર ઉલેચ્યાં ન ઉલેચાય એટલાં, ને એ તો નાગથી પાર કર્યાં જાય તેમ નથી. સમદરને માછલાં કાંઠે ને એમાં મગરમચ્છ સેલારા મારે. એ તો પાણી માયલા જીવ પાણીમાં સમાય. ધરતીના ધણીનો ત્યાં કાંઈ ઇલાજ ચાલે નહિ. બચારા ભુજંગિયાની એવડી તાકાત ન હતી કે સમદર પાર કરીને જાય. ફુંફાડા મારતાં સમદરનાં હેલાં જોઈ ભુજંગિયો કડે હાથ દઈ ઊભો રહી ગયો. એને મોઢેથી એક નિસાસો નીકળી ગયોઃ ઓય બાપ રે!

પણ મૂંઝાણું તો કામ આવે તેમ નથી. વાંસે ભેરિયાના મંતરના દાણા ઊડતા આવે છે અને ભુજંગિયો કહે, 'સમદરમાં સમાતે લઈશ, પણ જીવતે જીવ ભેરિયાને હાથ તો નહિ જ પડું.'

ને એણે સમુદ્રના પાણીમાં ઝંપલાવવા દોટ દીધી છે. એની નજર આમ દોડે છે ને તેમ દોડે છે. ને એમાં એની નજરે નાગ નદી દેખાણી છે. કહે છે કે નાગ નદી તો દરિયાની હેઠે હેઠે આગળ ચાલી જાય છે. હાલી હાલી સામે કાંઠે કચ્છમાં મોઢું કાઢે છે. બસ! ભુજંગિયાને મારગ મળી ગયો છે. નદીને મારગે કચ્છમાં ઊતરી જવાશે. હવે ભેરિયો જપ્પ મારે છે.'

નદીને કાંઠે કાંઠે એણે કચ્છ ભણી દોટ દીધી છે. ધરતીના અંતરપટ વીંધતી નાગ નદી વાંકીચૂકી આગળ ને આગળ ચાલી જાય છે. કાંઠે કાંઠે ભુજંગિયો દોડ્યો જાય છે. ઉપર મહેરામણ ઘુઘવાટા દઈ રહ્યો છે. પણ એનાં ખારાં નીર અને એની ખારી ઘૂઘવતી જેવી વાણી ભુજંગિયાને બોળી શકે તેમ નથી કે બાળી શકે તેમ નથી. એ તો નિરાંતે કચ્છની ભૂમિ તરફ ચાલ્યો જાય છે.

ભેરિયાની મૂઠ ખાલી ગઈ. ભુજંગિયો

સમુદ્રના નીરની નીચે સંતાઈ ગયો. એણે એને જતો ને નદીના જળમાં સમાતો દીઠો. વીજળી-નો ચમકારો થયો અને પાછો આભના અંધા-રામાં સંકેલાઈ ગયો. ઘડીભર તો ભેરિયો ઘા ખાઈ ગયો. માંડ કરીને હાથમાં આવ્યો'તો ત્યાં વળી પાછા એ દેવ એના એ થઈ ગયા અને પદમણી દૂર દૂર જાણે કે ક્ષિતિજને પેલે પાર સરી ગઈ. તો ય એ હિંમત હારે તેમ ન હતો. એણે કહ્યું: 'તેં નદીનો આશરો લીધો છે, ભુજંગિયા, તો હું આકાશનો આશરો લઈશ. તું ધરતીના પેટાળ વીંધી આગળ જશે, તો હું હવાના ઝોકા સોંસરવો થઈને તારી વાંસે આવીશ. તને રેઢો નહિ મૂકું.'

ને એણે પવનની પાંખે ચડીને કચ્છ ભણી ઉડાણ કર્યું છે.

કચ્છની ધરતી ઉપર ભેરિયો ચારે કોર ભુજંગિયાની શોધમાં ફરી રહ્યો છે. ક્યાંય ભુજંગિયો નજરે પડે, ક્યાંય ભુજંગિયો નજરે પડે. કચ્છની ભૂમિ પર નાગ નદીએ મોઢું કાઢ્યું; ત્યાંથી ભેરિયો ભુજંગિયાના સગડ કાઢતો કાઢતો આગળ જઈ રહ્યો છે. ધરતી ઉપર પહોળો પટો પડ્યો છે. એ એંધાણીએ ભેરિયો આગળ વધી રહ્યો છે. ચાલતો ચાલતો ચાડવા ડુંગર સુધી આવ્યો છે. ને ત્યાં એકાએક નાગના સગડ અલોપ થઈ ગયા છે. અને ભુજંગિયો તો કચ્છની ધરતી ઉપર ક્યાંયે દેખાણો નથી.

ભેરિયો વિચાર કરે છે કે આંખે અંધાપો આવ્યો નથી ને કાંઈ ઝાંખરના દોરા યે ફૂટ્યા નથી. દુનિયા રંગરંગીલી દેખાય છે. પંખીડાં હસે છે ને કિલોળ કરે છે. બધું ય રંગભર્યું ને લીલુંપીળું દેખાય છે, તો એક ભુંજગિયો જ કાં નજરે ન પડે ! ધરતીના પડમાં હાલ્યો જાતો'તો, ત્યાંય દીઠો છે. પાતાળમાં પેસી ગયો'તો, ત્યાંથી યે ઓળખ્યો છે. ચંચ રાઠોડ-ના પેટમાં સમાણો'તો, ત્યાંય છાનો રહ્યો નથી. ને આજ કાં નજરે ન ચડે ! સગી આંખો આજે કાં મને છેતરી રહી છે !

આ ભેંસોનાં ખાડું ચરી રહ્યાં છે. એની વચમાં લિસોટો સમાઈ ગયો છે ને એ તે ક્યાં અલોપ થઈ ગયો ? ભેંસોના પગ નીચે છૂંદાઈ ગયો હોય તો એનું ખોળિયું તો નજરે પડે ને ? ભેંસો નિરાંતે ચરી રહી છે. કોઈની ખરી લોહિયાળી થઈ નથી. કોઈને પૂંછડે ભોરિંગ લટકતો દેખાતો નથી. ક્યાંયથી ભુજંગિયાનાં એંધાણ મળતાં નથી, તો પછી એ ગયો ક્યાં ?

ચાર આંગળનો પટો ધરતીની કાયા ઉપર ચાલ્યો આવતો'તો. ઠેઠ નાગ નદીના મુખ પાસેથી ચાડવાની ધાર સુધી પટો પડ્યો છે. ભેરિયો વિચારે છે કે ભુજંગિયો છે તો આટલા વામાં. ત્યારે એ કાં ન દેખાય ? જેવા રૂપમાં હોય એવા રૂપમાં જોઈ શકવાની એની પાસે વિદ્યા છે. તો શું આજે એની વિદ્યા એ વીસરી ગયો છે ? એની આંખે શું અંધાપો આવી રહ્યો છે !

ભેરિયો બધી વાતે વિચાર કરે છે, પણ એક વાત એ ભૂલી ગયો છે. લખ ગુરુએ એને શ્રાપ દીધેલો કે સમદર પાર કર્યે એની વિદ્યા એ ભૂલી જશે, ને એ શ્રાપે કરીને કાઠિયાવાડથી કચ્છ આવતાં એની વિદ્યા એ દરિયાપીરને સોંપીને આવ્યો છે. એની એને સૂધ રહી નથી અને કાલો આંખને દોષ દઈ રહ્યો છે.

આટલા વામાં જ છે અને છતાં દેખાતો નથી. ભેરિયો વિચાર કરે છે કે રખે વેશબદલો કરીને રહ્યો હોય ! વેશબદલો કર્યો હોય તો ભલે કર્યો હોય, આખરે તો નાગ છે ને. નાદને વશ નાગની જાતિ. ભેરિયા પાસે એની મોરલી છે. મોરલીમાં મધુરા નાદ છે. મોરલી વાગશે, એટલે જ્યાં હશે ત્યાંથી નાગ ડોલી રહેશે.

એણે મહુવર વગાડવા માંડી છે. પગે ઘૂઘરા બાંધ્યા છે. નૃત્ય કરતો અને નૃત્યની સુરાવલિ ફેલાવતો ભેરિયો ભેંસોના ખાડુમાં ફરી રહ્યો છે. આણી કોર તેણી કોર જોતો જાય છે ને સંગીતના સૂર બાંધતો જાય છે.

મારુડી મોરલી વગાડતો અને થેઈ થેઈ નાચતો ભેંસોના ખાડુમાં ફરી રહ્યો છે. ને એ ખાડુમાં એક ભૂરિયો પાડો છે. કુંઢાં શીંગ છે ને કપાળે ધોળું ટીલું છે. બરાબરનો જાણે તલક-મોરિડો જ છે. પાડો ચરતો નથી ને ચોગમ ભાગતો ફરે છે. એને જાણે ચકરીનું દરદ થયું છે. એના કાન વારે વારે સરવા થાય છે ને વળી પાછો કાન ઢાળા કઈ એ દોટ કાઢે છે. એ તે મોરલીના સૂર સાંભળી ઘેલો થઈ ગયો હશે! કે પછી દૂર દૂરને કોઈ ખૂણેથી અષાઢિયા મેઘના મૃદંગ એને સંભળાતા હશે! પણ વર્ષા નથી ને વાદળાંયે નથી. ને ઊજળા આભમાં મેહુલાને સંતાવાની જગ્યા પણ ક્યાં હતી કે ત્યાં બેઠો બેઠો મેહુલિયો એનાં મૃદંગ વગાડે! ને તો ય પાડો વારે વારે કાન સરવા કરી ઠીક સાંભળે છે. ને માથાં પછાડતો વળી દોડવા લાગે છે.

પણ આખરે એ થાકી ગયો છે કે પછી મોરલીના સૂરે એને બાંધી લીધો છે. એ કાન સરવા કરી ઊભો રહી ગયો છે અને હવે તો એ ડોલવા લાગ્યો છે. મોરલીને સાથે નાગ ડોલે એમ પાડો ડોલવા લાગ્યો છે.

ભેરિયો ફરતો ફરતો પાડા પાસે આવ્યો છે. પાડો નાદબ્રહ્મમાં તુંદી તુંદી બની ડોલી રહ્યો છે અને વાદીએ એને ઓળખી લીધો છે. પાડાને અને સંગીતને તો સાચી પ્રીત. અને આ પાડો મોરલીની સુરાવલિ ઉપર નાચી રહ્યો છે, એ કાંઈ હવે છાનો થોડો જ રહેવાનો હતો! એ જ એનો ચોર છે. એ જ ભુજંગિયો છે. સંતાવાનું સ્થાન ન મળ્યું એટલે પાડો બની ખાડુમાં પેઠો છે. અને સૂધબૂધ ભૂલી મોરલી સાથે ઝળૂંબી રહ્યો છે. એની સધબૂધ ઠેકાણે આવે તે ` એને` હાથ કરી જ લેવો જોઈએ, આવો,થય ` ર ફરીને નહિ મળે.

મીઠી મીઠી મોરલી વાગી રહી છે. પાડો એની મસ્તીમાં મસ્ત બની ડોલી રહ્યો છે. ને વાદીએ મંત્ર ભણી પછેડીનો ગાળિયો કરી પછેડી પાડા ઉપર નાખી છે.

એક વખત એણે એવી જ રીતે પછેડી-નો ગાળિયો નાખીને તગઈ સંગારને બધિરી બનાવી હતી અને આજે હવે એ મંત્રને જોરે નાગને નાથવા મથી રહ્યો છે. તે દિવસે પદ-મણીનો એંકાર ઉતાર્યો હતો. આજે એ પદ-મણીની પ્રતિજ્ઞા પૂરી કરશે.

પણ પણ ગાળિયો પડ્યો પડ્યો ને જાણે મોરો પડ્યો છે. મંત્રનો ચમકારો થયો અને ભુજંગિયો ચેતી ગયો છે. એની તો લીસી લપટ કાયા. સોયના નાકામાંથી દોરો સરી જાય, એમ ભુજંગિયો ગાળિયામાંથી સરી ગયો અને એણે સુસવાટા ભરી દોટ દીધી છે. ભેંસોનાં ધણ ભડકીને ભાગ્યાં છે. ગૌચરનાં ખડ વાવંટોળે ચડ્યાં છે. ધરતીનો ધમધમાટ દૂર દૂર સુધી સંભળાય છે ને ભુજંગિયો વાતની વાતમાં દેખાતો બંધ થઈ ગયો છે.

ભેરિયાને જાણે કોઈએ જોરથી થપાટ મારી છે. એ નાગની થપાટ તો નથી. નાગ તો સુસવાટા બોલાવતો ભાગ્યો જાય છે. ત્યારે કોણે એના દિલને આંચકો દીધો! કોણે એની કાયાને હચમચાવી નાખી! ભેરિયાના હોશકોશ ઊડી ગયા છે. મૂઢની જેમ ભુજંગિયાનો મારગ જોતો એ ઊભો છે. એની મોરલી મૂંગી બની ગઈ છે અને એની કાયાને જાણે કાટ ચડી ગયો છે.

મંત્રવિદ્યાનો મદારથી, એના મંત્રે કરીને એણે પદમણીને મહાત કરી. દુનિયાને કંઈક લીલાપીળા રંગ બતાવ્યા. મંત્રના જોરે એણે ભુજંગિયાને ક્યાંઈ યે જંપવા ન દીધો. અને આજે એનો મંત્રનો દોર જાણે તૂટી ગયો છે. એના મંત્રે આજે એને જ તમાચો ચોઢી કાઢ્યો છે.

ભેરિયો વિચાર કરે છે કે આ બધું શું થઈ રહ્યું છે અને હવે શું થાવા બેઠું છે! પણ શું થાવા બેઠું છે એની તો એને ખબર ! આગમની વાણી અલોપ થઈ છે. અને

ભુજંગિયો ભાગી જાય છે. એનો કેડો નહિ પકડે તો પછી એના સગડ કાઢવા ય મુશ્કેલ બની જશે. ભેરિયો ભુજંગિયાને લિસોટે લિસોટે આગળ ચાલ્યો છે.

ચાડવા ડુંગરની ધારે નાગદામણીના અવાસ. નાગદામણી ભુજંગિયાની માસી. ભુજંગિયો માસીને ઘેર આવ્યો છેઃ 'માસી! મહેમાન આવ્યા.'

સામે નાગમગો બેઠો છે. વહીવચો બેઠો બેઠો નવકુળ નાગનો પરિવાર વાંચી રહ્યો છે. ને નાગદામણી બેઠી બેઠી સાંભળે છે. ત્યાં ભુજંગિયો આવીને ઊભો રહ્યો છે.

માસીએ કહ્યું છેઃ 'મહેમાન આવ્યા તો ભલે આવ્યા, પણ મહેમાન તો બેને ય ભેળા આવ્યા છે. મારા ઘરમાં બે જણને આશરાની જગ્યા નથી.'

તો કે, 'બે ભલે ને હાલી આવે; હવે એનાથી બીવાનું કાંઈ કારણ નથી. ભેરિયો એની વિદ્યા ગુમાવી બેઠો છે.'

તો કે, 'તો પછી ભડ જેવો ભુજંગિયો કાં ભાગતો ફરે?'

ને એનો તો ભુજંગિયો શો જવાબ આપે? ને માસીએ કહ્યું છે, 'ભાઈ! આવ્યો એ મારગે પાછો વળી જા. ભેરિયો એની વિદ્યા ગુમાવી બેઠો હશે, પણ એની મોરલી તો એની પાસે છે ને? એની મોરલીમાં જાદુ ભર્યાં છે. એણે જ્યાં જ્યાં મોરલીની સૂરાવટ રેલાવી, ત્યાં ત્યાં પશુપક્ષી અને માનવી બધાંયને ઘેલાં લગાડ્યાં છે. મંત્રવિદ્યા તો એની ઉછીની લીધેલી વસ્તુ હતી. લખ ગુરુએ એને વિદ્યા આપી અને ગુરુનો તોલ ન રહ્યો એટલે એણે વિદ્યા પાછી લઈ લીધી. પણ એની મોરલી કોઈ લઈ શકે તેમ નથી અને જ્યાં સુધી એની મોરલી છે અને એની સૂરાવટ છે, ત્યાં સુધી એ કોઈને સુખે જંપવા નહિ દે. નિરાંતે બેઠાં છીએ, બેઠાં બેઠાં કુળની વાર્તા સાંભળી રહ્યાં છીએ. અમારે સુખનો જીવ દુઃખમાં નાખવો નથી. આવ્યો એ મારગે પાછો વળી જા ભાઈ.'

તો કે, 'માસી! તો તો હવે ભેરિયો મને નહિ છોડે.'

તો કે, 'તમે બે ય એક ગુરુના વિદ્યારથી. ગુરુએ કાંઈ વિદ્યા આપી હોય તો એને યાદ કરી લે. વિદ્યાને જોરે જીવી શકીશ તો જિવાશે. બાકી તો મોરલી પાસે નાગનું ગજું નથી.'

ને ભુજંગિયાને ગુરુના છેલ્લી વખતના બોલ યાદ આવી ગયા છેઃ 'લાગ પડ્યે એવે ઠેકાણે ડંશ દેજે કે જ્યાં ભેરિયાની નજર ન પડે. એટલું કરીશ તો તારું આતમ રહી જશે.'

ગુરુની વાણી હૈયે ચડી છે અને ભુજંગિયો લહેરમાં આવી ગયો છે. 'ભેરિયો તો એની વિદ્યા ભૂલી ગયો છે અને મારી વિદ્યા હજી મારી પાસે છે. હવે ભેરિયો જખ્ખ મારે છે.'

નાગદામણી માસીને ઘેરથી ભુજંગિયો પાછો વળી ગયો છે. સામે નજર કરે છે તો ભેરિયો કેડેથી નમી ગયેલા ડોસાની જેમ ડુંગરાની ધાર ચડી રહ્યો છે. ભુજંગિયો ગડથોલું ખાઈ ધરતીએ ઢળી પડ્યો છે. એ તો સાપ નથી, સાપોલિયું યે નથી. મજાની સાગસીસમની લાકડી મારગમાં પડી છે. રૂડી નકશી કરેલી અને ભાળે એને ઉપાડી લેવાનું મન થાય એવી.

ભેરિયો લાકડી પાસે આવ્યો છે ને એણે લાકડી દીઠી છે. 'આવી મજાની લાકડી છે. ને આવી લાકડી કાંઈ મારગમાં રહેવા દેવાશે?' એણે તો લાકડી ખભે નાખી છે અને આગળની વાટે ચાલી નીકળ્યો છે.

ભુજંગિયો ગારુડીને ખંભે ચડી ગયો છે. એણે પોત પ્રકાશ્યું છે. કાળઝાળ રૂપ ધાર્યું કરીને એણે ભેરિયાની બોડે વડચકું લીધું છે. ને એનું તો એવું કાતિલ ઝેર છે કે વડચકું લેતાંની સાથે તો ભેરિયો ધરતીએ ઢળી પડ્યો છે. ધરતી ઉપર જાણે ઢીમ ઢળી પડ્યું છે. [ચાલુ

# વડીએ વડીઆ

વિજયગુપ્ત મૌર્ય

પાછળ જોઉં છું અને ભૂતકાળ આડેથી પડદો ખસી જાય છે. સ્મૃતિપટ પરથી ધૂળ ખંખેરી નાખું છું: શું છે આ ? સતીઓ અને શૂરવીરોની ભૂમિ સોરઠ. એનાં સંતાનો સાહસ અને શૌર્યનો ઇતિહાસ મૂકી ગયાં છે. એના સાહસખેડુ ખલાસીઓએ સાત સાગર પાર કર્યા અને દરિયાપારના દેશોમાં સોરઠીઓએ વેપારી વસાહતો સ્થાપી. અહીં ઇતિહાસપ્રસિદ્ધ બરડો, ગીર અને ગીરનાર છે. એક વખત એવો પણ હતો કે જ્યારે આ ગરવા પ્રદેશે દુષ્કાળ અને અછત જોયાં ન હતાં. ઝાડવાનાં લીલાંછમ ઝુંડ અને ઘાસનાં હરિયાળાં બીડનાં વસ્ત્રો આ દેવતાઈ ભૂમિ બારે માસ પહેરી રાખતી. આજે છે એવી એની ઉઘાડી કાયા તો કોઈએ જોઈ ન હતી. તેનાં પહાડ અને ટેકરીઓ ઉપર વાંસ, સાગ, જાંબુ, વડ, ખીજડો, ખાખરો, બાવળ, રાયણ, નેતરી, પીપળો, વગેરે ઝાડ ઝૂલતાં. તેનાં મેદાનો, ખીણો, કોતરો અને ઝરાોમાં બાવળ, બોરડી, કરમદાં, ધમાસા વગેરેની ઝાંટ હતી. બરડો ડુંગર જંગલ અને બીડથી ગીરનાર તથા ગીર સાથે જોડાયેલો હતો. સોરઠના આ ત્રણ રમ્ય પ્રદેશને કુદરતે વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિથી છૂટે હાથે નવાજ્યા હતા. કાઠિયાવાડે વાઘ તો જોયો નથી, પરંતુ આ પ્રદેશોમાં સિંહ, દીપડા અને ચિત્તા ઘૂમતા. બાદીલા સાબર અને રૂપાળાં ચિતળ, પવનવેગી કાળિયાર અને કદાવર રોઝ ( નીલગાય ) તથા કોમળ કાયાવાળાં ઝીંકારા અને ગુંદડાં એ પ્રદેશને શોભાવતાં. ભૂંડ તથા સસલાં પણ પુષ્કળ હતાં. એમના ઝાડવામાં ભૂરા ચિલોત્રા, દૂધ જેવા દૂધરાજ, સોના વરણા પીળક, રૂપેરી સાદવાળા શોબીગી અને બુલબુલ, ગળામાંથી જાણે મીઠો મધ ઝરતો હોય એવા તેજના અંબાર જેવા સક્કરખોરા, વિરહીના પ્રતીક જેવા ચાતક અને બાપૈયા અને બીજાં સેંકડો જાતનાં વિવિધ રંગી અને વિવિધ ભાષી પક્ષીઓ કલ્લોલ કરતાં. એની નદીઓમાં અને તળાવોમાં રોહુ અને રાજના, મેલવા અને મુરખ્ખી, શીંગી અને શીંગાળા, ટેબરી ને સુંવાળી જેવી માછલીઓ વિહાર કરતી.

આ શૌર્યકથાનું પાત્ર તો સોરઠનો સિંહ છે. જ્યાં તે ગઈ સદીમાં વસતો હતો તેની નૈસર્ગિક ભૂમિકા ઉપર આપી છે. ગઈ સદીમાં તો તે કાઠિયાવાડની બહાર ગ્વાલિયર, ઝાંસી, ડીસા, આબુ, અમદાવાદ પાસે સાબરમતીને કાંઠે અને ખાનદેશમાં પણ વસતો. પરંતુ આજે તો કાઠિયાવાડ બહાર તેનું નૈસર્ગિક જીવન આથમી ગયું છે. એક દિવસ પોરબંદર અને જામનગર વચ્ચે આવેલ બરડાના ડુંગરો સિંહની ગર્જનાથી ગાજતા હતા. જામ વિભાજી નાનપણમાં બરડામાં સિંહનો શિકાર કરતા. પરંતુ માણસની વસતિ વધતી ગઈ, જંગલો કપાવા લાગ્યાં, ખેતરો ખેડાવા લાગ્યાં, ગીર-ગીરનાર સાથેનો બરડાનો સંબંધ તૂટી ગયો અને અંગ્રેજોએ વાઘેરો સામે બરડામાં તોપમારો ચલાવ્યો. આ બધા વિક્ષેપના પરિણામે બરડામાંથી સિંહે વિદાય લીધી. આજે હવે ગીરમાં ગણ્યાગાંઠ્યા સિંહ બચી ગયા છે. છેલ્લે ઇ. સ. ૧૮૮૫ના અરસામાં એક સિંહ, સિંહણ અને બચ્ચું બરડામાં આવી ચડ્યાં હતાં, પરંતુ બરડાના બહાદુર રબારીઓએ અને બીજી બાજુ જામનગરની પોલીસે તેમને મારી નાખ્યાં. શિકારી ચિત્તા પણ માણસને હાથે નાશ પામી કાઠિયાવાડમાંથી ભૂંસાઈ ગયા છે. વર્તમાન કથાની આ પશ્ચાદ ભૂમિ છે. બાકીની પ્રાણીસૃષ્ટિ ઓછાવત્તા અંશે હજી છે.

યુગ પલટી ગયો છે. સમૃદ્ધિ શોષાઈ ગઈ છે. શૌર્ય આથમી ગયું છે. ભાઈચારાનું સ્થાન ખટપટ અને ઇર્ષ્યાએ લીધું છે. રાજ-

નીતિ બદલી ગઈ છે. શારીરિક, માનસિક અને આર્થિક નિર્ધનતાએ ગામડાંઓને નિષ્પ્રાણ બનાવ્યાં છેઃ 'રસહીન ધરા થઇ છે, દયાહીન થયો નૃપ.' ખારા રણમાં રહીસહી મીઠી વીરડી પણ સૂર્યના સળગતા તાપથી જમીનમાં સમાઇ જાય તેમ ગામડાને ખૂણેખાંચરે રહી ગયેલું શૌર્ય દમન નીચે દટાઈ ગયું છે...પણ રહેવા દો એ વાત. આથમી ગયેલા યુગના ભવ્ય અને પ્રેરણાદાયી ચિત્રને આજના ચિત્ર સાથે સરખાવીને શું કરવું છે!

*

મેઘલી રાત છે. જેઠ માસનું અંધારિયું છે. સોરઠના સાગર પરથી આવતો ઠંડો પવન ગીરની વનશ્રીને હળવી હળવી ટાપલીઓ મારીને સુવડાવે છે. ઝાડવાની ડાળીએ હળવે હળવે ઝૂલતાં પક્ષીઓ નિદ્રામાં પડ્યાં છે. આકાશ વાદળાંથી ઘેરાયેલું છે, પરંતુ હજી વરસાદ પડ્યો નથી. ગીરની અનેક ટેકરીઓની વચ્ચેથી રમતી, કૂદતી, નાચતી હીરણ નદી તેની અનેક સાહેલીઓનો સાથ મેળવી કિલકિલાટ કરતી વહી જાય છે. તેનાથી થોડાક ગાઉ છેટે ગીરનો સમ્રાટ એક કદાવર અને વિકરાળ સિંહ બીડમાં લપડે છે. આજે સાંજનો તે પોતાના બોખરામાંથી બહાર નીકળ્યો છે, પરંતુ તેને શિકાર મળ્યો નથી. કોણ જાણે કેમ આજે કોઈ પ્રાણી તેની હડફેટમાં આવતું નથી. સુન, સુન કરતી રાત વહી જાય છે. માત્ર તમરાં અને જંગલી કંસારી જ જંગલને ગજાવે છે. આજે ક્યાં ગયાં પેલાં ફાંટિબાજ શીંગડાંવાળાં સાબર અને રૂપાળાં ચિત્તળ! સાંજ નમી, સંધ્યા આવી, રાત પડી, બ્રહ્મમંડલ, મિથુન અને પછી પુષ્પ તથા અશ્લેષાનાં તારકવૃંદો પણ આથમી ગયાં, અને થોડી વાર પછી આકાશમાં વાદળ છવાઈ ગયાં. સિંહ એક ઊંચી ટેકરીની ટોચ ઉપર ચડ્યો અને ત્યાં પડેલી એક શિલાની ઓથે બેસીને આસપાસના પ્રદેશ ઉપર નજર રાખીને શિકારની રાહ જોવા લાગ્યો.

સિંહમાં એક મોટી કુટેવ છે. તેને જ્યારે ગરજવાની પ્રેરણા થાય છે ત્યારે તે છાનો રહી શકતો નથી. જંગલમાં સિંહ જેવો ઘોંઘાટ કોઇ પ્રાણી નથી કરતું. તે ગર્જે છે, ગાંજે છે, ઘુઘવાટી કરે છે, ડણકે છે અને જંગલમાં તેની ગર્જનાના પડઘા પડે છે. તેનો અવાજ બીજા સિંહ ઉપાડી લે છે અને ઘણી વાર તેઓની ગર્જના આખી રાત ચાલે છે. એમની ગર્જના ઉપરથી બીજાં પ્રાણીઓ જાણી લે છે કે સિંહ ક્યાં છે.

જ્યારે રાત મેઘલી બની, પવન પડી ગયો, વીજળી ચમકારા મારવા લાગી અને મેઘ ઢડુકવા લાગ્યો ત્યારે ભૂખ્યા સિંહે ગર્જના કરી. એ જ વખતે નીચેની ટેકરીમાં ખડખડાટ થયો અને ઝાડીમાંથી કોઇ ભાગતું હોય તેમ લાગ્યું. સિંહનું ધ્યાન ખેંચાયું. તેની અંધકારભેદી આંખોએ જોયું કે એક સાબર અને એક સાબરી ભાગે છે. બીજી જ ક્ષણે સાબરના ભાંભરવાનો અવાજ આવ્યો. સિંહ એકદમ ઊભો થયો અને સડસડાટ કરતો ટેકરી ઊતરી ગયો. પરંતુ તે સાબરની શક્તિને બરાબર પિછાનતો હતો. એ કંઈ પોતાની માથી હમણાં જ જુદો પડેલો નવલોહિયો જુવાન ન હતો કે તે આટલે છેટેથી સાબર પાછળ દોટ મૂકીને પાછા પડવાનો નિષ્ફળ પ્રયાસ કરે. એણે કંઇક સાબર જોયા, જાણ્યા અને માર્યા હતા. સાબરની દોટ શું છે તેનો સિંહને પૂરો ખ્યાલ હતો. જો તેણે આ સાબર-યુગલનો શિકાર કરવો હોય તો તેણે ચોરીછૂપીથી, લપકીને, સંતાઈને સાબર અને પોતાની વચ્ચેનું અંતર કાપી નાખવું જોઈએ, અને પછી જ્યારે તેને ખાતરી થાય કે હવે ઓચિંતી દોટ મૂકીને સાબરને જરૂર પાડી લેશે ત્યારે જ તેણે દોડવાનું સાહસ કરવું જોઈએ. સાબર-યુગલ સામેની ટેકરી ઓળંગી પાછળની ખીણમાં ઊતરી ગયું હતું. સિંહે પોતાની ટેકરીની કેડી પસંદ કરી કે જેથી ઘાસ કે ઝાડી સાથે ભરાઈને ખડખડાટ ન થાય. અહીંથી તેણે તળેટીમાં આવી સામેની

ટેકરીની કેડી શોધી અને તે વાટે સામેની ટેકરી પણ વટાવી. આમ તેણે પાંચેક ટેકરીઓ વટાવ્યા પછી તેને લાગ્યું કે હવે સાબર-યુગલ તળેટીની ઝાડીમાં અટક્યું છે અને ચારો ચરે છે. ઢોળાવ ઉપરથી તેણે જોયું કે હવે લાગ સાધી શકાશે. હળવે રહીને તે સુપડીદાથી નીચે ઊતર્યો. તળેટીમાં એક ઝરને કાંઠે નેવરીનાં ઝાડવાંનું ઝુંડ હતું અને તેની નીચે તેણે કેટલાક ઓળા જોયા. રખે તેઓ ચેતી જાય એ બીકે સિંહ ઝરમાં ઊતરી ગયો અને ત્યાંથી સાવ સુપડીદાથી સરકીને જોયું તો આકાશ આડે તેણે નાનામોટા ચાર ઓળા જોયા. ચારે ઓળાને તેણે ધારીને જોયા અને ઓળખ્યા. એક બાજુ સાબરનું યુગલ હતું, તેનાથી થોડે છેટે ચિત્તળનું યુગલ હતું. તેઓ વારંવાર પાછલા બે પગે ઊભા થઈને ઉપર ઝાડના ઝુંડમાંથી પાંદડાં ખાતાં હતાં. પશ્ચિમ આકાશમાં વારંવાર હળવી વીજળી થતી હતી અને આકાશને એક ક્ષણ માટે ઉજાળીને અદૃશ્ય થઈ જતી. એ ઉજાળેલા આકાશની આડે આ ડુંગરાળ પ્રદેશના મનમોહક હરણાંઓનું છાયા-ચિત્ર કોઈ અલૌકિક સૌંદર્ય રજૂ કરતું હતું. પરંતુ સિંહને એવા સૌંદર્યની ખેવના નથી હોતી; તેને એક જ ખેવના હતી કે હું એમાંથી એકાદ હરણને કેમ પાડી શકું. સિંહને અહીં આવ્યે હજી માંડ થોડી ક્ષણો થઈ હશે ત્યાં ચારે સાબર તથા ચિત્તળ એકદમ કાન સરવા કરીને ખાતાં થંભી ગયાં. હમણાં સુધી ચાલતાં જડબાં બંધ થઈ ગયાં. એમના મોંમાં પાંદડાં હતાં ત્યાં જ રહી ગયાં અને તેમણે આતુર અને વ્યાકુળ નજરે સિંહની દિશામાં જોયું. બનાવ એવો બન્યો હતો કે હરણાંઓની દિશામાંથી આવતો પવન આ બાજુ સિંહની પાછળની ટેકરી અને ઝરની ધારમાં અપડાઈને પાછો સાબર સુધી પહોંચી તેમને સિંહની ગંધ પહોંચાડી આવ્યો. જાણે ઝાડમાંથી તેમને કાળોતરાએ ડંખ      મ ઝરતો હાંફભાંફને ચારે હરણાં      વિરહે

શ્વાસ લઈ લઈને સિંહની ગંધ પારખવા લાગ્યાં. બરાબર તે જ ક્ષણે સિંહની પાછળના કાંઠાની ઝાડીમાંથી ગુંદડાના ભસવાનો અવાજ આવ્યો અને એક પલકારામાં તો ગુંદડાનું એક જોડલું જીવ લઈને ભાગ્યું હોય એવો લાંબે સુધી ખડખડાટ થયો. તેની અસર ચિત્તળ અને સાબરના જોડલા ઉપર થઈ અને પડદા ઉપરથી ચિત્ર ખસી જાય તેમ એ ચારે સુંદર આકૃતિઓ ગેબ થઈ ગઈ.

આ અણુચિંતવ્યા વિક્ષેપથી સિંહે ધૂંધવાઈને ત્રાડ નાખી અને દૂર દૂર બીજા સિંહોએ તેની ગર્જના ઉપાડી લીધી. પેટમાં લાગેલી ભૂખ તેને સતાવતી હતી અને ક્રોધમાં આવીને તેણે સાબર પાછળ આંધળી દોટ મૂકી. પરંતુ આ તેનો હિચકારો અને નિષ્ફળ ગુસ્સો હતો; તેનો પ્રયત્ન અર્થ વિનાનો હતો, કારણ કે પહેલી જ છલાંગમાં સાબર અને ચિત્તળ એટલે બધે દૂર નીકળી ગયાં હતાં કે તેમને પકડી પાડવાનું સિંહને માટે અશક્ય હતું. પરંતુ પેટમાં ભૂખનો દાવાનળ સળગ્યો હતો અને મગજમાં ક્રોધનો અગ્નિ સળગતો હતો એટલે વિચારશીલતા આજે કામ કરે તેમ ન હતું. તેણે ફાટી આંખે વિકરાળ સ્વરૂપે સાબરનો પીછો લીધો. ટેકરીઓ પાછળ અને ઝાડી-જંગલમાં તેમના ઓળા અદૃશ્ય થઈ ગયા હતા, પરંતુ એમની ખરીઓનો અવાજ અને ઝાડી-ઝાંખરા સાથે ઘસાવાથી થતો ખડખડાટ હજી સિંહને સંભળાતો હતો અને ઊલટે જ્યારે તે થાકીને હાંફતો હાંફતો ઊભો રહ્યો ત્યારે તેણે જોયું કે અહીં હવે તેની સામે ટેકરીઓ નથી પરંતુ મેદાન છે. અને તેના શિકારના કોઈ ચિહ્ન હવે રહ્યાં નથી. તે મનમાં ધૂંધવાતો થાક ખાવા બેસી ગયો.

પોતે કેટલી વાર બેઠો તેનું વનરાજને ભાન ન રહ્યું, પરંતુ આ સપાટ મેદાન ઉપર જ્યારે તેની નજર ગઈ ત્યારે દૂર દૂર નાની આકૃતિઓ જોઈ. કોણ છે એ? ગાંડરો!

ખરાં ? ના, એ તો છીંકારા અને કાળિયારનું ટોળું આ પાછલી રાતની ઠંડકમાં ચરે છે. કોઈ બેઠાં છે, કોઈ ચરે છે, કોઈ વાગોળે છે. પરંતુ બે મોટિયારો કંઈ કરતા નથી. તેઓ ખડે પગે ચોકી કરે છે. એમના સુકોમળ માથા ઉપર આ ટોળાની સલામતીની જવાબદારીનો ભારે બોજો રહેલો છે. બીજાં ભલે ચરે, ભલે વાગોળે, ભલે આરામ કરે, રોઝડાં ( હરણનાં બચ્ચાં ) ભલે ગેલ કરે, પરંતુ આ ચોકિયાતો-થી તો એમની ફરજમાં કોઈ ક્ષતિ ન થઈ શકે. તેઓ વારંવાર બધી દિશામાં જુવે છે, હવામાંથી ગંધ પારખે છે. આવા જાગૃત અને ચંચળ ચોકિયાતોને થાપ કેમ આપવી ? સિંહની અધીરાઈ વધતી ગઈ. હા, વચ્ચે વચ્ચે બોરડીનાં ઝાંખરાં હતાં અને તેની ઓથે ઓથે થોડું અંતર કાપી શકાય ખરું. પછી તો એકવાર લાગ ફાવે એટલે પાસે આવી જવાય તો પહેલી દોટે તો એવી ઝડપથી આવે કે આરામ લેતાં હરણાં હજી ભાગે ત્યાં તો એકાદને પકડી લેવાય.

સિંહે વિચાર કરી લીધો, યોજના ઘડી લીધી, વ્યૂહ રચાઈ ગયો અને તરત જ તેને અમલમાં મૂક્યો. તે નીચું માથું કરી, જમીન સરસો દબાઈને હળવે હળવે, સાવચેતીથી પહેલી બોરડી પાસે પહોંચ્યો. એક મજલ તો પૂરી થઈ. પછી તેણે પેલા ટોળા તરફ જોયું. ચોકિયાતોમાં એક મોટો કાળિયાર હતો. તેની ચકોર નજર વારંવાર આ સિંહની દિશામાં જતી હતી. સિંહની છાતી થડકતી હતી. કાળિયાર ચેતી જશે ?

જ્યારે કાળિયારનું મોઢું બીજી દિશામાં ફર્યું ત્યારે સિંહે બીજી મજલ પૂરી કરી. પછી ત્રીજી અને ચોથી મજલ પણ પૂરી થઈ.

હવે હરણિયાનું ટોળું કંઈ છેટે ન હતું. વચ્ચે હજી એક બોરડીનું જાળું હતું અને જો ત્યાં સિંહ પહોંચી જાય પછી તો તેણે છેલ્લી દોટ મૂકવા માટે લાગ જ જોવાનો રહે. શિકારનું પહેલું શસ્ત્ર, શિકારને હેમતાવી દેવાની કળા છે. એકવાર કાળિયાર બેધ્યાન થાય એટલે તેની ઉપર ત્રાટકી પડવામાં કેટલી વાર ? સિંહ હવે હિમ્મતમાં આવી ગયો. તેની અધીરાઈ વધતી ગઈ. તેનો ઉત્સાહ સમાતો ન હતો. તેણે હવે છેલ્લી બોરડીની પાછળ પહોંચી જવા દોટ મૂકી.

પરંતુ કોણ જાણે કેમ આજે આ સિંહનું નસીબ જોર કરતું ન હતું. તેની દોટથી ચમકીને તેના પગ પાસે એક ઝાંખરા નીચેથી એક બટેર ઘુ-ર્-ર્-ર કરતી ઊડી. તેના અવાજે બાજુની ઝાડીમાં ફરતા તેતરને ચમકાવ્યા અને બેચાર તેતર પણ ઘુ-ર-ર-ર કરતાં ઊડ્યાં. જો તમારા પગ આગળથી કદી વગડા-માં ઓચિંતાં તેતર કે બટેર ઊડ્યાં હશે તો તમને ખ્યાલ આવશે કે તેમના ઓચિંતા ઊડવાથી માણસ કેવો ચમકી જાય છે. એમના અવાજે હરણના ટોળાનું ધ્યાન ખેંચ્યું અને તેમણે શું જોયું ? એક ઓથથી બીજી ઓથ તરફ સરકતો ગીરનો બાદશાહ ઉઘાડી જગ્યામાં હડફાઈ ગયો. ચોર ચોરી કરવા માટે ચુપકીદીથી અને બિલ્લી પગે છેવટની દોટ મૂકવા જતો હોય અને વચમાં જ તે કોઈની નજરે પડી જાય તેમ સિંહ ઉઘાડો પડી ગયો. થઈ ચૂક્યું. ઓચિંતા આવેલા તોફાની પવનના ઝપાટાથી જમીન ઉપર પડેલાં સૂકાં પાંદડાં ઊડી જાય તેમ હરણોનું આખું ટોળું વીજળી-વેગે ભાગ્યું. છીંકારાએ છીંકોટા દીધા. કાળિયારોએ ફૂંફાડા માર્યા. અને આંખના પલ-કારામાં તો તેઓ ક્ષિતિજ ઉપર ટપકાં જેવા જ દેખાતા થઈ ગયા.

સિંહને માટે આ અસહ્ય હતું. તેણે ભારે ક્રોધમાં આવીને હુંકાર કર્યો. પરંતુ હુંકાર કોનો ટક્યો છે ? સિંહ મરણિયો બન્યો. પરંતુ મરણિયા થવાથી જ કંઈ સિદ્ધિ થોડી મળી જાય છે ? તેણે આંધળિયા કરીને દોટ મૂકી. તેની નજર પેલા સૌથી મોટા કાળિયાર ઉપર

હતી. તેણે કાળિયારનો પીછો લીધો. બીજા બધા જાનવરો અને કાળિયાર જુદી જુદી દિશામાં વિખેરાઈ ગયા. એક જ આ પવનવેગી શરત ચાલુ રહી. આગળ કદાવર કાળિયાર અને પાછળ સિંહ. જાણે એક તીરની પાછળ બીજું તીર છૂટ્યું હોય ને!

તમે કદી કાળિયારને દોડતો જોયો છે! ન જોયો હોય તો દુનિયાનું એક હેરત પમાડનાર દૃશ્ય તમે નથી જોયું. પરંતુ જો તમે કાળિયાર જ ન જોયો હોય તો મારે કંઈ કહેવાનું નથી! તેની ફાળ! તેની છલાંગ! તેનો કૂદકો! તમે તેને દોડતાં જુવો તો તમારી આંખ ફાટી થઈ જાય. તમારું મોં આશ્ચર્યમાં ઉઘાડું રહી જાય! એક છલાંગમાં ખેતરવાં વટાવી જતા કાળિયારની પાછળ સિંહ શિકારી કૂતરાની જેમ દોડ્યો. તેની કેશવાળી ક્રોધ અને ગુસ્સાથી શાહુડીના પીંછાંની જેમ ઊભી થઈ ગઈ હતી. તેના અંગેઅંગની રુંવાટી ખડી થઈ ગઈ હતી. તેનું પૂછડું સાપની જેમ પાછળ પાકું આવતું હતું. તેનાં નસકોરાં ધમણની જેમ ફૂંફાડા મારતાં હતાં. હવે પાછલી રાતના ચંદ્રના ઉજાસથી ઊજળું બનેલું આકાશ બતાવી આપતું હતું કે કાળિયાર કેટલા ઊંચા અને લાંબા કૂદકા મારે છે. કાળિયાર પણ કાન સરવા કરી, પૂછડીને શ્વાન જેમ ગોઠવી, લાંબાં વળવાળાં અણીદાર શીંગડાં પાછળ ખભા ઉપર નાખી જીવ ઉપર આવીને દોડતો હતો. થોડી વાર પછી તેણે પાછળ જોયું અને હજી તેણે સિંહને ફૂંફાડા મારતો આવતો જોયો. પાછી કાળિયારે દોટ શરૂ કરી અને આ વખતે તેણે દિશાનો ખૂણો બદલ્યો. શા માટે?

થોડી જ વારમાં પાછી ટેકરીઓ આવી, પણ નાની અને નાજુક. એની પાછળ વહે છે સોરઠની અન્નપૂર્ણા હીરણ નદી. ડુંગરોની એ મા, બાળક જાગીને માના ખોળામાં કે માની પાછળ છુપાવા જાય તેમ કાળિયાર હીરણ મૈયાની ઓથે જતો હતો. પરંતુ તેણે દિશા બદલી હતી; તેણે પાછળ જોવા માટે જરા થાક ખાધો હતો અને તેમ કરવામાં સિંહે વચ્ચેનું અંતર કાપી નાખ્યું હતું. કાળિયાર હવે તેની હાથવેંતમાં હતો. સિંહ કાળિયારની જેમ લાંબું દોડી શકે એવું પ્રાણી નથી અને લાંબુ દોડવામાં તો કાળિયાર તેને હંફાવી દે. જોકે આ દોટ કંઈ બહુ લાંબી ચાલી ન હતી તો પણ સિંહને માટે તો તે અસાધારણ હતી. પણ સિંહને પીછેહઠ કરવી એ કેમ પાલવે! ઉષઃકાળ થવાને હવે વાર ન હતી. જો આ શિકાર હાથમાંથી છટકી જાય તો પછી આજે પણ તેને અપવાસ કરવો પડે. પેટમાં ભૂખની આગ સળગતી હતી અને તેનાથી ઉત્તેજિત થઈને તેણે કાળિયારનો પીછો લીધો હતો. જ્યારે તેણે જોયું કે કાળિયાર તેને સહેલાઈથી હંફાવીને છટકી જાય છે ત્યારે તેણે નિરાશ થઈને તેનો કેડો છોડી દેવાનો વિચાર કર્યો. પરંતુ એ જ ક્ષણે કાળિયારે ઊભા રહીને પાછળ જોયું, એટલું જ નહિ પણ તેણે દિશા બદલી. સીધી લીટી તૂટી ગઈ અને આડી થઈ. તેની સાથે જ સિંહે અરધું અંતર કાપી નાખ્યું, એટલું જ નહિ પણ તેને આંતરી લેવા માટે સિંહે આડી દોટ મૂકી. કાળિયારને બે ટેકરી વચ્ચે આવેલી એક કેડી પકડીને પાછળ નીકળી જવું હતું અને સિંહે તેનો વ્યૂહ પારખીને એવી આડેથી દોટ મૂકી કે જ્યારે કાળિયાર તે કેડી ઉપર પહોંચ્યો ત્યારે જ લગભગ સિંહ ત્યાં પહોંચી ગયો. પરંતુ સિંહનો પંજો પડ્યો તે પહેલાં તો કાળિયારે છલાંગ મારી લીધી હતી અને એ એક જ છલાંગે તેને મોતના મોંમાંથી બચાવી લીધો. બીજી ક્ષણે કાળિયાર ધાર ઊતરી ગયો અને તેની પાછળ સિંહ પણ ધાર ઊતરી ગયો.

ધારની પાછળ હીરણ નદીનો પટ પડ્યો છે: શાંત અને સુષુપ્ત. જાણે મા થાકી થઈને પોઢી છે. કાંઠે ઊભેલાં ઝાડ, બા-બાજરિયા અને ઘાસ, હવામાં ફરકતા સાળુની જેમ હળવે હળવે હસે છે. ભયનો માર્યો બાળક

માનું શરણ શોધે તેમ કાળિયાર સીધો હીરણ બેલા તરફ દોડ્યો. શું તે સિંહથી બચવા નદીમાં ઝંપલાવશે? પાણીનો આશરો લેશે! વટોળિયાની જેમ કાળિયાર ધસ્યો અને નદીના કાંઠા પાસે આવીને...સિંહને લાગ્યું કે કાળિયાર અપાયો છે. તેની નજરે કાળિયાર અચકાતો લાગ્યો. એક ક્ષણવાર, ના, એક પલકારા જેટલી જ વાર, અને તોપમાથી ગોળો છૂટે તેમ કાળિયાર એક જબરી છલાંગ મારીને નદીનો પટ વટાવી ગયો! સામે કાંઠે ઊભેલા ઘાસ અને બીડમાં તે અદૃશ્ય થઈ ગયો. ખરે-ખર માએ પોતાના બાળકને પોતાની પીઠ પાછળ સંતાડીને બચાવી લીધો અને દુશ્મન-ના માર્ગ આડે દુશ્મનને હારતી ઊભી રહી ગઈ! હવે સિંહને સમજાયું કે કાળિયાર અચકાયો ન હતો, પણ છલાંગ મારવા માટે તેણે શરીરની માપ લીધી હતી! સિંહ વેગ-માં ને વેગમાં ધસ્યો આવ્યો, પરંતુ જ્યારે તે હીરણને કાંઠે આવી પહોંચ્યો ત્યારે કાળિયાર ત્યાંથી કૂદી ચૂક્યો હતો. સિંહે મહાપ્રયત્ન-પૂર્વક પોતાનો વેગ રોક્યો, તો પણ તે અરધો તો પાણીમાં જઈ પડ્યો. કાળિયાર જેવડી છલાંગ મારીને નદીનો પટ ઓળંગી જવાની તેનામાં આવડત કે શક્તિ ન હતી. સિંહ હાંફતો હાંફતો ત્યાં બેસી ગયો અને થોડી વાર વિસામો ખાધો. એ જ વખતે સામેની ઝાડીમાંથી વનકૂકડો બોલ્યો અને વનરાજને ખબર આપી કે તમારે હવે મહેલે પધારીને સૂઈ રહેવાનો વખત આવી પહોંચ્યો છે. દૂર કોઈ ગામમાંથી ગામના કૂકડાએ વનકૂકડાનો અવાજ ઝીલી લીધો. સિંહે ઊભા થઈને પાણી પીધું અને ચાલતી પકડી.

જ્યારે પૂર્વમાં ઉષાની પહેલી ટશર નીકળી ત્યારે સિંહે દૂર ક્ષિતિજમાં પસાર ચરીને ગામ ભેગા થતા ધણને જોયું. જો સાબર, નીલગાય કે હરણ મળી જાય તો ગાયભેંસ ઉપર હાથ નાખવામાં ડહાપણ નથી એમ તો સિંહને અનુભવ હતો, કારણકે પસર ચારનાર રબારી, આયર, સંધી કે જે હોય તે, પણ તેની તોતિંગ ડાંગ ઉપર રહેતી તીક્ષ્ણ કુહાડી જો સિંહના માથા ઉપર પડે તો ખોપરી નાળિયરની કાચ-લીની જેમ તૂટી જાય અને પોતે વનરાજ છતાં કૂતરાને મોતે મરે એટલી સમજણ તો આ સિંહમાં હતી. પરંતુ ભૂખથી તે ભાન ભૂલ્યો હતો અને ભૂખે મરવા કરતાં રબારી કે સંધીનો સામનો કરવો શું ખોટો! તેણે પસર ચરીને જતા ધણ વાંસે દોટ મૂકી. હજી કોઈ ગાયભેંસને સિંહની ગંધ નહોતી ગઈ. તેઓ મલપતી મલપતી ગામને ઝાંપે પહોંચી ગઈ અને ગામ ભેગી થઈ ગઈ. પરંતુ એક રાતી ગાય પાછળ રહી ગઈ હતી. ગોવાળ તો ગામ આવ્યું એટલે ખભે લાકડી મૂકી પ્રભાતિયાં ગાતો ગાતો ગામમાં ચાલ્યો ગયો. ધણ પણ ભેગું થઈ ગયું. પાછળ રહી રાતડી. એ મલપતી ચાલે અને વચ્ચે વચ્ચે જ્યાં કંઈ ખાવા જેવું આવે ત્યાં વૈડકાં નાખતી ગામને ઝાંપે પહોંચી ત્યાં સિંહે તેની ઉપર પાછળથી તરાપ મારી અને ગાયના મોંમાંથી ભાંભરવાની એક રાડ નીકળી ત્યાં તો તેનું ગળું દબાઈ ગયું. અને ડોક મરડાઈ ગઈ.

*

ગામના ઝાંપા આગળ એક મહરાણી રહે. ગામ જાગી ગયું છે. ઘરોઘર ઘંટીના ઘેરા સૂર સંભળાય છે. ઘંટીના સૂર એ તો કાઠિયા-વાડની ગ્રામજનતાનું વાદ્ય સંગીત છે. ઘંટી ઘુમાવી ઘુમાવીને ગ્રામદેવીઓ દળણું પૂરું કરવા આવીને લલકારી લલકારીને પરભાતિયાં ગાય છે. ગામને ઝાંપે માણસોની અવરજવર થવા લાગી છે. પસર ચરીને ગામનાં ઢોર આવી ગયાં, પણ મહરાણીની રાતડી ન આવી. મહરાણીએ બારણામાં આવીને આંગણે જોયું, પણ આજે રાતડી નથી દેખાતી. ડેલીમાં તેની બહુડી (વાછડી) માને પોકારે છે; તણાઈ તણાઈને ભાંભરે છે. હમણાં છોકરાંઓ ઊઠશે ને શિરા-મણ માગશે. ગાય દોવાનું ટાણું થઈ ગયું છે. બાજુની ડેલીમાં તો ગાયો દોવાય છે, દૂધની શેડો તાંબડીમાં પડે છે તેનું અનેરું સંગીત ઊઠે

છે. ત્યાં તો ડેલી બહારથી કોઈએ રાડ નાખી.

'એઈ મકરાણી, તારી ગાને સાવજે ધરબી નાખી!'

'હેં!' મકરાણીની ગાડ ફાટી ગઈ. 'ક્યાં!'

'પાધરમાં, ટીંબાને પડખે બેઠો એ ખાય.'

'એમ કે!' મકરાણીની આંખ ફાટી ગઈ. 'મારી રાતડીને ખાય છે!' એને અંગેઅંગ ક્રોધ વ્યાપ્યો. એના મુખમાંથી બીજા શબ્દ ન નીકળી શક્યા. ગુસ્સાથી તેનું ગળું રૂંધાઈ ગયું. રાતડી! એની વ્હાલુડી રાતડી! સાક્ષાત કામધેનૂ! ઘરની લક્ષ્મી! કુળની અન્નપૂર્ણા! એનાં છોકરાં માટે દૂધ, દહીં, ઘી, છાશ ને માખણની છોળો રેલાવનારી રાતડી, સોજી ને માયાળુ. એને સાવજ ભરખે છે! મકરાણીને કાળ વ્યાપ્યો. એ જમાનામાં આજનો ધર્મદ્વેષ નહોતો પેઠો. ગાય એ તો ખરું ધન હતું, કુટુમ્બની મૂડી હતી. એ તો કુટુમ્બનું જ માણસ. ઘરના માણસ અને છોકરાં-છૈયાં ઉપર જેટલો પ્રેમ એટલો જ ઘરનાં ઢોર-ઢાંખર ઉપર પ્રેમ. શું હિંદુ કે શું મુસલમાન, બધાને મન ગાય એટલે કામધેનૂ અને અન્નપૂર્ણા હતી. મકરાણી મુસલમાન થયો તો શું થઈ ગયું! એની ગાય માટે મમત બીજા કોઈ કરતાં એક રતીભાર પણ ઓછી નહિ. મકરાણીના દેખતાં તેની નજર સામે સાવજે તેના દીકરાને માર્યો હોય ને મકરાણી સળગી ઊઠે એમ તેને રોમ રોમ ક્રોધ વ્યાપ્યો. એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના તેણે ખીંટી ઉપરથી જમૈયો ઉપાડ્યો અને ત્રણ છલાંગમાં તો ઓસરીમાંથી ડેલી વટાવીને શેરીમાં નીકળી આવ્યો અને દોડ્યો ઝાંપા કોર. ઝાંપા બહાર ટીંબો કંઈ પાદરથી દૂર ન હતો.

આડે બાવળ બોરડીની કાંટ્ય હતી. તેની ઉપર કાગડા કાગારોળ કરે છે. પાસેના પીપળા ઉપર ગરજડાં બેઠાં છે અને ઉપર સમડીઓ ઘૂમે છે. મકરાણીએ જ્યારે આ કાંટાને વટાવી ત્યારે તેની નજર રાતડી ઉપર પડી અને તેના બળતામાં ઘી હોમાયું. રાતડીની પીઠ મકરાણી તરફ હતી, તેની ભાંગી ગયેલી ડોક વળીને ઊંધ મકરાણી તરફ આવી હતી અને તેની ભયથી ફાટી ગયેલી આંખો વિહ્વળ અને બિહામણી લાગતી હતી. તેની જીભ લાંબી થઈને બહાર નીકળી આવી હતી. એ બે ગરીબડી આંખોએ મકરાણીના હૃદયને વીંધી નાખ્યું. જાણે તે નિષ્પ્રાણ આંખો પણ તેના માલિકને કહેતી હોય કે, મને બચાવો. મકરાણીના પગરવે સિંહને ચમકાવ્યો. અત્યાર સુધી તેનું મોં ગાયના પેટમાં હતું. હવે તેનું લોહીનીગળતું મોં ઊંચું થયું. તેના કાન સરવા થયા. મોંમાં માંસના લોચા હતા અને અરધું મોં તથા અરધા પગ લોહીથી ખરડાયેલા હતા. આંખો ભેગી થઈ અને વીજળી થતાં વાદળ ફળુકે એમ બંને ફળુક્યા. મકરાણીએ રાડ નાખી, 'એઈ કુત્તા, તાજે મોત ગંધાણું આઈ!' તેનો માંટો ક્રોધથી ફાટી ગયો અને તેણે સિંહ સામે દોટ મૂકી! એ સોરઠી ધરાતન! એ છાતી! એ હિમ્મત!

સામેથી સિંહ ગરજ્યો. બે દિવસના ભૂખ્યા સાવજને માંડ શિકાર મળ્યો હતો ત્યાં આ માનવ-મગતરું એને હાંકવા આવ્યો હતો. પહેલાં તો તે ઘૂરક્યો, પણ મકરાણી તો સામી છાતીએ ધસ્યો આવતો હતો. એના હાથમાં નાગો જમૈયો ચમકતો હતો, એની આંખોમાંથી જાણે હમણાં ડોળા બહાર આવી પડશે કે લોહી છૂટશે એવું લાગતું હતું. બીજી તરફથી સિંહ પણ નમતું આપવા તૈયાર ન હતો. તેણે ભયંકર ત્રાડ મારી. તેની કેશવાળી ને શરીરની રુંવાટી ઊભી થઈ ગઈ. તેનું પૂછડું સીધું થઈ ગયું. તેના વિકરાળ મોંમાંથી તેના ભયંકર દાંતો દેખાતા હતા. તેણે છલાંગ મારીને મકરાણી ઉપર હુમલો કર્યો, પણ મકરાણીએ તેની તરાપ ચુકાવીને જમૈયો ભોંકી દીધો. પણ એ તો સિંહ! એમ કંઈ જમૈયાના જખમથી તે પાછો પડે! મકરાણીને તેના નહોર

છટકતા લાગ્યા હતા અને તે હજી સિંહના શરીરમાંથી જમૈયો પાછો કાઢતો હતો ત્યાં તો સિંહે ફરીથી તેની ઉપર ઘા કર્યો. આ વખતે જમૈયો તો નીકળી આવ્યો પરંતુ સિંહના પંજાની ચપ્પડ ખાઈને વીર મકરાણી ધરતી પર પટકાઈ પડ્યો. જેવો તે ઊઠવા ગયો કે તરત જ સિંહ તેની ઉપર આવી પડ્યો અને તેની ગળચી પકડવા ગયો. મકરાણીએ જાણ્યું કે આવી બન્યું. ગુફા જેવું અંધારું અને રાતું મોં મકરાણીની આંખો સામે આવ્યું. તેનો ગરમ શ્વાસ મકરાણીના મોઢા ઉપર આવ્યો અને એ માંસાહારી પ્રાણીના મોંની ભયંકર દુર્ગંધથી મકરાણી ગૂંગળાઈ ગયો. પરંતુ પોલાદી શરીર અને લોખંડી છાતીવાળા એ સોરઠીએ મોતની ઊભી ઘડીએ પણ હિમ્મત ન ગુમાવી અને ચપળતા પણ ન ખોઈ. તેણે પાઘડીમાં ડાબો હાથ નાખીને એ હાથ સિંહના ફાટયા ડાચામાં ખોસી દીધો અને જોર કરીને તેના ગળામાં બને તેટલો ઊંડો દબાવ્યો. શ્વાસ રૂંધાવાથી અને ગળું દબાવાથી સિંહની આંખો તાળવે ચડી ગઈ. તે જોર કરીને મોં બંધ કરી મકરાણીના હાથને બટકાવી લેવા માગતો હતો પરંતુ તેમ તેમ તેનું ગળું વધારે દબાતું હતું અને શ્વાસ બંધ થઈ ગયો હતો. બરોબર એ જ વખતે મકરાણીએ જમણા હાથમાં પકડી રાખેલો જમૈયો જેટલું જોર હતું તેટલું વાપરીને સિંહના ગળામાં બરોબર ટોટા નીચે ખોસી દીધો. સિંહની શ્વાસ-નળી કપાઈ ગઈ અને બીજી જ ક્ષણે તે ઢગલો થઈને મકરાણી ઉપર જ તૂટી પડ્યો. જખમ, પીડા, થાક અને રક્તસ્રાવથી આવી રહેલો મકરાણી પણ બેશુદ્ધ થઈ ગયો.

થોડી જ વારમાં ગામલોકો કુહાડી, કડિયાળી ડાંગ, ધારિયાં, વગેરે લઈને હોકારા કરતા આવ્યા. આવીને જુવે છે તો નરકેસરી આખા શરીરે જખમાઈ, લોહીલુહાણ થઈને બેશુદ્ધ બની પડ્યો છે અને તેની ઉપર પશુકેસરી નિષ્પ્રાણ થઈને પડ્યો છે. રણસંગ્રામમાં બે વડીએ વડીઆ બથ લઈને પડ્યા છે.

. સિંહને ખેસવી મકરાણીને ઝોળીમાં નાખી ગામમાં લઈ જવામાં આવ્યો અને ત્યાંથી તેને સરકારી દવાખાને પહોંચતો કરવામાં આવ્યો. હિંસક પ્રાણીઓએ કરેલા જખમો ઘણે ભાગે ઝેરી થઈને પ્રાણઘાતક નીવડે છે. પરંતુ સદ્‌ભાગ્યે આ મકરાણી પોતાની આ સાહસકથા કહેવાને બચી ગયો !*

સોરઠના મરી પરવારેલા શૌર્ય, સાહસ અને ખમીરની આ યશકથા છે.

---

* લેફ. કર્નલ કેન્ડન આ મકરાણીને મળવા હોસ્પિટલમાં ગયો હતો અને તેણે જાતે તે વીરયોદ્ધાને વધાવ્યો હતો. —લેખક

કોઠારી નો
અશોકચક્ર છાપ
ખસ, ખુજલી, ચોંદા તથા
દરાજ, ચાંદી, ખરજવું
વિગેરે ચામડીના રોગો માટે

# સે. કે. નં. ૭

મુનિકુમાર મ. ભટ્ટ

૧. તહોમતનામું:

તમો કણબી જીવા પ્રાગ ઉપર ઈ. પી. કોડની કલમ ૩૦૦ તથા ૩૦૨ મુજબ તેમ જ કલમ ૩૦૪ મુજબનું તહોમતનામું ફરમાવવામાં આવે છે તે એવી રીતે કે બુધવાર તા. ૧૦-૫-૧૬ના રોજ રાતના તમો તહોમતદાર તથા ગુજરનાર બાઈ ઝમકુ બંનેએ સાથે મળીને તમારાં બે બાળકો નામે હીરો અને ડીકીને ગળા ઉપર મરણ નીપજે તેવી રીતે તેમનાં ગળાં દબાવી મારી નાખેલાં છે. તેથી ઈ. પી. કો. કલમ ૩૦૦ મુજબનો ગુન્હો બને છે. તેમ જ તે કર્યા બાદ તમો તથા તમારી ઓરત ગુ. બાઈ ઝમકુએ ગળામાં દોરડું નાખી આપઘાત કરવાની કોશિશ કરેલી તેમાં બાઈ ઝમકુનું મરણ નીપજ્યું છે. જ્યારે તમારા ગળા આસપાસનું દોરડું વખતસર કાપી નાખવામાં આવેલું છે. આ ઉપરથી આપઘાતની કોશિશમાં મદદગાર થવાના તેમ જ આપઘાત કરવાના બે ગુન્હા કરવાનું કલમ ૩૦૪ મુજબનું તહોમત તમારા ઉપર છે.

તો હવે પૂછવામાં આવે છે કે તમે આ મુજબનો ગુન્હો કર્યો છે!

૨. તહોમતદારનો જવાબ:

ગુન્હાની વાત હું કાંઈ જાણતો નથી. પણ ત્રણ દિવસથી હું અને મારાં છોકરાં ભૂખે મરતાં હતાં, અને તે દિવસ રાતે અમારાથી છોકરાંનો કકળાટ ખમાયો નહીં તેથી અમે બંનેએ પહેલાં છોકરાંને મારી નાખ્યાં અને પછી અમે બેઉએ ગળાફાંસો ખાધો. તેમાં મારી ઘરવાળી નસીબદાર એટલે છૂટી અને હવે હું બાકી રહ્યો છું. આ મારી ખરેખરી હકીકત અને ખોટું બોલતો હોઉં તો મને પરમેશ્વર પૂછે.

૩. તા ૨૧-૯-૧૬ નું દૈનિક વર્તમાનપત્રમાંથી ઉતારો:

'રતુમડા ગામમાં તા. ૧૦-૫-૧૬ ની રાતે બનેલા બનાવ સંબંધે અમારો ખબરપત્રી લખી જણાવે છે કે તે ગામનો કણબી જીવા પ્રાગ તથા તેની પત્ની બાઈ ઝમકુએ પહેલાં પોતાનાં બંને બાળકોને મારી નાખ્યાં પછી ગળાફાંસો લઈ આપઘાત કરવાની કોશિશ કરી હતી. દરમ્યાનમાં પડોશીને ખબર પડી જતાં તેમના ઘરનું બારણું ભાંગી અંદર જતાં ફાંસાનાં દોરડાં કાપી નાખવામાં આવ્યાં હતાં. તેમાં બાઈ ઝમકુ મરણ પામેલી માલૂમ પડી હતી જ્યારે કણબી જીવા પ્રાગ જીવતી હાલતમાં હતો, તેથી તેને અટકમાં લેવામાં આવેલ છે. જીવા પ્રાગે પોતે જ આ હકીકત કબૂલ કરેલી છે તે ઉપરથી કેસના કાગળિયાં તૈયાર થઈ કેસ સેશન્સ-કોર્ટમાં આવેલ છે. મજકૂર જીવા પ્રાગે પોતાને માટે વકીલાત કરવા ઘણા વિદ્વાન વકીલોને કહી જોયું પરંતુ તેણે ગુન્હાની કબૂલાત કરેલી હોઈ કોઈ વકીલે તેનો કેસ હાથમાં લીધો નહીં, ઊલટ અત્રેના સ્થાનિક વકીલ અને દેશસેવક શ્રીયુત ફતેચંદ લગુભાઈએ તેની વતી ઊભા રહેવાની હા પાડી છે. અમારા ખબરપત્રીને મુલાકાતમાં તેઓએ જણાવ્યું છે કે તેઓ કોર્ટ સમક્ષ એક નવો મુદ્દો રજૂ કરનાર છે, તે ઉપરથી આ કેસ સંબંધમાં અને ઘણી ચકચાર જાગી છે.'

૪. પબ્લિક પ્રોસીક્યુટરના ભાષણની નોંધ :

નામદાર કોર્ટ તથા એસેસર સાહેબો,

આજે જે કેસ આપની પાસે રજૂ થાય છે તેવા કેસો હજારે તો શું ખરે લાખમાં એક જ મળી આવે. માણસજાત જ્યારે ગુન્હા તરફ વળે છે ત્યારે તે કેવાં કરપીણ કામો કરવા સુધી નીચે જાય છે તેનો આ કેસ અજોડ નમૂનો રજૂ કરે છે. આ કામનો તહોમતદાર કમુણી છીવો આગળ છે. તે આપની સામે બેઠો છે તેની સામુ જોતાં કોઈ ભાગ્યે જ કહી શકે કે તે માણસે બે બાળહત્યા અને એક સ્ત્રીહત્યા કરી હશે. છતાં તે જ હકીકત છે. તા. ૧૦–૫–૧૬ના રોજ આ તહોમતદારે પોતાનાં બંને બાળકોને પ્રથમ ઊંઘાડી દઈ પછી તેમને ગળાચીપ દઈને મારી નાખેલ છે. અને ગુહરચો! જ્યારે માણસ પોતાનાં જ બાળકોને મારી નાખે ત્યારે તે બીજાનાં બાળકોને શું નહીં કરે? આવું કરપીણ કામ કર્યા બાદ તહોમતદાર તથા તેની ઓરત બંનેએ ગળાફાંસો ખાધો અને તેમ કરવામાં તેમનો ઈરાદો કાયદાની ચુંગાલમાંથી છટકી જવા સિવાય બીજો શો હોઈ શકે? આ પ્રમાણે જ્યારે તેઓ લટક્યાં ત્યારે પાડોશના ઘરવાળાને કાંઈ શંકા જતાં તેમણે બારણાં ખખડાવ્યાં. જવાબ નહીં મળતાં તેમણે બારણાં તોડી નાખ્યાં અને અંદર ગયા. ફાંસાનાં દોરડાં કાપી નાખ્યાં અને મારે ધન્યવાદ આપીને કહેવું જોઈએ કે એ પ્રમાણે કરીને તેઓએ નિદાન એક ગુન્હેગારને કાયદા પ્રમાણેની સજામાંથી છટકી જતો અટકાવ્યો છે. આરોપીએ પોતાને મોઢે પોતાના ગુન્હાની કબૂલત કરી છે. પણ ન કરે તો બીજું શું કરે? તેની સામે પડેલા પુરાવા ઘણા મજબૂત છે. આ બંને બાળકો તથા બાઈ અમુક રાત સુધી જીવતાં હતાં, ત્યાર પછી તેમના ઘરનાં બારણાં દેવાઈ જાય છે, તે બંધ બારણાંમાંથી બીજું કોઈ આવી શકે તેમ નથી, તેમ આવ્યું પણ નથી તેથી આરોપીએ જ આ કરપીણ કૃત્ય કર્યું હોવાનું અનુમાન વાજબી ઠરે છે અને આરોપી પણ તેનો ઈન્કાર કરતો નથી. એસેસર સાહેબો! આવું કરપીણ કૃત્ય આપે કદાપી જોયું નહીં હોય. માતાપિતાના વાત્સલ્યની વાતો આપે સાંભળી હશે પણ ક્યાં ગયું તે વાત્સલ્ય? દુશ્મનો વચ્ચેના વેરની વાતો સાંભળી હશે પણ અહીં આ નાનાં બાળકોએ કયું વેર બાંધ્યું હતું? આ તો બે ક્રૂર પતિપત્નીએ જાણીબૂઝીને પોતાનાં બેઉ બાળકોને પોતાને જ હાથે મારી નાખેલાં છે. આ કામ એટલું અધમ છે, આ ગુન્હો એટલો કરપીણ છે કે તે માટે આકરામાં આકરી સજા થવી જોઈએ અને એવી સજા આપ ફરમાવશો એવી મારી માગણી છે.

તહોમતદારે તેની સ્ત્રીની મદદ લઈને અથવા તે વિના પોતાનાં બંને બાળકોનાં ગળાં તેમનું મરણ થાય તે રીતે દબાવ્યાં હતાં તેથી તેનું મરણ થયું છે તેથી કલમ ૩૦૦–૩૦૨ મુજબનો ગુન્હો બને છે તેમ જ છેવટ તહોમતદારે સજામાંથી બચવા માટે પોતાને ગળે ફાંસો દઈ મરી જવાનો પ્રયત્ન કર્યો છે તે ઉપરથી કલમ ૩૦૪ મુજબનો ગુન્હો બને છે. અને આ ગુન્હાઓ તહોમતદારે જ કર્યા છે અને બીજા કોઈએ કર્યા નથી તે માટેના સાક્ષીઓ રજૂ કરવામાં આવશે. તે સાક્ષીઓની જુબાની ઉપરથી તહોમતદાર ઉપર ગુન્હો સાબેત માનવામાં આવે તો આ માટે સખતમાં સખત સજા ફરમાવવામાં આવે તેવી મારી માગણી છે.

૫. રતુમડા ગામના પોલીસ પટેલનો રિપોર્ટ :

મારું નામ રામસિંહ; બાપનું નામ દેવજી જાતે રાજપૂત, ઉમર વરસ ૪૮, ધંધો નોકરી. પૂછવાથી લખાવું છું કે તા. ૨૦–૫–૧૬ના રોજ રતુમડા ગામે ખૂન અને શિક્ષણીય મનુષ્યવધની બાતમી મળતાં અમો તે જગ્યા ઉપર ગયા હતા. ગામ મજૂરના કમુણી છીવા પ્રાય

તથા તેની ઓરત બાઈ ઝમકુ, તથા એક છોકરો ઉ. વ. ૪ અને એક છોકરી ઉ. વ. ૨ ની તેમના ઘરમાં હતાં. અમો ગયા ત્યારે બાઈ ઝમકુ તથા છોકરી તથા છોકરો મરણ પામેલાં હતાં તથા કણબી જીવા પ્રાગે આપઘાતની કોશિશ કરેલી પણ જીવ જતાં પહેલાં પડોશી આવી પહોંચતાં તેમણે ગળાનો ફાંસો કાપી નાખ્યો અને રહ્યો. મજકૂરને સારવાર માટે દવાખાને ખસેડવામાં આવ્યો છે. તેમ જ બીજી લાશોનું પંચાતનામું તૈયાર થઈ જતાં તેને અવલ મંજલ પહોંચાડવા તેનાં સગાંઓને સુપ્રત કરવામાં આવેલ છે. આ મુજબની મારી હકીકત છે. બીજું મારે જાહેર કરવા સરખું કાંઈ નથી.

ઉલટ તપાસમાં જાહેર કરું છું કે તહોમતદારના ઘરમાંથી ઝડતી લેતાં રોકડ, ઝવેરાત, કે દાણા કંઈ નીકળ્યું નથી. તેમ જ મરનાર બાઈ ઝમકુ તથા છોકરો તથા છોકરીને બે દિવસથી કાંઈ ખાવા મળ્યું નહીં હોય તેમ સાબિત થાય તેવા પુરાવ ઘરમાંથી મળ્યા છે.

## ૬. પારી કસળચંદ સવચંદની જુબાની :

મારું નામ કસળચંદ, બાપનું નામ સવચંદ. જાતે વાણિયા, ઉ વ. ૫૦, ધંધો હટાણાનો. પૂછવાથી લખાવું છું કે રહો. કણબી જીવા પ્રાગ તથા તેની ઓરત બાઈ ઝમકુને હું ઘણાં વરસથી ઓળખું છું. જે લાશ બતાવવામાં આવે છે તે બાઈ ઝમકુની તથા તેના છોકરા તથા તેની છોકરીની છે તે હું ઓળખી બતાવું છું. રહો.નું ઘર મારા પાડોશમાં છે. તારીખ ૯-૫-૧૯૪૬ની રાતે તેમના ઘરમાં કાંઈક અવાજ થવા માંડ્યા તેથી કાંઈક નવું બને છે તેમ માની અમે ઘરનાં બારણાં ખખડાવ્યાં. પણ જવાબ ન મળવાથી આડોશીપાડોશીને જગાડી ઘરનાં બારણાં ખોલી અમો અંદર ગયા. તે વખતે જીવામાં થોડો જીવ લાગ્યો એટલે અમે તેનો ગળાફાંસો કાપી નાખ્યો. તે જ પ્રમાણે બાઈ ઝમકુનો ફાંસો પણ કાપી નાખેલો પણ તેના ખોળિયામાં જીવ નહોતો. એ જોઈને અમે પોલીસમાં ખબર આપ્યા. પછી પોલીસે આવીને લાશોનો કબજો લીધો, પંચક્યાસ કર્યો. ત્યાર બાદ લાશને અવલમંજલ પહોંચાડવાની રજા આપી અને જીવા પ્રાગને પરહેજ કર્યો. આ મારી હકીકત છે.

ઉલટ તપાસમાં જણાવવાનું કે એ લોકોને બે દિવસથી કાંઈ ખાવાનું મળ્યું નહોતું. જીવાને રોજી મળતી નહોતી, પાસે પૈસા નહોતા. તેની ઓરત વાણિયણ (મારી સ્ત્રી) પાસે દાણા ઉછીના માગવા આવી હતી. પણ તે પાછા નહીં મળે એ બ્હીકે વાણિયણે તે આપ્યા નહોતા.

## ૭. ડૉ. રજનિકાન્ત માફનો રિપોર્ટ:

ગઈ તા. ૧૧-૫-૧૯૪૬ના રોજ મારી પાસે ત્રણ લાશ મોકલવામાં આવી હતી. તેમાં એક ઓરત અને બે બાળકો હતાં. ઓરતની ઉંમર વીસની ઉપર અને પચીસની નીચે લાગતી હતી. અને બાળકો અનુક્રમે ચાર અને બે વરસનાં લાગતાં હતાં. બન્ને બાળકોના ગળા ઉપરનાં ચિહ્નો ઉપરથી શ્વાસોશ્વાસ બંધ થઈ જાય તે રીતે તેની ઉપર વજન મૂકવામાં આવ્યું હોય તેમ અનુમાન થાય છે. તે ઉપર રહી ગયેલાં નિશાન ઉપરથી માણસના હાથથી તે ગળાં દબાવ્યાં હોય. લાશ આવી ત્યારે મરણને ચૌદ ઉપરાંત કલાકો વીતી ગયા હતા.

ઓરતની લાશના ગળા ઉપર દોરડાના રેસા ચોંટી ગયેલા હતા તે ઉપરથી દોરડા વડે તેણે આપઘાત કર્યો હશે. તેણે કાંઈ ધમપછાડા માર્યા નથી, દોરડું છોડવાની કોશિશ કરી નથી તથી તેણે આપઘાત કર્યો હોવાનું અનુમાન થાય છે. જો ગળાફાંસો આપનાર બીજી વ્યક્તિ હોત તો તેણે વિરોધ કર્યો હોત અને મરણોત્તર ચિહ્નો જુદી જાતનાં હોત.

ઉલટ તપાસઃ—જો કે જરૂર નહોતી છતાં લાશો ચીરતાં બાળકોના પેટમાં કાંઈ ઝેરી દ્રવ્ય માલૂમ પડ્યું નથી એટલું જ નહીં પણ કાંઈ ખોરાક પણ માલૂમ પડ્યો નથી. તે જ પ્રમાણે ઓરતના પેટમાંથી પણ કાંઈ ખોરાક નીકળ્યો નથી. તે ત્રણેની જીવનશક્તિ એટલી ઓછી થઈ ગઈ હતી કે મરણ થવામાં લાંબો કાળ ગયો નહીં હોય.

૮. કોળી માલા કાનાની જુબાની:

મારું નામ માલો, બાપનું નામ કાનો, જાતે હિન્દુ કોળી, ઉંમર વરસ આશરે ૨૮, ધંધો મજૂરી. પૂછવાથી લખાવું છું કે ત્હો. જીવા પ્રાગને હું ઘણી સારી રીતે ઓળખું છું. અમે નાનપણથી સાથે રહેલા તેથી ઓળખું છું. ગુન્હો બન્યો તે દિવસે હું ગામમાં નહોતો. જીવાને તેના પિત્રાઈઓ સાથે અણબનાવ હતો. તેના પિત્રાઈઓ તેનું બધું લૂંટી ગયા છે તેમ જીવો કહેતો. તેમાં મેં ચોવટ કરી જોઈ હતી. પિત્રાઈ કહેતા કે જીવો હક્કથી માગવા આવશે તો કાંઈ નહીં મળે પણ જો ભાઈ થઈને મદદ માગશે તો બધું આપશું. પણ જીવો વટનો કટ્ટો હતો. તેણે મને કહ્યું કે મરી જવું એ હા પણ હાથ લાંબો કરવાનું મારાથી બનશે નહીં. જીવાને ગામમાં રોજી મળે તેમ નહોતું પણ મેં સાંભળેલું કે રતુમડાથી સાત ગાઉ દૂર એક તળાવ ખોદાય છે ત્યાં માણસો રાખે છે તેથી તેની તપાસ કરવા હું ગયો હતો. ત્યાં જીવા માટે રોજીનું નક્કી કરીને હું આવ્યો હતો; પણ જીવાને મેં ખબર આપેલી નહીં તેથી તેણે ઉતાવળ કરી. આગલે દિવસે જીવો તેના પિત્રાઈ પાસે ગયો હતો અને તેની વહુને તેના બાપ પાસે મોકલી હતી. મને ભરોસો હતો કે બેમાંથી એક જગ્યાએથી તો મદદ મળશે અને પછી તો તળાવની રોજી શરૂ થશે. પણ ત્યાં શું બન્યું તેની મને ખબર પડી નહીં. રાતે હું મોડો ઘેર પાછો ફર્યો એટલે જીવાને મળ્યો નહીં. બીજે દિવસ ભળકડે આવા વાવડ આવતાં હું જીવાને ઘેર ગયો ત્યારે મામલો ખલાસ થઈ ગયો હતો.

ઉલટ તપાસમાં જણાવ્યું કેઃ—જીવાને તેનાં બેઉ બાળકો માટે ઘણી લાગણી હતી. એકવાર છોકરાને તરિયો તાવ આવ્યો ત્યારે તેણે ઘણા ઉજાગરા કર્યા હતા અને એકવાર છોડીને બળિયા ટંકાવ્યા ત્યારે તેણે ખર્ચ કરવામાં બાકી રાખી નહોતી. તેમજ બંને ધણી-ધણિયાણી વચ્ચે પણ સારો બનાવ હતો.

૯. કણબી પોલા રામજીની જુબાની:

મારું નામ પોલો, બાપનું નામ રામજી. જાતે કણબી હિન્દુ, ધંધો ખેતીનો, ઉંમર યાદ નથી પણ ૭૦ થી વધારે હશે. પૂછવાથી લખાવું છું કે ત્હો. જીવા પ્રાગને હું ઓળખું છું. તે મારો ભત્રીજો થાય. મારા છોકરાઓની અને તેની વચ્ચે ખેતર બાબતની તકરાર ઘણા વખતથી ચાલે છે. આ બનાવ બન્યા પહેલાં આઠદસ દિવસે તે અમારે ઘેર આવ્યો હતો. તેણે કહ્યું કે આજે જ સમાધાન કરવું હોય તો તમે જે આપો તે લઈ લેવા હું તૈયાર છું. અને સમાધાન ન કરવું હોય તો સાથીદાવે કે ગમે તેમ કરીને એક ખેતર ખેડી ખાવા આપો તો પણ ચાલશે. છોકરામાંથી બે જે ઘેર હતા તે તો કબૂલ થયા. મને પણ વાત ઠીક લાગી પણ પછી સૌથી નાનો તેના મામા સાથે આવ્યો તેણે કહ્યું કે મોંમાં તરણું લઈને માફ માંગો, તમારી સાળીનું સગપણ મારા દીકરા વેરે નક્કી કરાવો અને કબૂલ કરો કે આ મહેરબાનીથી આપીએ છીએ તો તમને એક ખેતર ખેડી ખાવા આપીએ. તેની જીવાએ ચોખ્ખી ના કહી.' પછી મારા છોકરાએ તેના મામા સાથે ઘણી વાટાઘાટ ચલાવી પણ સાટું સુધર્યું નહીં.' પણ તે દિવસે મને જીવો આવું કરી બેસશે એવો વહેમ આવેલો નહીં. નહીંતર ગમે

તેમ કરીને સમજૂતી કરાવી દેત. મારા છોકરાઓ ઉપર મારું ચલણ નથી. તે બધા તેના મામાનું કહ્યું વધારે કરે અને મામો તો જીવા ઉપર ઘણાં વરસોથી ખાર બળેલો છે.

ઉલટ તપાસમાં જણાવ્યું છેઃ—બીજા છોકરા કરતાં જીવો જરા નોખી ખસલતનો છે. એક વાર તેની વહુને તેની જેઠાણી જેવું ગવન પહેરાવા માટે આઠ દિવસ રાતદિનના ઉજાગરા કરી મજૂરી કરી હતી. ઘણાને બાઈડી—છોકરાં તો છે અને હશે પણ પોતાનાં બાઈડી—છોકરાં પાછળ જીવો જેવો ગાંડો હતો તેવો બીજો કોઈ ભાળ્યો નથી.

**૧૦. કણબી રાઘવ માલાની જુબાની:**

મારું નામ રાઘવ, બાપનું નામ માલા, જાતે કણબી હિન્દુ, ધંધો ખેતીનો, ઉમ્મર વરસ ૫૩. પૂછવાથી લખાવું છું કે રહો. જીવા પ્રાગ મારો જમાઈ થાય. તે બીજી રીતે સારો પણ આકળો બહુ છે. એકવાર તેઓ અમારે ઘેર આવેલાં અને તેની સાસુએ છોકરાં માટે દીકરીને પેંડાબરફી સાથે બંધાવ્યાં ત્યારે બોલાઈ ગયું હશે કે છોકરાં માટે વધારે આપ્યું છે કેમકે તારા સાસરામાં ભૂખ છે એટલે છોકરાં પેંડાબરફી ભાળશે નહીં. આ તો મા—દીકરીની વાત હતી પણ જીવો તે સાંભળી ગયો. અને અમારી સામે પેંડાબરફી ફગાવીને ચાલતો થયો. મેં જાણ્યું જે છોકરો અપરો છે, મૂરખ છે. ધીમે ધીમે સાન ઠેકાણે આવશે.

ઝમકુ મારી દીકરી છે. તે આ બનાવ બન્યા પહેલાં મારે ઘેર આવી હતી. મને કહે કાં તો ઉછીના રૂપિયા આપો, કાં તો દાણા આપો. અને તેમ પણ ન કરવું હોય તો મારાં છોકરાં હમણાં તમારે ઘેર રાખો. અમે બે જણે તો થોડા દાણા આપવા અને થોડા રૂપિયા આપવા અને છોકરાંને અમારી પાસે રાખવાં એમ નક્કી કર્યું. પણ ત્યાં મોટા છોકરાની વહુ ફૂંફાડાથી ન રહેવાયું. તેણે કહ્યું કે જો નણંદબાના સાસરે ભૂખ નથી તો તે દિવસ પેંડાબરફી અમારા મોં સામે ફગાવતાં સારું શું લાગ્યું. વળી અમારે પેટ પણ છોકરાં પાકાં છે; એટલાની પણ જણ વેઠાતી નથી ત્યાં આ ભાર હું તે શે વેંઢારું. અને રૂપિયા યે શેના અપાય ? હા. જો નણંદબાને મદદ જોતી હોય તો બેઈ જણાં માફી માગે પછી મદદ મળે. તે દિવસ મારા બાવા ઘરડા સસરાનું મોઢું તોડી લેતાં જેને શરમ ન આવી તે આજે કયે મોઢે માગવા આવી છે. ઝમકુએ કહ્યું કે અત્યારે અમે ભીડમાં છીએ ને જો મદદ નહીં મળે તો મારે ઝેર ફાકવા વારો આવશે. ઝમકુએ એમ પણ કહ્યું કે જીવાએ તો તેને આવવાની ના જ પાડી હતી પણ પોતે તેને માંડ સમજાવીને આવી હતી. પછી મારો છોકરો ઘેર આવ્યો ત્યારે દાણા આપવા અને છોકરાં લઈ આવવાં એમ અમે નક્કી કર્યું પણ ત્યાં તો અહીં પહોંચીને આવા વાવડ સાંભળ્યા. જીવો જો એક દિવસ વાટ જોઈ ગયો હોત તો ઠીક હતું.

ઉલટ તપાસમાં જણાવ્યું કે જીવો ઝમકુનું બધું કહ્યું માનતો અને ઝમકુ યે રાંડ ( આ શબ્દ પાછીથી છેકાવી નખાવ્યો હતો ) જીવાને જોઈ ગાંડા જેવી થઈ જતી. તે બે વચ્ચે કોઈ જાતની તકરાર હતી નહીં.

**૧૧. રહો. જીવા પ્રાગનો ઈકરાર:**

મારું નામ જીવો. બાપનું નામ પ્રાગજી. જાતે કણબી હિન્દુ, ધંધો ખેડનો અને મજૂરી, ઉમર વર્ષ ૨૮.

મારું આ ગામમાં ખેતર છે. બીજાં ખેતરના ભાગ માટે મારે અને મારા પિત્રાઈઓ વચ્ચે તકરાર ચાલે છે. અમે ઘણાં વરસથી અહીં રહીએ છીએ. ખેતરની ઊપજ ઓછી છે પણ અમે મજૂરી કરીને વધારે રળી લઈએ છીએ. ઓણ સાલ વરસ નબળું ગયું. મારે તો

કાંઈ દેવું નહોતું પણ આપના વખતનું લેણું કાઢી વાણિયા મારું એક ખેતર અને દાણા લઈ ગયો. પછી મારો બળદ મરી ગયો. મારાં છોકરાં માંદાં પડ્યાં તેમાં પૈસા ખરચાઈ ગયા. અમે બંને મજૂરી કરવા ગયાં તેમાં મુકાદમે મારી ઓરતની છેડતી કરી તેથી તેણે મજૂરી મૂકી દીધી. મને મુકાદમે ખોટા વાંકમાં લાવી કાઢી મૂક્યો. જ્યારે દાણા બધા ખૂટી જવા આવ્યા ત્યારે હું મારા પેલા કાકા પાસે ગયો. પણ ત્યાંથી ખાલી હાથે પાછો ફર્યો. પછી મારી ઓરત તેના બાપ પાસે ગઈ અને ત્યાંથી ખાલી હાથે પાછી ફરી એટલું જ નહીં પણ તેની ભાભીએ તેને જે કહ્યું તે બધું મને કીધું. કહેતાં કહેતાં તેની આંખમાં પાણી આવી ગયાં. ત્યાં મારો છોકરો જાગ્યો. તેણે ખાવાનું માગ્યું અને ખાવાનું કાંઈ હતું નહીં. એટલે તે રોવા લાગ્યો. તેથી છોકરી પણ ખાવાનું માગવા લાગી અને રોવા લાગી. તે દિવસ તો જેમ તેમ કાઢી નાખ્યો. પણ બુધવારે પણ અમને બંનેને કાંઈ ખાવા મળ્યું નહીં અને છોકરાઓ પણ રોવા માંડ્યાં. માર્યાં તોપણ છાનાં ન રહ્યાં. પછી અમે બેઉએ ગળાફાંસો ખાઈ મરી જવાનો નિરધાર કર્યો. પણ છોકરાંનો વિચાર આવ્યો એટલે પહેલાં છોકરાંને મારી નાખ્યાં. અને પછી અમે બંને દોરીએ લટક્યાં. તેમાં મારી ઓરત તો છૂટી ગઈ પણ મારો જીવ જતો નહોતો. એટલામાં પાડોશીઓએ આવીને મારો ગાળિયો કાપી નાખ્યો તેથી હું જીવતો રહ્યો છું. અને બીજાં બધાં મરી ગયાં છે. આ પ્રમાણે મારી હકીકત છે અને તે ખરેખરી છે તેમાં ખોટું બોલું તો પરમેશ્વર પૂછે.

૧૨. તા. ૯–૧૦–૧૯૧૬ સોમવારના દૈનિકમાંથી ઉતારો:

અમો અગાઉ લખી ગયા હતા તેમ અત્રેના જાણીતા દેશસેવક અને સ્થાનિક વકીલ શ્રીયુત ફતેચંદ ભગુભાઈએ રતુભા ખૂન કેસના સંબંધમાં સોમવારના રોજ બેસતી કોર્ટે આરોપીના બચાવમાં નીચે મુજબનું ભાષણ કર્યું હતું:

**નામદાર કોર્ટ તથા આસેસર સાહેબો,**

આ કેસ બીજા ખૂન કેસ કરતાં જુદી જાતનો છે કેમકે આમાં આરોપી પોતાના ગુન્હાનો ઈનકાર કરતો નથી. તેમ જ તેણે જ તે ગુન્હો કર્યો છે તેની સાબેતી માટે બીજા સાક્ષી પણ લાવવા પડ્યા નથી. ગુન્હો બન્યો છે તે હકીકત ખરી છે અને સાબેત છે. તે ગુન્હો કરનાર તેહો. જીવતા ગામ છે તે હકીકત પણ એટલી જ ખરી અને સાબેત છે. મારા વિદ્વાન મિત્રે કેસની રજુવાત વખતે સઝા વિશે જે કહ્યું છે તેની સાથે હું મળતો થાઉં છું આવા ગુન્હા માટે સખતમાં સખત સઝા તહોમતદાર મરી જાય ત્યાં સુધી તેને ફાંસીને દોરડે લટકાવવાની જ હોઈ શકે. પણ જો ફાંસી દેવાનો જ આપનો સર્વનો મત થતો હોય તો તે તો મારો અસીલ પોતાની મેળે કરતો જ હતો. તે પોતે જ પોતાની મેળે મરી જતો હતો પણ આપણે તેને તેમ કરતાં અટકાવ્યો છે. તેની ઉપર કામ ચલાવ્યું છે, તેનો કેસ તૈયાર કરવાનાં પોલીસે કાગળિયાં કર્યાં છે, તેમ જ આપણે બધા પણ આટલા દિવસથી આ કેસ ચલાવીએ છીએ અને તે બધી મહેનતને અંતે આરોપીને ફાંસીને લાકડે જ ચઢાવવો હોય તો તે તો જે તે કરવાનો હતો તે જ આપણે કરીએ છીએ અને તેટલા માટે મારા વિદ્વાન મિત્રનો, મારો, પોલીસનો, નામદાર કોર્ટનો કે આસેસર સાહેબોનો આટલો બધો વખત બરબાદ કરવાની, કે તેની પાછળ આટલા બધા પૈસા ખર્ચવાની કાંઈ જરૂર જ નહોતી. આ કેસમાં પાડોસીઓ દરવાજા તોડી ઘરમાં ગયા તે પહેલાં જો આરોપી પણ મરી જ ગયો હોત તો આપણે શું કર્યું હોત તે વિચારવા જેવું છે, પણ હવે જ્યારે તે મરી ગયો નથી ત્યારે અને ગળાફાંસો ખાઈને

મરી જતાં તેને અટકાવવામાં અને રોકવામાં આવ્યો છે ત્યારે જે અંજામ તે પોતાની મેળે લાવતો હતો તે જ અંજામ આટલા બધા દિવસ પછી, તેને કેદ રાખી ખવડાવ્યા–પીવડાવ્યા પછી આપણે પણ લાવવાના હોઈએ તો મારે કહેવું જોઈએ કે બરાબર થશે નહીં.

સામાન્ય ખૂનના કેસો કરતાં આ કેસ બીજી રીતે પણ જુદો પડે છે તે એ છે કે આ ખૂનનો હેતુ પૈસા કે લાભ મેળવવાનો, કે વેરનો બદલો લઈ તૃપ્તિ મેળવવાનો નથી, તેમ જ આ ખૂનો પછવાડે ઈર્ષા, ક્રોધ, દ્વેષ કે વેરઝેર નથી. એથી ઉલટું બધા સાક્ષીઓએ કબૂલ કર્યું છે તેમ તહોમતદાર અને મરનાર વચ્ચે ઘણો જ સારો અનુરાગ હતો. અને સ્નેહના પાત્રનું દુઃખ જોઈ ન શકાયાથી આ ખૂનો કરવામાં આવ્યાં છે. આ બનાવના કારણમાં ઊતરશું તો જણાશે કે આ ખૂનો થયાં કારણ કે સાક્ષી પોલાએ મારા અસીલે લંબાવેલો દોસ્તીનો હાથ સ્વીકાર્યો નહીં, તેનું કારણ એ પણ છે કે સાક્ષી રાધર માલાએ તે છોકરાં પોતાની સંભાળમાં લીધાં નહીં, માટે આ ખૂન માટે તહોમતદાર જેટલા જ આ બે સાક્ષીઓ પણ ગુન્હેગાર છે અને મારા વિદ્વાન મિત્રે તેમને અટકમાં લેવડાવી તેમની સામે કેસ પુરવાર કરવો જોઈતો હતો. અને તેમ જ્યારે નથી થયું અને મારા અસીલને જ તકસીરવાન ઠેરવી અત્રે રજૂ કરવામાં આવેલ છે ત્યારે મારે એટલું જ ફરી ફરીને કહેવાનું રહે છે કે આપ તેને ફાંસી આપવાનો નિર્ણય કરતાં પહેલાં આ કેસનાં સ્થિતિસંયોગો વિચારી તેવા નિર્ણયથી આ કોર્ટની કેવી હાંસી થશે તે ખ્યાલમાં લેવું ઘટે છે. આ પછી વિદ્વાન વકીલે પોતાનું બોલવું ખતમ કર્યું હતું.

**૧૩. નામદાર કોર્ટ:**

આપે બંને પક્ષના વકીલોની દલીલો સાંભળી છે, તેમ જ સાક્ષીઓની જુબાની તેમ જ ઉલટ તપાસ સાંભળી છે. એ બધાને વિચારમાં લઈ આપ આપનો વિચારપૂર્ણ મત આપશો.

**૧૪. આસેસર સાહેબોનો મત:**

બહુમતીનો અભિપ્રાય એવો છે કે ગુન્હો સાબિત પણ આરોપી નિર્દોષ.

**૧૫. ચુકાદો:**

(ઘણી મહેનત અને તપાસ કરવા છતાં પણ આ ચુકાદો હાથ લાગ્યો નથી. પણ કેસનાં લગભગ બધાં કાગળિયાં ઉપર આપવામાં આવ્યાં છે તે ઉપરથી દરેક વાચક પોતપોતાનો ચુકાદો આપી શકશે, અથવા કોઈ વકીલ કે ન્યાયાધીશ સાહેબ પણ સેવાભાવે આ કામ ઉપાડી લે તો પણ ચાલશે.)

---

'તમે દરરોજ નિશાળે મોડા કેમ આવો છો?' એવા માસ્તરે પૂછેલા સવાલના જવાબમાં એક નાના છોકરાએ આ પ્રમાણે જવાબ આપ્યો: 'બે મારી બહેનો અને એક બાથરૂમ-સાહેબ! કેમ કરીને વહેલો આવી શકું?' (કોરોનેટ)

*

એક વેપારીએ ઘણા આંટાફેરા ખાધા છતાં પણ એક શ્રીમંતનું બીલ પતતું નહોતું. છેવટ કંટાળીને તેણે પોતાના નાના બાળકનો ફોટોગ્રાફ બીલ સાથે મોકલાવ્યો અને લખ્યું: 'પૈસાની ઉતાવળ આને કારણે છે.'

બીજા દિવસમાં જ પેલા પૈસાદારનો જવાબ આવ્યો. સાથે એક ખૂબસૂરત યુવતીનો ફોટો હતો. તેણે લખ્યું હતું 'પૈસા નથી મોકલી શકતો આને કારણે જ.' (રી. ડા.) —બા. વ્યા.

મધુરપ્રસાદની વાતો

# બાદશાહનો નજૂમી

ર. ર.

બાદશાહ સલામતને શિકારનો બહુ શોખ. ખરું પૂછો તો શિકાર સિવાય તેમને બીજો કોઈ શોખ જ નહોતો. બાદશાહ સલામત બેગમના આવાસમાં હોય, હીનાની ખુશબોભર્યાં પંખા બાંદીઓ વીંઝી રહી હોય, સરોદમાંથી મીઠું સંગીત દિલને બહેલાવી રહ્યું હોય ત્યાં ખબર આવે કે અમુક જગ્યાએ શિકારની બાતમી આવી છે એટલે એ બધું છોડી બાદશાહ સલામતની સ્વારી શિકારે ઊપડી જતી. પરદેશનો એલચી આવ્યો હોય, તેના માનમાં જિયાફત રચાઈ હોય, ખાણા ઉપર બેસી જરૂરી બાબતોના ચુકાદા લેવાના હોય ત્યાં ખબર આવે કે અમુક જંગલમાં શિકારની ભાળ લાગી છે, એટલે જિયાફત જિયાફતને ઠેકાણે રહે અને બાદશાહ સલામત શિકારે ઊપડી જાય. કોઈ જગ્યાએ શાદી થનાર હોય અને બાદશાહ સલામત તેમાં હાજરી આપવાના હોય પણ જો તે પહેલાં કોઈ જગ્યાએ સારા શિકારની બાતમી મળે તો શાદી પણ બાદશાહની હાજરી વિના જ થતી.

પણ આ શોખ ઉપર એક મોટો અંકુશ રહેતો—વરસાદનો. બાદશાહની સવારીને સુદ્ધાં વરસાદનાં ઝાપટાં સામે નાસીપાસ થઈને પાછું ફરવું પડતું. આથી બાદશાહ ઘણા ગુસ્સે થતા પરંતુ તેમના જન્મ વખતે વિધાતા સાથે જે ઇન્સ્ટ્રુમેન્ટ ઑફ એગ્રીમેન્ટ તૈયાર થયેલું તેમાં વરસાદ ઉપર બાદશાહની હકૂમત રાખવા દેવામાં આવેલી નહીં. એટલે વરસાદ શિકારની મજબૂત અટકાયત કરતો. ઘણી વાર મોટા સરંજામ સાથે નીકળેલી સવારી પાણીથી ભીંજાઈને જેમની તેમ પાછી ફરતી, તે વખતે બાદશાહને થતું કે આના કરતાં ન જ ગયા હોત તો સારું.

આ માટે બાદશાહે એક નજૂમી રાખ્યો. જ્યારે જ્યારે શિકારે જવાનું થાય ત્યારે નજૂમીને પૂછવામાં આવતું અને નજૂમી રમલના પાસા ફેંકી વરસાદ આવશે કે નહીં તે નક્કી કરતા. અને ત્યાર પછી બાદશાહ શિકારે જશે કે નહીં તે નજૂમી સાહેબ જ નક્કી કરતા. એકવાર એવું બન્યું કે કોઈ જરૂરી રુક્કા ઉપર બાદશાહની સહીમહોર લેવાની હતી. બીજી તરફ શિકારના ખબર આવ્યાથી બાદશાહ શિકારે જવાના હતા. વજીર સાહેબ ગભરાઈને નજૂમીને ત્યાં આવ્યા અને બાદશાહ જાય નહીં તેવી ગોઠવણ કરવા કહ્યું. નજૂમી અને વઝીર વચ્ચે શી વાતચીત થઈ તે તો ગુપ્ત રહ્યું પણ નજૂમીએ કહ્યું, કે ત્રણ દિવસનો વીજળી–કડાકા સહિતનો વરસાદ છે. એટલે સવારી મુલતવી રહી અને પેલા રુક્કા ઉપર સહીમહોર થઈ ગઈ. બીજી વખત એક બેગમ સાહેબાને તેના ભાઈની મુલાકાત કરવાની હતી પણ તે ભાઈ ઉપર બાદશાહની ઇતરાજી તેથી મુલાકાત માટે ભાઈજાન આવી શકતા નહીં. એક રાતે બેગમની બાંદી નજૂમી સાહેબને મળી આવી અને નજૂમી સાહેબે રમલ જોઈને પંદર દિવસની સાફ ખુશનુમા હવાનું ભવિષ્ય ભાખ્યું. બાદશાહ શિકારે ગયા અને બેગમ સાહેબાની તેમના ભાઈ સાથે મુલાકાત થઈ ગઈ. રફતે રફતે બધે ઠેકાણે નજૂમી સાહેબના ઇલમની વાત જાહેર થઈ એટલે બધા લોકો પોતાના કામ માટે નજૂમી સાહેબને મળવા જતા ગયા.

રાજ્યમાં સામાન્યતઃ વઝીર કે દીવાન જ મહત્ત્વનો હુદ્દેદાર ગણાય છે. પણ અંધકારના યુગમાં રાજાની ખવાસણ કે તેનો માનીતો નોકર પણ મહત્ત્વનાં માણસો બનતાં. આ સ્થળે તો આખા રાજ્યમાં સૌથી ઉપયોગી અને

ઘણી મહત્ત્વના પુરુષ નજૂમી થઈ પડ્યા. અને નજૂમીની જગ્યા બાદશાહ સલામતના અમલમાં ઘણી મહત્ત્વની બની રહી હતી.

' એક વેળા દૂરથી ખબર આવી કે સારો શિકાર મળે તેમ છે માટે આવો. અને બાદશાહ સાહેબે રસાલાને તૈયાર થવાનો હુકમ આપ્યો. બીજી તરફથી નજૂમીને હાજર થવા ફરમાન ગયું અને નજૂમીએ રમલના પાસા નાખી ગણિત ગણી જોઈ આપ્યું કે હવા ઘણી ખુશનુમા રહેશે અને પંદર દિવસ સુધી વરસાદ આવવાનો સંભવ નથી. આ સાંભળી બાદશાહે વધારે મોટી તૈયારી કરી.

આજે નજૂમી સાહેબ પાસે બાદશાહની સવારી રોકવાની અરજ કરવા કોઈ આવ્યું નહોતું. બાદશાહ સલામત શિકારની મોટી સહેલગાહે પધારે તેમાં કોઈને કાંઈ વાંધો નહોતો એટલે જ નજૂમીએ પંદર દિવસ સુધી વરસાદ નહીં પડે તેમ કહ્યું હતું. એટલે બપોરના નમતે પહોરે રસાલો ઘણા દબદબાથી નીકળ્યો. સર્વના મનમાં ઉત્સાહ હતો, ખૂબ શિકારની સહેલગાહ માણવાની હોંશ હતી.

પાટનગરનો કિલ્લો છોડી રસાલો જરા આગળ વધ્યો ત્યારે સામે પોતાના દુર્બળ ગધેડા ઉપર લાકડાં મૂકીને આવતો એક કઠિયારો રસાલાને સામે મળ્યો. આટલા મોટા સમુદાયને સાથે જોઈ સ્વાભાવિક કુતૂહલથી તેણે પૂછ્યું, 'આપ બધા કોણ છો અને ક્યાં જાઓ છો?' તેને ઉત્તર મળ્યો કે બાદશાહ સલામતનો રસાલો શિકારની સહેલગાહે જાય છે.

કઠિયારે કહ્યું, 'આવડો મોટો રસાલો લઈને જાઓ છો પણ વરસાદ આવશે તો શું થશે?'

રસાલાના અગ્રણીઓએ જવાબ આપ્યો કે મોટા નજૂમીએ કહ્યું છે કે પંદર દિવસ વરસાદ આવશે નહીં એટલે જ નિરાંત છે.

કઠિયારો કહે, 'તમારા નજૂમી બી ભલો માણસ દેખાય છે. તેણે ભલે ને પંદર દિવસ સુધી વરસાદ આવશે નહીં તેમ કહ્યું હોય પણ હું કહું છું કે આજે જ અર્ધા કલાક પછી ઘણા જોરથી વરસાદ પડશે. માટે મારું માનો તે ભલા થઈને પાછા જ જાઓ.'

આના જવાબમાં બધા હસ્યા. 'અલ્યા ! અમારા નજૂમી સાહેબ કરતાં પણ મોટો કબાર થી થયો !! વળી હવે તો અમે નીકળી ચૂક્યા છીએ અને બાદશાહના હુકમ વિના અમારાથી પાછા ન ફરાય.'

કઠિયારે કહ્યું કે તો બાદશાહને જઈ કહો કે અરધી જ કલાકમાં વરસાદ તૂટી પડવાનો છે માટે મહેરબાની કરી પાછા ફરે.

પણ એમ કરવા કોઈની હિંમત ચાલી નહીં તેમને દહેશત હતી કે જો વરસાદના ખબર તેઓ આપે અને પછી વરસાદ ન આવે તો બાદશાહના ગુસ્સાનો ભોગ તેઓ જ થાય.

આમ રસાલો આગળ ચાલ્યો. અને ખરેખર અર્ધા કલાક પછી આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું. ગાજવીજ અને કડાકા થવા લાગ્યા અને વરસાદ તૂટી પડ્યો. રસાલાની કૂચ બંધ થઈ ગઈ. અને બધાને પાછા ફરવું પડ્યું. પાછા ફરતાં અંધકાર વ્યાપી ગયો. સામાન અને માણસો બધાં પલળી ગયાં. બાદશાહની એક માનીતી ઘોડી ઠોકર ખાઈને લંગડી થઈ. દારૂગોળો ભીંજાઈ ગયો અને બીજું પણ ઘણું નુકસાન થયું.

બાદશાહ સલામત ઘણા જ ગુસ્સે થયા. અને તે વખતે લાગ જોઈ રસાલાના માણસે જાહેર કર્યું કે આ રીતે વરસાદ આવશે એવી આગાહી એક કઠિયારાએ કરી હતી.

બીજે દિવસે નજૂમીને બોલાવવામાં આવ્યા. અને તેમનો ખુલાસો માગવામાં આવ્યો.

નજૂમી સાહેબ ગભરાઈ તો ગયા જ હતા. પણ તેમણે શાંત ચિત્તે જવાબ આપ્યો કે આખરે તો વરસાદ મોકલવો યા નહીં તે અલ્લાહતાલાની મરજી ઉપર આધાર રાખે છે. મારું કામ તો માત્ર ગ્રહોની સ્થિતિ જોઈ શું

બનશે તેની આગાહી કરવાનું છે. તે આગાહી સાચી હોવા છતાં ખુદા તેને જૂઠી પાડી શકે છે. માટે જે બન્યું છે તે પરવરદિગારની મરજીથી બન્યું છે તેમાં મારો કંઈ કસૂર નથી.

બાદશાહે પૂછ્યું કે જો એમ હતું તો એક કઠિયારો કેમ કહી શકયો કે વરસાદ આવશે. તેને કયાંથી ખબર પડી !'

નજૂમી પાસે પણ તેનો ઉત્તર નહોતો. ખરેખર નજૂમી પોતે પણ કઠિયારો આ શી રીતે જાણી શકયો તે સમજવા અંદરખાનેથી ઘણા ઇન્તેજાર હતા. પણ તેઓ તે જાણી શકે તેમ નહોતા. બાદશાહે તેમને બરતરફ કર્યા.

પછી કઠિયારાને શોધીને કચેરીમાં બોલાવવામાં આવ્યો અને નજૂમીની જગ્યા સંભાળી લેવાનું તેને કહેવામાં આવ્યું. તેમ જ તેણે શું કામ કરવાનું તે પણ સમજાવવામાં આવ્યું, કે જેથી બાદશાહ સલામત ફરી શિકારે જાય ત્યારે તેમને વરસાદથી હેરાનગતી થાય નહીં.

પહેલી જ વાર કઠિયારાને નવી જગ્યા અપાયા પછી તેને બોલાવવામાં આવ્યો અને બાદશાહે વરસાદ થશે કે નહીં તે પૂછ્યું ત્યારે કઠિયારાએ કહ્યું કે તેને વરસાદ ક્યારે થશે અને ક્યારે નહીં તેની કાંઈ ખબર નથી. તેમજ તેને નજૂમ પણ આવડતા નથી.

બાદશાહે કઠિયારાને પણ બરતરફ કર્યો.

જ્યારે કઠિયારો બહાર જઇ રહ્યો હતો ત્યારે કોઇને યાદ આવ્યું કે એ જ કઠિયારે એકવાર અર્ધા કલાકમાં વરસાદ થશે એમ કહ્યું હતું તે મુજબ વરસાદ થયો પણ હતો અને તે જ ઉપરથી તેને નજૂમીની જગ્યા પણ અપાઇ હતી એટલે તેણે સવાલ કર્યો, 'જો વરસાદ સંબંધી તને કાંઇ ખબર જ પડતી નહોતી તો જ્યારે રસાલો શિકારે જતો હતો ત્યારે અર્ધા કલાકમાં વરસાદ પડશે એમ તું શી રીતે કહી શકયો !'

આ સવાલે કઠિયારાના મગજ પર અજવાળું પાડ્યું. તેને ખબર પડી કે તેને મળેલી નજૂમીની જગ્યા એકવાર કરેલી આગાહીના ઈનામ રૂપે નહોતી પણ એવી આગાહીઓ વારંવાર કર્યા કરવા માટે એ જગ્યા હતી! આ વિચારમાં કઠિયારો અટવાયેલો હતો ત્યાં જ અફસરનો કડક અવાજ ફરી તેને કાને પડ્યો, 'બોલ. અગર તને વરસાદની ખબર પડતી નથી, તો તે દિવસે અર્ધા કલાકમાં વરસાદ પડશે એમ તું કેમ કહી શકયો !'

કઠિયારાએ ઝૂકીને કુર્નિસ બજાવી કહ્યું, 'એ તો ગરીબપરવર, વાત એવી છે કે મારા ગધેડાને તેની ખબર પડે છે. જ્યારે વરસાદ આવવાનો હોય છે ત્યારે તે તેના કાન નીચા કરી નાખે છે તે ઉપરથી હું વરસાદ આવવાનો છે એમ સમજી જાઉં છું અને મારું કામ આટોપી હું ઘર તરફ રવાના થાઉં છું. તે દિવસે પણ મારા ગધેડાએ કાન નીચા કર્યા એટલે મને તે ખબર પડી અને હું ચાલી નીકળ્યો.'

આ સાંભળી બાદશાહ સલામતે હુકમ કર્યો કે કઠિયારાને બરતરફ કરતાં ખાલી પડેલી નજૂમીની જગ્યાએ મજકૂર ગધેડાની નજૂમી તરીકે નિમણૂક કરવી.

*

લખવાની ઉતાવળમાં એક વાત કહેવાની રહી ગઈ તે એ છે કે, મથુરપ્રસાદ આ વાત તેમના મિત્રમંડળ સમક્ષ કહી રહ્યા હતા. જ્યારે આટલે સુધી વાત આવી ત્યારે મથુરપ્રસાદ થાક ખાવા અટક્યા. અને વાતનો અંત સાંભળવા અમે બધા ઇંતેજાર થઈ રહ્યા.

ઉંબટ રમેશથી ન રહેવાયું. તેણે મથુરપ્રસાદને પૂછ્યું, 'હં, પછી !'

મથુરપ્રસાદે રમેશની સામે જોયું, 'પછી ! પછી ખાસ તો કાંઇ નહીં. માત્ર એટલું જ કે એ બનાવ પછી દુનિયાભરના બધા જ ગધેડાઓના મનમાં એવું મજબૂત ઠસી ગયું છે કે રાજ્યની બધી જ મહત્વની જગ્યાઓ કેવળ તેમને જ મળવી જોઈએ...અને એમ બને પણ છે.'

રાત્રિએ પ્રકાશ આપતી વીજળીનો પ્રવાહ બંધ પડતાં આ વાત ત્યાંથી જ અટકી ગઈ.

# ખડક અને લહેર

મગનલાલ પડિયા

ઔરંગઝેબને કવિતા અને સંગીતની ચીઢ હતી. માણસને પ્રભુના માર્ગથી વિમુખ બનાવવા માટે નિમાયેલાં દૂત જેવાં, તે એને ગણતો. ઔરંગઝેબનું હૃદય સિપાહીનું હતું—એક બહાદુર ધાર્મિક સિપાહીનું. વસ્તુ જેવી દેખાય તેવી જ તેને માનવાવાળો તે હતો—એમાં કલ્પનાના રંગ પૂરી એનું સ્વરૂપ બદલી નાખવાવાળો એ નહિ. એટલે જ એ જમાનાની પ્રચલિત ફારસી કવિતાઓમાં પ્રેમ અને વિરહનાં આવતાં વર્ણનો એને મન કેવળ વાસના-પરિપૂર્ણ જ હતાં. ઔરંગઝેબના આ માનસ અને આ નીતિને કારણે શાહી દરબારમાં કવિઓને મળતો આશ્રય તદ્દન બંધ થયો. જેઓનો સંગીત અને કવિતા-શોખ જાણીતો હતો એ દરબારીઓને પણ છૂટા કરવામાં આવ્યા અને સલ્તનતના દૂરના હોદ્દાઓમાં પણ જેઓ સંગીત અને કવિતાને આશ્રય આપતા હતા તેઓ પદભ્રષ્ટ થયા.

આમ રાજ્યમાંથી કવિતાને દેશવટો આપવાનો પ્રયત્ન કરી છૂટવા છતાં, ઔરંગઝેબના આશ્ચર્ય વચ્ચે કવિતાએ છૂપી રીતે એના ઘરમાં જ આશ્રય લીધાનું જણાયું—કેવળ ઘરમાં જ નહિ, પોતાના જ કુટુંબમાં અને તે પણ પોતાના જ લોહીમાંસની બનેલી પોતાની બેટી ઝેબુન્નિસામાં. પોતાની પ્રિય પુત્રીની વિદ્વત્તા અને તેજસ્વી બુદ્ધિમત્તા માટે ઔરંગઝેબને પણ અભિમાન હતું. પરંતુ, ઉદ્યાનમાં ફરતાં ફૂલો અને પતંગિયાં સાથે વાત કરતી, ચાંદની રાતે પ્રકૃતિપ્રિયાને પ્રેમસંદેશ પાઠવતી, અથવા તો ઝાકળનાં બિંદુઓમાં આકાશનાં નક્ષત્રોનાં આંસુ જોતી એ જ્યારે ઔરંગઝેબની નજરે પડતી, ત્યારે એનાથી નિસાસો નખાઈ જતો. કોયલનો ટહુકાર સાંભળીને ઝેબુન્નિસા માથું ધુણાવવા લાગતી, અને આકાશમાં ઇન્દ્રધનુષ જોઈને અટારીમાં પગનો ઠેકો લઈ થોડુંક નાચી પણ લેતી. કોઈ વાર ધીમે ધીમે કંઈક ગણગણતી તેમાંથી શબ્દો કવિતારૂપે પ્રગટ પણ થઈ જતા. બાદશાહે આ બધા માટે એને સમજાવીને ઘણું ય કહ્યું હતું, ધમકીઓ પણ આપી હતી, પોતે રોઈને ખુદા પાસે દુઆ પણ માગી હતી. પરંતુ 'વહી હોતા હૈ જો મંઝૂરે ખુદા હોતા હૈ' માને ખુદાનું ધાર્યું જ સર્વ કાંઈ થાય છે. બાદશાહને ઘણી વાર વિચાર થતો: 'અધાર્મિકતાનો આ દીવો મારા જ ઘરમાં બળ્યા કરે અને હું એને તાકતો જોઈ જ રહું, એ જ શું ખુદાને મંજૂર હશે!'

: ૨ :

એક દિવસ બાદશાહનો દરબાર ભરાયો છે. સંગીત અને કવિતા ઉચિત, સ્વીકાર્ય, સેવ્ય ખરા કે નહિ એ વિશે વિદ્વાનો વચ્ચે વાદવિવાદ ચાલી રહ્યો છે. બાદશાહે જાહેરાત કરી છે કે આ વાત પર ફરી એકવાર એ વિચારણા કરવા માગે છે, એટલે લોકોએ ભય રાખ્યા વગર પોતાના વિચારો રજૂ કરવા. ઔરંગઝેબની આ જાહેરાતે બધા લોકોને આશ્ચર્યમાં મૂકી દીધા હતા. પણ હિન્દુસ્તાનની સલ્તનતના એ બાદશાહના હૃદયમાં પણ પિતાનું હૃદય હતું એની એ લોકોને ક્યાં ખબર હતી!

વિવાદ ચાલતો હતો તેમાં જ વચ્ચે દ્વારપાળે પ્રવેશ કરી જાહેર કર્યું કે ઈરાનના શાહનો સંદેશો લઈને એક કાફલો આવ્યો છે, ને હિન્દુસ્તાનનાં બાદશાહની સેવામાં હાજર થવા પરવાનગી માગે છે. આ સમાચારની નવીનતા અને તાજ્જુબીમાં વિવાદ વીસરાઈ ગયો. ઈરાનના શાહે શો સંદેશો મોકલ્યો હશે! એ વિશે અનુમાનો થવા લાગ્યાં. સંભવતઃ કોઈ બળવાખોરોએ શાહને ભરમાવી શાહની મદદથી હિન્દુસ્તાનના બાદશાહ બની જવાની આકાંક્ષાથી શાહને યુદ્ધ માટે તત્પર કર્યો હોય. અથવા એથી ઊલટું ઔરંગઝેબની ફકીર જેવી

સાદાઈ અને ધર્મપ્રિયતાની પ્રશંસા સાંભળી શાહે મિત્રતાનો સંદેશ પણ પાઠવ્યો હોય!

બાદશાહે તુરત જ ઈરાનના દૂતોને સભામાં હાજર થવા મંજૂરી આપી. પહેલાં ભેટો આવી, જેમાં હતા ઈરાની મેવા અને ફળોના થાળ, મુખમાં એક એકથી ચઢિયાતા ઈરાની પોશાકો, મોતીઓ અને ઝવેરાત અને ઈરાનના સર્વોત્તમ શરાબથી ભરેલી એક સોનાની સુરાહી, જેના પર ખૂબસૂરત મીનાકામ કરેલ હતું. શરાબ જોતાં જ ઔરંગઝેબના નેણ વાંકા થયા, પણ રાજનીતિ અનુસાર પાછું હસતું મોઢું કર્યું. ભેટ-સોગાદ પૂરી થતાં દૂતોએ બાદશાહની પ્રશંસાના થોડાક શેર કહ્યા. અંતમાં ઈરાનના શાહની મહોર લાગેલ એક રુક્કો બાદશાહ ઔરંગઝેબ સમક્ષ રજૂ કરવામાં આવ્યો.

ઈરાનના શાહે ઔરંગઝેબને વ્યક્તિગત પત્ર પાઠવ્યો હતો, એટલે કેવળ બાદશાહે જ તે વાંચ્યો. જ્યારે બાદશાહ એ પત્ર વાંચી રહ્યા હતા ત્યારે દરબારીઓ એના મોઢા પરના ભાવોને ધડકતે હૃદયે જોઈ રહ્યા હતા. પત્ર પૂરો થતાં થતાં તો બાદશાહના ચહેરા ઉપર પહેલાં વ્યંગ અને પછી ગ્લાનિની રેખાઓ ઊપસી આવી. એ જોઈ બધા લોકોની જિજ્ઞાસા પત્રનું રહસ્ય જાણવા જાગી ઊઠી. પણ દરબારી શિસ્તને અનુસરી કોઈ એ પ્રકટ કરી શક્યું નહિ.

'પત્રનો ઉત્તર બીજે દિવસે આપવામાં આવશે' એવું એ દૂતોને કહી બાદશાહે દરબાર વિસર્જિત કરી નાખ્યો. એક હાથમાં ઈરાનના શાહનો પત્ર અને બીજા હાથમાં એક સાદી છડી (લાકડી) લઈને જ બાદશાહ દરબાર છોડી મહેલમાં જવા નીકળ્યો. ઔરંગઝેબના દરબારમાં છડી અને નોબતના ડંકા વાગતા નહિ. એ બધું એને ધર્મ વિરુદ્ધ લાગતું એટલે એણે એ બંધ કરાવ્યું હતું.

મહેલમાં જતાં પ્રથમ ઝેબુન્નિસા નજરે પડી. એ વખતે બારીમાંથી વહેતી જતી યમુનામાં તાકીને કોણ જાણે શું યે જોઈ રહી હતી.

એને જોતાં બાદશાહે હાથમાંના પત્રને ફરી એકવાર જોયો અને પછી ધીરા કોમળ અવાજે બોલ્યો: 'ઝેબુન!'

'જી, અબ્બા.' ઝેબુન્નિસા ચોંકી ઊઠી અને બાદશાહને નમન કરી ઊભી રહી.

'શું જોતી હતી?' બાદશાહે હસીને પૂછ્યું. ને પછી કહ્યું, 'તને રુચિકર ચીજ લાવ્યો છું. આ છે ઈરાનના શાહનો પત્ર. કોણ જાણે ક્યારેક રખડતા રખડતા ઈરાનનો શાહે એક તૂક (પદ) લખી કાઢી, પણ બીજી તૂક લખાણી નહિ અને શેર અધૂરો રહ્યો. એટલે એણે ઈરાનના કવિઓને શેર પૂરો કરવા કહ્યું. પણ એ કવિઓમાં કોઈ એવો ન નીકળ્યો જે શાહની પસંદગીની બીજી તૂક તૈયાર કરી શેર પૂરો કરી શકે એવો કોઈ કવિ ન નીકળ્યો. હવે ઈરાનના શાહે આ તૂક મારા ઉપર મોકલી આપી છે, મારા દરબારનો કોઈ કવિ એનો શેર પૂરો કરી આપે એ આશયથી. સમજી બેટા? કેવળ આટલી એક તૂક માટે પ્રજાના પરિશ્રમમાંથી મેળવેલું ધન જરા પણ વિચાર્યા વગર બરબાદ કરવામાં આવે છે. આટલા જ ખાતર હજારો માઈલની સફર કરીને આ કાફલો અહીં આવેલ છે.' કહી ઔરંગઝેબ જરા વ્યંગમાં હસ્યો.

ઝેબુન્નિસા પત્ર હાથમાં લેતાં બોલી, 'તો મને શી આજ્ઞા છે, પિતાજી?' બાદશાહે હસતાં હસતાં જવાબ વાળ્યો, 'હુકમ બીજો શો હોય, બેટી! મારા કમનસીબે તું પણ કવિતા કરે છે. તું તો જાણે જ છે કે મને આ 'શેર-શાયરી' કશું પસંદ નથી, પરંતુ ઈરાનનો શાહ કાંઈ મારી ભાવનાઓને થોડો જ સમજવાનો છે? એ તો માનશે કે ઈરાનની પેઠે હિંદુસ્તાનમાં પણ કોઈ એવો કવિ ન મળ્યો જે એની તૂક સાથે તૂક જોડી શેર પૂરો કરી આપે. એટલે મને એમ છે કે તું એક પ્રયત્ન કરી જો. જો સફળતા મળે તો ઠીક નહિ તો હું આને કાલે જ વળાવી દઈશ. આટલા ખાતર દરબારમાં કવિઓની ભીડ ઊભી કરી

પ્રજાને એમ માનવાનો મોકો હરગિજ નહિ આપું કે ઔરંગઝેબને કવિતાનો શોખ લાગ્યો છે.' આટલું કહીને બાદશાહ આરામગૃહમાં રવાના થયો.

**: ૩ :**

દૂધ–ધોળી ચાંદનીમાં ઝેબુન્નિસા પોતાના શયનગૃહની અગાશી પર આંટા મારે છે. એ ખૂબ જ બેચેન દેખાય છે. તકાયમાં પડી ક્ષણ બે ક્ષણ પણ ઊંઘ આવે તે માટે પ્રયત્ન કરે છે. પરંતુ મગજમાં તો ઈરાનના શાહની પેલી તૂક જ ઘૂમરાયા કરે છે. એને બરાબર બંધબેસતી બીજી તૂકના વિચારો આવ્યા જ કરે છે. પરંતુ શોધ સફળ થતી નથી અને અધૂરી શોધે ઊંઘ કેમ આવે ? સૂતાં સૂતાં થાકી જાય છે તો ઊભી થઈ ટહેલવા લાગે છે, ને ટહેલતાં ટહેલતાં થાકી જાય છે તો સૂઈ જાય છે.

મધરાત વીતી ગયે પણ ઘણો વખત થયો છે. અચાનક મહેલમાં આવેલ શાહી મસ્જિદમાંથી 'અઝાન'નો નાદ ગાજી ઊઠે છે, ને પરોઢની શાંતિમાં દૂર દૂર સુધી ફેલાઈ રહે છે. 'ઓહ, સવાર પડવા આવ્યું,' કહેતી ઝેબુન્નિસાએ એકવાર પોતાના દુખવા આવેલ મસ્તકને બંને હાથો વડે દાબ્યું અને પછી 'વુઝુ' કરીને નમાજ પઢવી શરૂ કરી. પરંતુ નમાજની 'આયતો' (કડીઓ) વારંવાર હોઠ પરથી સરી જાય છે અને એની જગ્યાએ ઈરાનના શાહના પત્રમાં લખેલ પેલી તૂક પેસી જાય છે:—

'દુર્રે અબલક કસે કમ દીદાબૂદ'

એટલે કે કાબરચીતરાં મોતી બહુ ઓછાં (ભાગ્યે જ) નજરે પડે છે.

ઝેબુન્નિસા પોતાને સંભાળવા મનને એકાગ્ર કરવાનો ખૂબ યત્ન કરે છે પણ થોડીક ક્ષણો પછી પાછી એની એ હાલત થઈને ઊભી રહે છે. જેમતેમ કરી નમાજ પૂરી કરી. તેની અસ્વસ્થતા વધી ચૂકી હતી, અને જેમ જેમ પૂર્વમાં ઉષાની મનોરમ લાલાશ ઊભરાતી ચાલી તેમ તેમ એના હૃદયની ઉદ્વિગ્નતા વધતી જ ચાલી. થોડા જ કલાકો પછી શાહી દરબારનો સમય થશે ને ઈરાનના શાહના દૂતોને આ તૂક એમ ને એમ પાછી આપવામાં આવશે. એ તૂક એમ ને એમ પાછી ફરેલી જોઈ બિચારો ઈરાનનો શાહ કેટલો નિરાશ થશે ! એના મનમાં હિન્દુસ્તાનની વિદ્વત્તા અને અહીંના કવિઓ વિશે જે ઉચ્ચ કલ્પના હશે તે ફરી બદલાઈ જશે. ઝેબુન્નિસાને થયું કે એકવાર એ પોતાના પિતાને કહે કે કવિતાની એક પંક્તિ રચવા માટે પણ મહાન ગ્રંથો રચવા જેટલો જ સમય જોઈએ છે. એને માટે પણ બંધનમુક્ત સ્થિતિ હોવી જોઈએ. સમયનું બંધન પણ એને માટે અસહ્ય બની રહે છે. પરંતુ એની આ વાત નહિ સાંભળવામાં આવે એ શાહજાદી જાણતી હતી. પિતા કોઈક મર્મ ટકોર કરી પોતાની એ વાતને ટાળી દેશે એની એને જાણ હતી. પોતાના ધાર્મિક સિદ્ધાંતોની ઉપરવટ થઈ દેશાભિમાનમાં એણે આટલી પણ રાહ જોઈ હતી એનું જ ઝેબુન્નિસાને આશ્ચર્ય થતું હતું.

પૂર્વ દિશામાં સૂરજ ઉપર આવ્યો. પ્રકૃતિ જાણે આળસ મરડી સ્ફુર્તિમાન(?) કરી રહી હતી. પક્ષીઓ ફરફરાટ કરતાં અહીંથી તહીં ઊડવા લાગ્યાં, અને સોનેરી વાદળોના પ્રતિબિંબે જાણે કે યમુનામાં સોનાનો પ્રવાહ વહેવરાવી દીધો. પરંતુ શાહજાદીના મનની ઉદાસીનતા તો તેવી ને તેવી જ રહી. રોજની માફક આજે આ દશ્ય એના હૃદયમાં ચેતન જગવી શક્યું નહિ.

કોઈ જ ન સૂઝતાં શાહજાદી ઉખડી ઊઠી. તેને થયું, ઈરાનનો શાહ પણ કેવો કે તૂક મોકલી તે પણ બેઢંગી અને અર્થહીન ! કોણ જાણે કયા બેવકૂફે એને આ તૂક આપી. 'દુર્રે અબલક કસે કમ દીદાબૂદ.' વાહ ! શું તૂક છે ! અર્થ તો એટલો જ ને કે કાબરચીતરાં મોતી બહુ ઓછાં નજરે પડે છે. તે ઠીક છે; કાબરચીતરાં મોતી થાય છે જ ક્યાં ? પણ

આમાં કવિતાની ભાવનાને પોષે એવું શું છે? શાહજાદીને થયું કે ઈરાનના શાહને એક પત્ર લખવો જોઈએ, ને જણાવવું જોઈએ કે કોઈ કવિતા કરવા યોગ્ય તૂક મોકલીને હિન્દુસ્તાનના કવિઓની કાવ્ય–પરીક્ષા કરો તો ઠીક; આવી અર્થહીન તૂક ઉપર કવિતા પણ શું થઈ શકે? પરંતુ મુશ્કેલી તો એ હતી કે આવો પત્ર મોકલીને ઔરંગઝેબ આ કાવ્ય–વિવાદને આગળ લંબાવા દે જ નહિ.

દિવસ ચઢતો જતો હતો અને શાહજાદીએ તો હજુ પોતાનાં રોજિંદાં કાર્યો પણ ઉકેલ્યાં નહોતાં. આખી રાત જાગીને એની પાંપણો દુખવા આવી હતી. તે ઉદાસ ચિત્તે ઊઠી અને પ્રાતઃકાર્યો પતાવી સ્નાનાગારમાં ગઈ.

સ્નાનથી તેનું માથું સહેજ હળવું થયું. સ્નાન કરીને તેણે માથું ઓળ્યું અને પછી આંખોમાં સુરમો આંજવા બેઠી. હજુ તો એક જ સળી ડાબી આંખમાં લગાવી હતી ત્યાં સુરમાની ખાસિયત અનુસાર આંખમાંથી આંસુનાં બે બુંદ આવીને એના ગાલ પર ચમકવા લાગ્યાં. સુરમા-મિશ્રિત એ આંસુનાં બિંદુઓને આરસામાં જોતાં જ સુરમાની સળી શાહજાદીના હાથમાં સ્થિર રહી ગઈ. ઈરાનના શાહની તૂક તેને યાદ આવી ગઈ. 'કાબરચીતરાં મોતી બહુ ઓછાં નજરે પડે છે.' આ આંસુઓ પણ સુરમાનાં કણોના મિશ્રણથી કાબરચીતરાં જ બની ગયાં હતાં. શાહજાદીની કલ્પના ધબકી ઊઠી, એને આધાર મળી ગયો. એક ક્ષણ વિચાર્યું ને પછી તરત ઊઠી કાગળ લઈ પહેલાં તેના પર ઈરાનના શાહની તૂક ટપકાવીઃ 'દૂરેં અબલક કસે કમ દીદાબુદ' ને પછી એની નીચે લખ્યુંઃ 'મગર અશ્કે બુતાં સુર્મા–આલૂદ' અને પછી કુસુમકળી જેવા સુંદર નાના અક્ષરોમાં પોતાનું ઉપનામ 'મખ્ફી' લખ્યું.

પોતાની આ સિદ્ધિથી શાહજાદી સ્વયં હર્ષ પામવા લાગી. આખી રાત વિચારતાં જે તૂક ન બની તે એક–બે ક્ષણમાં સૂઝી આવી. આ બંને તૂકોનો કેવો સરસ શેર બની ચૂક્યો છેઃ–

> દૂરેં અબલક કસે કમ દીદાબુદ
> મગર અશ્કે બુતાં સુર્મા–આલૂદ.

એટલે કે કાબરચીતરાં મોતી બહુ ઓછાં નજરે પડે છે પરંતુ પ્રેમિકાનાં સુરમા–મિશ્રિત અશ્રુબિંદુઓ (જે એ મોતી જેવાં જ છે) જોવામાં આવે છે ખરાં.

શાહજાદીએ વારંવાર આ શેર વાંચ્યો અને પછી બાદશાહને તે પહોંચાડવા ચાલી. બાદશાહ એ વખતે કુરાને શરીફ વાંચી રહ્યા હતા. એને પણ રાતભર ઊંઘ નહોતી આવી. એના દિલમાં પણ બેચેની હતી, કારણ જ્યારે રાતે પ્રાર્થના કરવા બેઠા તો કોણ જાણે કઈ યે ભાવનાઓથી પ્રેરાઈ તેનાથી પ્રાર્થના થઈ ગઈ કે શાહજાદી પેલો શેર પૂરો કરવામાં સફળ થાય. નમાજ પૂરી થતાં બાદશાહને આ વાતનો ખ્યાલ આવ્યો કે જે કવિતાને એ અધાર્મિક સમજે છે તેના જ વિશે ખુદાની મદદ માગવી એ પણ પ્રભુના રસ્તાથી દૂર જવા જેવું જ છે ને? ભય અને પશ્ચાત્તાપથી એનું હૃદય ભરાઈ આવ્યું; અને એ આખી રાત એણે ખુદાની માફીની પ્રાર્થનામાં જ ગાળી હતી; જો કે એનો એને કાંઈ લાભ જણાયો નહોતો. હજુ પણ એના હૃદયના ધબકારામાં જાણે પેલી કવિતા–તરફી ભાવના જ ધબકતી તેને જણાતી હતી. એટલે જ્યારે હસતી હસતી શાહજાદી ત્યાં આવી ત્યારે પોતાની જાતને સંભાળવા છતાં એનું હૃદય જાણે કે ખુશીમાં બોલી ઊઠ્યું કે શાહજાદી સફળ થઈ છે. એના મોઢા પર સંતોષ ફેલાયો; ને હાથમાંની તસ્બીહ (માળા)ને માથે અડાડી તે બોલ્યોઃ 'યા અલ્લાહ! આ છોકરી કવિતામાં જેટલો રસ લે છે એટલો રસ જો તને યાદ કરવામાં અને સમજવામાં લેતી હોત તો કેટલું સારું.' ગ્રંથ બંધ કરી બોલ્યોઃ 'કાં પગલી, પેલા મગજ ફરેલ ઈરાનના શાહના કાબરચીતરા મોતીની શોધમાં

રાતે કેટલા કલાક જાગી હતી?' ઝેબુન્નિસા લજ્જાથી અકળહિત થઈ રહી હતી, એટલે એના મોઢામાંથી કોઈ ઉત્તર નીકળી શક્યો નહિ; માત્ર એણે પોતે લખેલા શેરનો કાગળ બાદશાહના હાથમાં મૂકી દીધો. બાદશાહે તે વાંચ્યોઃ–

કૈં અબ્લક કશે કમ દીદાજુ
મગર અશ્ક જુતાં શુમાં-આલુદ.

'વાહ વાહ, શું સુંદર શેર બનાવ્યો છે,' બાદશાહથી બોલી જવાયું પણ તરત જ ભ્રમ ચઢી, વાત બદલી બોલ્યાઃ 'બેટા, શેર તો તેં ખરેખર સરસ તૈયાર કરી છે. પણ બેટી, ખુદાને ત્યાં તો આ તૂકા અને ગઝલો કામ નહિ લાગે. હું ઇચ્છું છું કે તું ધર્મ ઉપર પણ થોડું ધ્યાન આપતી થા.' અને પછી એના ચહેરા તરફ જોઈ બોલ્યોઃ 'વાહ વાહ, આ શું! એક આંખમાં સુરમો અને બીજીમાં નહિ!! એટલે જ કહે છે ને કે કવિઓ અને દિવાના એકસરખા હોય છે...'

બાદશાહની વાત પૂરી થાય એ પહેલાં તો ઝેબુન્નિસા શરમાઈને ત્યાંથી ચાલી ગઈ.

: ૪ :

ઈરાનના શાહના દરબારમાં હિંદના બાદશાહે મોકલેલ એ શેર વાંચવામાં આવતાં જ આખો દરબાર 'વાહ વાહ'ના અવાજથી ગાજી ઊઠ્યો. ઈરાનનો શાહ તો ખુશ થઈને બોલી ઊઠ્યો કે, 'આવો કવિ તો અહીં આપણા દરબારમાં જ જોઈએ. હું માનું છું કે હિંદનો બાદશાહ પણ એને ખુશીથી અહીં મોકલી આપશે. આ શેર મોકલતાં એણે જે કાગળ લખ્યો છે એમાં સાફ સાફ લખેલું છે કે કવિતાનો એને શોખ નથી. એ તો પોતાનો બધો સમય ખુદાની યાદ અને સલ્તનતની ભલાઈના કામમાં જ ગાળે છે. આ કાર્ય એણે પાર પાડ્યું એ તો કેવળ એક અકસ્માત ગણીને. સિવાય તો એના દરબારમાં કોઈ કવિ પણ નથી અને એ કવિની સોબતને પસંદ પણ કરતો નથી.'

શાહનાં વચનો સાંભળી તેના વજીરે પણ સૂર પુરાવ્યોઃ 'એમ હોય એ તો બહુ જ ઠીક છે. આપણે માટે આપ આ કવિને જરૂર ઈરાન બોલાવો. હું માનું છું કે એ કવિને પણ એ વાત પસંદ પડશે.'

તરત જ શાહે હિંદુસ્તાનના બાદશાહ ઉપર એક પત્ર તૈયાર કરાવ્યો. તેમાં આ નવી તૂકની ખૂબ જ વખાણ કરી અને કવિ 'મખ્ફી'ની પણ ખૂબ જ પ્રશંસા કરી અને એને ઈરાન મોકલી આપવાની આગ્રહભરી વિનંતી કરી. આ પત્રની સાથે ફરીથી ઘણી મૂલ્યવાન ભેટો મોકલવામાં આવી અને કવિ જલદી આવી પહોંચે તે માટે ઘડિયા-ભોજન સાંઢણીઓ પણ સાથે મોકલી.

આમ કાફલો મોકલીને ઈરાનનો શાહ ખૂબ જ આતુરતાથી કવિ મખ્ફીના આગમનની રાહ જોવા લાગ્યો. દરબારમાં રોજ એના વિશે ચર્ચા થતી, એના સ્વાગતની યોજનાઓ પણ વિચારાતી અને તુરતાતુરત જો એને મોકલી આપવામાં આવે તો એ કઈ તારીખે આવી પહોંચે તેની પણ ગણતરીઓ થતી. શાહના દરબારના કવિઓએ મખ્ફીને માન આપતી કડીઓ પણ તૈયાર કરી રાખી. શાહ પણ એ કવિતાઓ સાંભળતો અને એની યોગ્યાયોગ્યતાની ચર્ચા કરતો. આમ આખા ઈરાન દેશમાં ખળભળાટ મચી ગયો કે હિંદુસ્તાનમાંથી કોઈ 'મખ્ફી' નામનો મહાકવિ આવવાનો છે જેની કવિતા સાંભળી મુર્દા પણ કબરમાં હલી ઊઠે છે અને ફૂલોની જબાન ઊપડી જાય છે.

: ૫ :

બાદશાહ ઔરંગઝેબ હજુ દરબારમાં આવીને બેઠો કે તરત જ ઈરાનથી ફરી એક કાફલો આવ્યાના સમાચાર મળ્યા. એ સમાચાર સાંભળતાં જ બાદશાહને મનમાં ગુસ્સો આવ્યો. તેણે વિચાર્યું, 'ઈરાનની સલ્તનત શરાબ અને શાયરી (કવિતા)ને આધારે જ ચાલતી લાગે છે.' પહેલાંની માફક આ વખતે

કવિતા–અવિતાને એ હાથ પણ નહિ અડાડે એમ એણે મનમાં નિશ્ચય કર્યો. પોતે એવી કવિતા–પ્રિયતાને અધાર્મિકતા સમજે છે એમ જાહેર કરવા સુધીની તેણે મન સાથે તૈયારી રાખી ને પછી ઈરાની માણસોને દરબારમાં બોલાવ્યા.

પહેલાંની માફક પ્રથમ ભેટો રજૂ કરવામાં આવી. આ વખતે ભેટોમાં શરાબ નહોતો કારણ કે પહેલી વાર આવેલ શરાબ ઔરંગઝેબે પાછો મોકલી આપેલ હતો, પરંતુ જવાહર, મેવા, ફળ વગેરે હતાં. અંતમાં બાદશાહને ઈરાનના શાહનો પત્ર સોંપવામાં આવ્યો. દરબારીઓ તો આશ્ચર્યમાં જ હતા કે ઈરાનના શાહ સાથે બાદશાહને કોણ જાણે કેવી યે વાટાઘાટો ચાલે છે કે ઉપરાઉપરી કાગળો અને કાફલા આવ્યે જ જાય છે!

બાદશાહે પત્ર વાંચ્યો. ‘મખ્ફી’ના નામે પોતાની પુત્રી ઝેબુન્નિસાની પ્રશંસા વાંચી ક્ષણભર તો બાદશાહની છાતી પિતૃ–અભિમાનથી ફુલાણી. પણ આ પ્રશંસા તો અધર્મ્ય કવિતાના બદલામાં હતી એ યાદ આવતા તેણે એ અભિમાનને મારી નાખ્યું. આટલી થોડીક ગફલત માટે પણ ખુદાની માફી માગતો હોય એમ તેના હાથ આકાશ તરફ ઊંચકાયા.

વાંચતાં વાંચતાં પત્રમાં ‘મખ્ફી’ને ઈરાન મોકલી આપવાની વાત આવી એટલે એનાથી ખડખડાટ હસી પડાયું. સદાગંભીર બાદશાહને પત્ર પર હસતો જોઈ દરબારીઓનું કુતૂહલ વધ્યું. બાદશાહને પણ ઘડીભર તો પિતા તરીકે પોતાની પુત્રીને મળતા આ સન્માનની વાત જાહેર કરી દેવાનું મન થયું પરંતુ એમ કરવું ખુદાના માર્ગની વિરુદ્ધ લાગતાં તેમ કર્યું નહિ. આ વાત સાંભળી દરબારીઓમાંથી પણ કોઈ કવિતાની જાળમાં વિના કારણ સપડાઈ જાય, એમ વિચારી એણે મૌન જ સલામત ગણ્યું. દરબારીઓની જિજ્ઞાસાને એમ જ રાખી ‘હમણાં આવ્યો’ કહેતો એ મહેલમાં ચાલ્યો ગયો.

મહેલમાં જઈ તરત ઝેબુન્નિસાને બોલાવી કાગળ તેને આપતાં તેણે કહ્યું, ‘લે, ઝેબુન, આ તારે માટે ઈરાનના શાહની ભેટ આવી છે.’ ઝેબુન્નિસાએ પત્ર લીધો અને વાંચતાં તેની આંખોમાં આનંદ અને સંતોષનાં આંસુ આવ્યાં.

‘કેમ, ઈરાન જઈશ ને બેટી?’ બાદશાહે વ્યંગમાં પૂછ્યું. ઉત્તરમાં એક ઊંડો નિસાસો નાખી ઝેબુન બોલીઃ ‘હું તો ક્યાંથી જાઉં, અબ્બા. કિસ્મતમાં જવાનું હોત તો ખુદા મને છોકરી શું કામ બનાવત? પરંતુ આપ મારો જવાબનો પત્ર મોકલી આપવાની કૃપા કરો.’

‘પત્ર તો મોકલી આપીશ. પણ ખુદાને ખાતર ફરી એવું કાંઈ લખીશ નહિ કે એ કાગળ પહોંચતાં ત્રીજો કાફલો પણ અહીં દોડ્યો આવે. હું તો આ કાફલાઓથી હેરાન થઈ ગયો.’ બાદશાહે પોતાની અરુચિ પ્રગટ કરતાં કહ્યું.

ઝેબુન બોલીઃ ‘આપ વિશ્વાસ રાખજો. આ વખતે એવું લખીશ કે જેથી આપને ફરી કોઈ વાર તકલીફ નહિ પડે. આપ એક બે ઘડી બેસો તો હું હમણાં જ લખી આપું.’

બાદશાહની પરવાનગી મળતાં ઝેબુન્નિસાએ બે પંક્તિઓ રચી બાદશાહને કાગળમાં લખી આપી.

દરબારમાં પાછા આવી, બાદશાહે એના પર શાહી સિક્કો ને મહોર લગાડી એને જ જવાબ ગણી લઈ જવા માટે ઈરાની દૂતોને કહ્યું.

દડમજલ કૂચ કરતો કાફલો પાછો ઈરાન પહોંચ્યો, ત્યારે નગરમાં તો ધૂમ મચી હતી. હજારો લોકો હિંદુસ્તાનથી આવતા મહાકવિને જોવા એકત્ર થયા હતા. એ બધાને કવિ માટે મોકલેલ ઊંટ ઉપર કોઈ બેઠેલું ન જોતાં ખૂબ નિરાશા થઈ.

થોડાક કલાકો પછી શાહી મહેલમાંથી જાહેરાત થઈ કે અનેક કારણોસર હિંદી કવિ ‘મખ્ફી’ આવી શકેલ નથી, પણ એણે એક શેર ઉત્તરમાં લખી મોકલાવ્યો છે, જે દરબારમાં વાંચી સંભળાવવામાં આવશે.

'આ મહાન કવિનો જિજ્ઞાસાભર્યો ઉત્તર સાંભળવા ઈરાનના શાહના દરબારમાં લોકોની જબરી ભીડ થઈ. દરબાર ખીચોખીચ ભરાયો. અને શાહે દરબારમાં આવી પોતાને હાથે જ શાહી સીલ કરેલું કવર ઉઘાડ્યું અને એમાંથી 'મખ્ફી'ના હસ્તાક્ષરમાં લખાએલ એક શેર વાંચ્યો:–

દર સખુન મખ્ફી મનમ ચૂ બૂએગુલ દર બર્ગેગુલ
હર કે દીદમ મેલ દારદ દર સખુન બીનદ મરા.

મતલબ કે, મખફી એના કાવ્યમાં એવી રીતે છુપાએલ છે જેમ ફૂલની પાંદડીમાં ફૂલની સુગંધ; એથી એને જોવાની આકાંક્ષા રાખનારે એના કાવ્યમાં જ જોવાની કોશિશ કરવી.

આ શેર સાંભળનાર બધા જ એ સાંભળી 'મખ્ફી'ની કાવ્યપ્રતિભા પર આફરીન પોકારી ઊઠયા. કોઈક વધારે ચતુર લોકો સમજી શક્યા કે 'મખ્ફી' કોઈ કવિ નહિ પણ કવયિત્રી હોવી જોઈએ. પરંતુ એ ઔરત તે કવિના પ્રતિ કેવળ અરુચિ ધરાવતા હિંદુસ્તાનના બાદશાહ ઔરંગઝેબની જ બેટી હશે એવો ખ્યાલ તો કોઈને ય ક્યાંથી જ આવે! ક્યાં ખડક જેવો દૃઢ બાદશાહ ઔરંગઝેબ અને તેનું ધર્મભીરુ હૃદય અને ક્યાં લહરના જેવી સુકોમળ અને ચંચળ એ શાહજાદી ઝેબુન્નિસા અને તેની ઊર્મિલ કાવ્ય-ધારા!

ઈરાનમાં આજ પણ 'મખ્ફી'ના નામની ચર્ચા છે. તેના નામે અસંખ્ય ગઝલો ચડી ચૂકી છે. જો કે કાવ્યજ્ઞો કબૂલે છે કે એ બધી જ ગઝલો 'મખ્ફી'ની હોવા સંભવ નથી.

[ શ્રી રતનલાલ બંસલની વાર્તા પરથી

સ્વચ્છતા, સફેદાઇ અને કરકસર માટે
હમેશાં
ઝીણાબાર સોપ
વાપરો
RAMESH
ઝીણા સોપ એન્ડ કેમીકલ વર્કસ.

# ટીડા જોશી [નાટિકા]

યંગકલબ

સ્થળ : પાંચથી દસ હજારની વસ્તીવાળું કોઈ પણ એક ગામ

સમય : ગમે તે વર્ષની મહા મહિનાની અમાસ

પાત્રો : ટીડા–જોશી, નિર્મળા–તેની પૌત્રી, ચુનીલાલ–મોદી, ચિત્તરામ–ઠપાધી, મોહન–પટેલ, મથુરપ્રસાદ–માસ્તર, કાનો–રબારી, કાયો–કાછિયો, નાનજી–લુહાણો, જમાલ–એકાવાળો, વસો–વાળંદ

[ પડદો ઊપડે છે ત્યારે ટીડા જોશીના મકાનનો ઓરડો દેખાય છે. ડાબી બાજુ અંદર આવવાનું બારણું છે. વચ્ચે એક બારી છે. જમણી તરફ રસોડામાં જવાનું બારણું છે. એક ખાટલા પર ટીડા જોશી ગોદડામાં પગ રાખી બેઠેલા છે. તેણે કાનટોપી પહેરી છે. આંખે ચશ્માં છે. તેનો એક દાંડલો તૂટેલો હોવાથી દોરો બાંધ્યો છે. તેની સામે કાનો રબારી બેઠો છે. જરા દૂર વસો વાળંદ વાટ જોતો ઝોકાં ખાય છે. જોશી પાસે અચાર ટીપણાં વગેરે પડેલ છે. પાછળની ભીંત પર હસ્તરેખાઓનો નકશો દેખાય છે. ]

ટીડો : ( આંગળીના વેઢા ગણતાં ) ધન, મકર, કુંભ, મીન, મેખ...હં, જો કાના, આ પાંચમા સ્થાનમાં બધા ગ્રહો પડયા છે. એથી એમ દેખાય છે કે તારા ઉપર કોક રબારણની મિઠ્ઠી નજર પડી છે.

કાનો : સાચું મારાજ. ( આતુરતાથી ) જરા જોઈ દયોને કે એ જીવી જ છે ને!

ટીડો : મુકં કરોતી વાચાનં...એટલે કે કોકની દીકરીનું એમ નામ નો લેવાય.

કાનો : ભૂલ થઈ બાપા...

ટીડો : સાંભળ ત્યારે...એ ભીને વાન છે. જરા ઊંચી છે અને ઉંમર વીસ વર્ષની આસપાસ ( કાનો ડોકું ધુણાવી 'હા' કહે છે ) એટલે આ ગ્રહોની ગણતરી મુજબ એ ભરવાડવાડામાં રહેતી હોવી જોઈએ.

કાનો : હા બાપા...ઈ ન્યાં ભરવાડ શેરીમાં રહે છે...ઓલી નંદુ કાછિયણના ઘરથી બીજું જ ઘર. એના બાપે હમણાં જ ઉપર મેડી ચણાવી છે અને...

ટીડો : બસ બસ... જોશ હું જોઉં છું કે તું?

કાનો : તમે જ જુવો છો ને બાપા...ભૂલ થઈ; હવે નહિ બોલું.

ટીડો : ત્યારે આગળ સાંભળ. ( વેઢા ગણતો ) રાહુ, કેતુ, મંગળ ને બુધ...હં, ત્યાર પછી લગનનો જોગ છે. જીવીના નસીબમાં એક સારો ધણી છે.

કાનો : તે બાપા, હું સારો તો છું જ...પણ અમારાં લગન થશે ખરાં ?

ટીડો : કરપૂર ગવરમ્ કરુણાવતારમ્ એટલે કે એ તારે જોવાનું છે. તારે લગન કરવાં હોય તો હાથપગ જોડી બેસી રહે નહીં ચાલે.

કાનો : તમે કોઈ રસ્તો બતાવોને !

ટીડો : શાન્તાકારમ્ ભુજગ શયનમ્ ! એટલે કે તારે તો બધું જાણી જવું હશે કેમ ! જરા વિચાર તો કર, મારી જેવાં શાસ્ત્રો ભણવાં એ કંઈ સહેલ વાત છે ! તને જેમ આ ચોપડી દેખાય છે તેમ મને તારું આખું ભવિષ્ય દેખાય છે. તારું જ શું, જીવીનું ય તે અને એના બાપનું પણ...કમાવા ધારું તો હજારો રૂપિયા કમાઈ શકું પણ મને એ પૂરાંદ

નથી...હું તો લોકોની સેવા કરવા માટે આ ગ્રહો જોવાનું કામ કરું છું...જેના નસીબમાં સારું થવાનું હોય તેને જ કહું છું...આખા ગામનું નસીબ કંઈ એવું સારું હોય!...એટલે હું મૂંગો રહું છું...દુનિયામાં ક્યારે બોલવું અને ક્યારે મૂંગા રહેવું એ બે જ જણ જાણે છે...એક હું જોશી ટીકારાજ અને બીજો ઓલ્યો વાલ્મિકી ઋષિ.

કાનો : પણ બાપા તમે ઓલ્યો રસ્તો તો બતાવ્યો.

ટીકો : હું કહું એમ કરીશ?

કાનો : બાપા, તમે કહો એમ...ઇ જીવી માટે આખો કુરબાન થવા તૈયાર છું.

ટીકો : કુરબાન થવાની જરૂર નથી...માત્ર સવા બે આના અને એક સોપારી મૂકી દે.

કાનો : સવા બે આના!

ટીકો : ફક્ત સવા બે આના અને એક સોપારી...આ તો તું પાડોશીનો દીકરો એટલે શુકન જેટલી રકમ લઉં છું. જો પહેલાંની જેમ ચાલી શકતો હોત તો તને મફત જ જોઈ આપત...પણ હવે પગ ક્યાં ચાલે છે!

કાનો : (પૈસા આપતાં) તે બાપા તમારે પગે હવે કેમ છે!

ટીકો : એમનું એમ. મેં તો જ્યારથી પનોતી બેઠી ત્યારથી જાણ્યું'તું અને બધી વાતની ખબર પડે છે.

કાનો : ત્યારે રજા લઉં બાપા...

ટીકો : હા...કાલે આવજે...માદળિયું કરી આપીશ.

[ કાનો જાય છે. ]

ટીકો : તરભોવન! એ ય તભા...એલા તભલા...

તભો : (જાગીને) મને બોલાવ્યો બાપા! આ આવ્યો.

ટીકો : કેમ! હવે તો બધું બરાબર ચાલે છે ને!

તભો : મને શી ખબર! ઇ પૂછવા તો હું આવ્યો છું.

ટીકો : કેમ શી ખબર! ગયે બુધવારે મેં કહ્યું'તું તેમ કર્યું'તું કે નહીં!

તભો : તમે કીધું'તું એમ જ કર્યું'તું બાપા. ઘરે જઈને કમાડ વાસી દીધાં, પછી કાળા બોરિયામાં, ઓતરાદા કૂવામાંથી, આથમણી કોર મોઢું રાખીને, પાણી સીંચ્યું. પછી આવળના નવ પાંદડાં લીધાં ને તમે કીધું'તું તેમ મારી ઘરવાળીને વચ્ચોવચ્ચ બેસાડી તેના ફરતી ધારાવાડી દીધી...સાત ફેરા ફરી અડદ નાખ્યા અને પછી ત્રણ ફેરા અવળા ફર્યો.

ટીકો : ત્રણ ફેરા!

તભો : તમે ત્રણ જ ફેરા કહ્યા હતા ને!

ટીકો : હા હા...બરાબર. પછી શું થયું!

તભો : પછી તમે કહ્યું હતું તેમ, રાઈમીઠું લઈ સાત વાર દેવતામાં નાખ્યું. અને પછી ત્રણ વાર ઘરવાળીનું નામ હું આસ્તેથી બોલ્યો: મણિ...મણિ...મણિ.

ટીકો : પછી શું થયું!

તભો : ખાસ કંઈ નહીં. પણ ઘરવાળીએ કીધું કે 'તમે તો કંઈ ગાંડા થયા છો!'

ટીકો : અને એટલે તું ભડકી ગયો કેમ!

તભો : હા બાપા.

ટીકો : ચાલો, સારું થયું.

તભો : શું સારું થયું બાપા!

ટીડો : કમઅક્કલ, જો તેં એમ ન કર્યું હોત તો, ખબર છે શું થાત ?
તભો : બાપા, ઇ મને કેમ ખબર પડે.
ટીડો : જો, તે દિવસે તું બહાર ગયો હતો ને !
તભો : હા.
ટીડો : તે જ દિવસે અને તે જ વખતે રૂપજીનો કૂતરો હડકાયો થયો હતો...ખ્યાલ છે ! (ડોકું હલાવી તભો 'હા' કહે છે) એ તને કરડત.
તભો : સાચ્ચેસાચ બાપા !
ટીડો : ત્યારે નહીં ? તને જ કરડત. તારો અડધો કાન કરડી જાત અને નીતરતે લોહીએ તારે ઘરે આવવું પડત. અને બધા તને કાનકટો કહેત.
તભો : બહુ સારું થયું બાપા...મને બચાવ્યો. તમારી સારુ તો નોં કરીએ એટલું ઓછું છે બાપા.
ટીડો : સવાબે આના અને એક સોપારી સિવાય કશુંય વધારે નહીં, હો તભા !
તભો : (ઊભો થઈ પૈસા આપતાં) એ લ્યો બાપા. ઠીક જાઉં છું હો, બાપા, તમે તો ગજબ કર્યો. કાનકટો...મને બચાવી લીધો.

[ તભો જાય છે. ટીડો ચોપડીઓ દૂર કરે છે. ]

ટીડો : નિર્મળા, ઓ નિમુ...

[ નિર્મળા આવે છે. ]

નિર્મળા : કેમ દાદા, શું કામ છે ?
ટીડો : આજ વાળુ શેનું કરવાનું છે ?
નિર્મળા : અરે હજી આરતી–ટાણું તો થયું નથી ત્યાં વાળુની વાત ક્યાં લાવ્યા ?
ટીડો : દીકરી, આજ તો અત્યારમાં પાવલો કમાયો.
નિર્મળા : દાદા, હવે તમે હદ ઉપરાંત ફેંકયે રાખો છો. બહુ થાય છે.
ટીડો : તું જો તો ખરી...આવતે અઠવાડિયે તારી ભણવાની ચોપડીઓ લઈ દઈશ.
નિર્મળા : ગરીબ માણસોને લૂંટવા એ સારું નથી. કોણ હતા એ બે ?
ટીડો : એક કાનો રબારી ને બીજો ઓલ્યો તભલો વાળંદ. બેમાંથી એકને સવાબે આના આકરા પડે તેમ નથી.
નિર્મળા : જેવી તમારી મરજી...પણ ઉપરવાળો આવું નહિ સાંખે.
ટીડો : ઉપરવાળો તો ભક્તોનો દાસ છે દાસ...તે દી ઓલ્યા સ્વામીજી નહોતા કહેતા ?
નિર્મળા : કે'તા'તા, પણ આવી રીતે નહીં. આ તો લૂંટ જ કહેવાય.
ટીડો : જો બેટા, તને એક વાત કહું. હરીફરી શકે તેવા લોકો કેટલું કમાય છે ? અને હું, તદ્દન વાએ રહી ગયેલા પગવાળો અપંગ, મારે પણ ખાવા માટે કમાવું તો જોઇએ ને !
નિર્મળા : પણ આવી રીતે હોય ? એમ તો ગંગા ડોશી પણ ચાલી શકતાં નથી, છતાં ભરે, ગૂંથે, ગોદડાં સીવે, બધું કરે છે ને !
ટીડો : તારે તારા દાદા પાસે હવે ગોદડાં સીવડાવવાં હશે ? હું એવો હલકો ધંધો કરું નહીં. ભગવાને મારા પગ લઈ લીધા છે તે એટલા માટે કે હું મારી બુદ્ધિ વાપરું.
નિર્મળા : તો વાપરો. પણ વધારે પડતી વપરાઈ જશે તે દિવસ પસ્તાશો.
ટીડો : પસ્તાઉં શું કામ !
નિર્મળા : આ તમારો મથુરદાસ માસ્તરનો જોશ ખોટો પડ્યો ને...
ટીડો : માસ્તરને વળી મેં કે'દી જોશ જોઇ દીધો'તો ! ?

નિર્મળા : કેમ નથી સાંભરતું ! તમે એને કહ્યું'તું કે તું મરી જવાનો છે.

ટીકો : મરી જવાનો છે ! ને મેં કીધું'તું ! ક્યારે !

નિર્મળા : તે દિવસ ચૌદશની રાતે, શિવરાત્રી હતી, તમે ભાંગ પીધી'તી...

ટીકો : પછી !

નિર્મળા : ભાંગ પીધા પછી તમે શું બોલો છો એ મારે ન સંભારવું, એમ તમે મને કહેલ છે ને !

ટીકો : ઇ વાત જવા દે...શું બન્યું'તું એ કહે.

નિર્મળા : જુઓ, તે દિવસે તમે ભાંગ જરા વધુ પ્રમાણમાં લીધી'તી. પછી સાંજના બધા તમારી પાસે બેસવા આવ્યા. બત્તીઓ થવા માંડી ત્યારે તમે ખૂબ હસ્યા...પછી માસ્તર મથુર તરફ આંગળી ચીંધીને કીધું કે હે મથુર, સોમવારે આ ટાણે તને જમરાજાનું તેડું આવશે. અને પછી પાછા હસ્યા...ખડખડાટ.

ટીકો : એ હસવાની વાત જવા દે. પણ સાચે જ મેં એવું કહ્યું હતું !

નિર્મળા : ત્યારે નહીં ! મેં કાનોકાન સાંભળેલું.

ટીકો : હં...આજે કયો વાર !

નિર્મળા : મંગળવાર.

ટીકો : શ્રી કૃષ્ણ શરણંમમ.

નિર્મળા : એમાં ગભરાવ છો શું ! એ કંઈ મરી નથી ગયો.

ટીકો : ક્યાંથી મરે ! મારો જોશ સાચો પાડવા એ આપઘાત તો નો જ કરે ! પણ નિમુ, તેં કેમ જાણ્યું કે તે નથી મર્યો !

નિર્મળા : મેં એને બજારમાં જોયો'તો.

ટીકો : તો પછી મને કેમ કહ્યું નહીં !

નિર્મળા : મને એમ કે સવારે જીવતો હોય પણ બપોરે આંખ મીંચાય તો !

ટીકો : મને એ વાત યાદ જ ન રહી...ઊભી રહે—સંભારવા દે...(વિચાર કરતો હોય તેમ) હં...ઓલો ચુનીલાલ મોદી એની હારે હતો ! (નિર્મળા ડોક હલાવી 'હા' કહે છે) પશો બેઠો'તો ! અને મોહન પટેલ, શિવરામ ટપાલી ને જમાલ એક્કાવાળો બધા હતા !

નિર્મળા : હા, બધા ય.

ટીકો : અને દીવાટાણું હતું !

નિર્મળા : હું દીવો પેટાવા જ જતી હતી.

ટીકો : હા, હવે યાદ આવ્યું.

નિર્મળા : દીવાટાણે કાળવાણી એવું કહેવાતું હશે !

ટીકો : દૈવ જાણે કેમ એવું બોલાઈ ગયું.

નિર્મળા : ને માસ્તર તો બીચારો ધોળી પૂણી જેવો થઇ ગયો'તો. ન બોલે કે ન ચાલે.

ટીકો : શ્રી કૃષ્ણ શરણંમમ...ભેંસના શીંગડામાં પગ બરોબર ભરાયા છે...પણ નિમુ, હવે તો એ લોકો ભૂલી ગયા નહીં હોય !

નિર્મળા : ભૂલી તો ક્યાંથી જાય...

ટીકો : એમને ખબર નો'તી, કે મેં ભાંગ પીધી છે !

નિર્મળા : વાત તમે શું પીધું એની નથી—શું કીધું એની છે, હું પણ ગભરાઈ ગુજરી નેં;

[ બહારથી ચારપાંચ જણનો હસવાનો ને વાતચીતનો અવાજ સંભળાય છે. ]

ટીકો : આટલો બધો અવાજ કોણ કરે છે !

[ નિર્મળા બારી પાસે જાય છે. ]

નિર્મળા : ( બારી બહાર જોઈ ) આ તો એ બધા છે. એમાં ઓલ્યો મથુરદાસ માસ્તર પણ છે...લહેરથી ચાલ્યો આવે છે. નખમાં ય રોગ દેખાતો નથી.

ટીકો : અરેરે...મારો 'આ રોગ...આ અપંગ શરીર ક્યાંથી ભાંગી પણ શકે ! હવે શું થશે નિમુ !

નિર્મળા : બારણાંને સાંકળ ચડાવી દઉં દાદા !

ટીકો : એમાં શું વળે ! બારણું તોડી નાખશે અને એનાં જ લાકડાંથી મને મારી નાખશે.

નિર્મળા : પણ દાદા, એ લોકો ગુસ્સામાં હોય એમ લાગતું નથી...બધા ય હસે છે.

ટીકો : એમ !...હસે છે...! હ...સે...છે !

નિર્મળા : હા. અને ઓલ્યો માસ્તર તો ખૂબ જ હસે છે...પેટ પકડીને.

ટીકો : ઈ બારે થઈ...શું યે ધાર્યું હશે !

નિર્મળા : ને ઓલ્યાના હાથમાં કાંક છે.

ટીકો : શું છે !

નિર્મળા : કાકા કાછિયાના હાથમાં એક લાકડાની વળી છે.

ટીકો : ( ગભરાઈને ) વળી !

નિર્મળા : ને ચુનીલાલ મોદીના હાથમાં સીંદરી છે.

ટીકો : શ્રીકૃષ્ણશરણંમમ...શ્રીકૃષ્ણ...આ કાંઈ સમજાતું નથી...બેટા નિમુ...

નિર્મળા : ( બારીએથી પાછી ફરીને ) બોલો મા...એ લોકો આવ્યા.

ટીકો : આપણે તો જાણે કાંઈ બન્યું નથી એમ જ રાખશું...જરા જો તો બેટા, મારી ટોપી બરોબર છે ને !

નિર્મળા : હા...ચશ્માં પહેરી રાખવાં છે કે કાઢી નાખવાં છે !

ટીકો : વખતે લાકડીનો ઘા કરી બેસે તો ફૂટી જાય...એટલે કાઢી નાખ્યાં જ સારાં. અને જો નિમુ, આ પાવલું તું રાખ...સંતાડી દે એટલે એ બધું ઉપાડી જાય તો ય એ તો બચી જશે...

[ બધા આવે છે. મથુર માસ્તર, શિવરામ કપાડી, ચુનીલાલ મોદી, મોહન પટેલ, નાનજી હજામ, ને જમાલ એકાવાળો. બધા ય ટીકેટકે કહ્યાં હોય તેવાં કપડાંમાં છે. એક જણના હાથમાં વળી ને બીજાના હાથમાં સીંદરી છે...આસદવા આવ્યા હોય, એમ ઊભડક બેસે છે. વળી ને સીંદરી ટીકા જોશી જોઈ શકે એમ મૂકે છે. જોશી અને નિર્મળા ખાટલા પર જાણે કોઈએ તેમને જોયાં નથી તેમ બેસી રહે છે. ]

ચુનીલાલ મોદી : માણસ બહુ સારો. બીચારી એની દીકરી આશરા વગરની થઈ ગઈ. દાદો તો સાત ભવ તરી ગયો. કેમ માસ્તર સાહેબ !

મથુર માસ્તર : કેવો વિદ્વાન...અને જોશ જોવામાં તો એનો જોટો જડવો મુશ્કેલ...અરે પોતાનો જ અંતકાળ એણે આઠ દી પહેલાં કહી દીધો હતો.

કાયો કાછિયો : અરે હજી હમણાં જ એટલે કે આ ગયે બુધવારે, આ જ ટાણે, કેવી હસી હસીને આપણી સાથે વાતો કરી હતી...અને આજ, અત્યારે ઈ જ ટાણું છે, ત્યારે ઈ હાજર નથી...એનું નામ જ દેવ...એની ગતિ અકળ છે.

મોહન પટેલ : ઈ દૈવની ગતિ પારખવાવાળો હતો...આપણા ગામે એને ખોયો.

જમાલ : અલ્લા અલ્લા કરો...એક રીતે તો બચારો આ જંજાળમાંથી છૂટ્યો...અપંગ હતો. પણ મને દયા તો એની દીકરીની આવે છે.

ટીકો : આ બધા શું બોલે છે!

નિર્મળા : (નાક પર આંગળી ધરી) ચૂપ...ચૂપ.

શિવરામ ટપાલી : એ...ને અત્યારે તો જોશીબાપાને સેવા વેમાન આવ્યું હશે...ફૂલના હાર ગળામાં રહી ગ્યા હશે...અપસરાઓ વીંજણા ઢોળતી હશે...ને જાતા હશે હાલ્યા...આમ સરગાપુરીને મારગે.

નાનજી લુહાણો : વળી હાથમાં કરતાલ રહી હશે...ને ગાતા હશે ભજન કંઈ ભાતનાં.

સુનીલાલ : ને વેમાનને ઘોડા જોડ્યા હશે...અને એના મોઢામાંથી ફીણ નીકળતાં હશે.

જમાલ : અરે સાંભળો, હવે તો ભજન પણ સંભળાય છે.

[બધા સાંભળતા હોય એમ મૂગા થઈ જાય છે.]

નિર્મળા : આપણને એ લોકોએ ભાળ્યાં નથી, કે પછી કોઈ મશ્કરી કરે છે!

ટીકો : એ બધા કોની વાત કરે છે?

નિર્મળા : મને લાગે છે કે વાત તો તમારી જ ચાલે છે.

માસ્તર : આ નિમુ કોની સાથે બોલતી હતી?

શિવરામ : ભૂત સાથે બોલતી હશે...બીજું તો કોણ છે?

ટીકો : નિમુ...જા ને...એ લોકોની સાથે વાત કર તો.

નિર્મળા : જરા મૂગા રહો ને.

માસ્તર : આપણે ટીકાભાઈના મરશિયા ગાવા જોઈએ.

ટીકો : અરે નિમુ...!

મોહન પટેલ : આવા માણસના મરશિયા નહીં ગાઈએ ત્યારે કોના ગાશું?

ટીકો : અરે ભાઈઓ! મારું જરા સાંભળશો!

કાયો : મેં કાઠિયાવાડમાં ને પટેલે બધી હણબણોને કહેવરાવી દીધું છે...હમણાં જ બધી આવશે.

માસ્તર : ઓલ્યા રૂપસંગ ચારણને મેં કહેવરાવ્યું છે. હમણાં મરશિયા બનાવીને મોકલશે... આંખમાંથી પાણી વહી જાય એવા.

ટીકો : નિમુ...હવે હદ થાય છે...આ ઠીક નથી કહેવાતું...તું એની જોડે વાત તો કર.

નિમુ : માસ્તર સાહેબ! તમારા બધા માટે પાણીબાણી કંઈ લાવું?

મોહન : કશું ય નહીં રહેવા દઈએ...તમારા રીતરિવાજ મુજબ જ બધું થશે. જો ખાંપણ પણ તૈયાર છે.

ટીડો : પણ હું કાંઈ મરી નથી ગયો.

શિવરામ : સાંભળો તો...એ કશુંક બોલે છે.

જમાલ : શું બોલે છે?

શિવરામ : તમે જોયું નહીં...એણે એનો જમણો હાથ ઊંચો કર્યો અને પોતાનું જ ભવિષ્ય ભાખ્યું કે મંગળવાર સવાર પ્હેલાં તો ઈ હતો ન હતો થઈ જશે!

ટીડો : ઈ તો મેં આ મથુર ટારડાને કીધું'તું. ઈ મરી જાશે, હું નહીં!

નિર્મળા : પણ મૂંગા રહોને...એ લોકો શું કરે છે એ તો જુવો.

માસ્તર : ને શું એની વાણી...રસ ચૂવે ને ટીપાં પડે.

ચુનીલાલ : હું તો કોઈ દી ભૂલીશ નહીં. છાતી યે કેવી! પોતાનું મરણ આમ કહી દેવું કંઈ રહેલ છે? બસ કહે કે હું મરી જઈશ.

ટીડો : પણ હું મરી નથી ગયો.

નાનજી : અત્યારે તો ઈ અપ્સરાઓ સાથે વાતો કરતા હશે.

ટીડો : સાલા લવાણા...તને અપ્સરાઓની શી ખબર?

શિવરામ : બેન, મૂંઝાઈશ મા...મસાણે પહોંચાડવામાં અમે બધા ય મદદ કરશું.

જમાલ : હિમ્મતે મડદા...તો મદદે ઉપાડનારા.

કાયો : ખાંપણ બાંપણ બધું લેતા આવ્યા છીએ.

શિવરામ : પંદર મણથી એક લાકડું યે ઓછું નહીં ચાલે.

માસ્તર : કાઠું મોટું ખરું ને...ચાલો બાંધીએ ત્યારે...અને પહોંચાડી દઈએ જોશીરાજને મસાણે.

ટીડો : મને! મસાણે!

નિર્મળા : હવે બહુ થયું...મશ્કરીની યે હદ હોય છે...જો જો પાછું આકરું...

જમાલ : બેટી નિમુ, ગમે તેટલું આકરું પડે...પણ લાશને દફનાવ્યા વિના કંઈ રહેવા દેવાય!

નાનજી : બેન! આપણા રહેણાકના ઘરમાં મડદાને રહેવા દેવાતું હશે?

કાયો : આપણે વળી અને ઠોઠરી લાવ્યા છીએ ને?

[ બધા ઊભા થઈને ટીડા જોશીની પથારીની આસપાસ ઊભા રહે છે. ]

નાનજી : ઓ ટીડા જોશી રે...( પોક મૂકે છે. )

ટીડો : ચાલો ભાઈઓ, હવે મશ્કરી પૂરી થઈ. આપણે બધા ચા પીએ...નિમુ હમણાં જ બનાવી લાવશે.

માસ્તર : જો જો હો ભાઈ, હળવેથી ઉપાડજો...વજન બહુ છે.

નાનજી : હા...પડી જાય તો અપશુકન થાય. ચાલો ઉપાડો ત્યારે.

[ બધા ઉપાડવા પ્રયત્ન કરે છે. ]

ટીડો : અરે નિમુ...

નિર્મળા : દાદા, હું ચા બનાવી લાવું છું...સાથે સાથે પોઈનાં પાંદડાં છે તે થોડાંક બટેટાં અને પોઈનાં ભજિયાં પણ બનાવી લાવું છું.

જમાલ : એને ભજિયાં બહુ ભાવતાં એમ ને...તો તો સાથે થોડાંક મૂકવાં જોશે.

ટીડો : ( ટટ્ટાર બેસીને ) અરે ભજિયાં ગયાં ઘરે...જરા મારી ચોપડી લાવજે.

[બધા પાછા પોતપોતાની જગ્યાએ જઈને ઊભા રહે છે અને ચોપડીની સામું જુવે છે. નિર્મળા ચોપડી લાવી ટીડા જોશીના હાથમાં મૂકે છે. ]

નાનજી : અરે નિમુ, તું ચા બનાવતી હતી ને...ચા મળે તો બહુ સારું.

કાયો : મને તો ભજિયાં બહુ ભાવે છે.

ચુનીલાલ : અને એમાં યે નિમુના હાથનાં...એવાં તો સરસ બનાવે છે...

ટીડો : શ્રવણ કરો...હે ગ્રામવાસીઓ...અત્યારે તમારી સમક્ષ જ્યોતિષી ટીડાશંકરનો આત્મા કરી રહ્યો છે. પ્રવચન સ્વર્ગમાંથી; કે જ્યાં ચાર ધવલ અશ્વો જોડેલો સુવર્ણ-રથ તેને વૈકુંઠના માર્ગ પ્રતિ પ્રસ્થાન કરાવે છે. (બધા ગભરાઈને બેસી જાય છે.) તે અશ્વોના મોંમાંથી શ્વેત ફીણના ગોટા ઊડે છે અને તેની ખરીમાંથી તારા, ગ્રહો અને નક્ષત્રો ઝરે છે. અપ્સરાઓ નૃત્ય કરે છે અને ગાંધર્વો ગાયન ગાય છે...હે પુરવાસીઓ! સંભળાય છે તમને!

માસ્તર : અરે નિમુબેન, જરા ઉતાવળ રાખજે...મારાથી ઝાઝી વાર નહીં બેસાય.

ટીડો : ને, ઓ મારી ચિરંજીવી પૌત્રી...તને મારું શાસન છે કે આ મકાનનો દરવાજો બંધ કરી, તેને લોહની સાંકળ ચડાવી, એક અલ્પ તાળું જડાવી, તેની ચાવી તારી આગળ પડેલા આ મૃત દેહના જમણા હાથમાં સ્થિત કર.

[નિમુ સૂચના મુજબ કરે છે.

કાયો : અરે આ ઊંદરી તાળું શું કામ દે છે!

ચુનીલાલ : એલા પટેલ, એને રોક.

મોહન : નિર્મળાબેન! તમે શું લેવાને મહેનત કરો છો...મને આપો...મારે તો જાનું છે હજી બળદને નીરણ કરવાની બાકી છે. (ઊભો થાય છે.)

માસ્તર : જાવાનું નથી મોહના...આપણે બધાએ સાથે જ રહેવાનું છે.

કાયો : એમ તે કંઈ જવાય પટેલ...બધા આવ્યા છીએ તો ઉકલી ક્રિયા થઈ જાય ત્યાં સુધી રોકાવું જ જોઈએ ને!

જમાલ : કાયોભાઈ સાચું કહે છે.

[દરમિયાન નિમુ તાળું દઈ કૂંચી જોશીના હાથમાં આપે છે...જે જોઈને બધાંના મોં પર મૂંઝવણ પથરાય છે.

નિર્મળા : હવે નિરાંતે બેસો...હું હમણાં જ ચા લાવું છું...(જાય છે.)

નાનજી : બેઠા તો છીએ જ...પણ મારાથી વધુ વાર ખોટી નહીં થવાય હો...

કાયો : (વિષય બદલવાનો પ્રયત્ન કરતાં) હેં મોહન પટેલ! આ સુધારાવાળાની પાટોની હરરાજી થવાની છે એમાં તું જવાનો છો!

ટીડો : જીવતો હતો ત્યારે ઘણો વિદ્વાન હતો પણ હવે તો તે વધારે વિદ્વાન થયો છે. તેનું શરીર પૃથ્વી પર હતું અને જ્યારે પોતાના ગામના લોકોની તે યથાશક્તિ સેવા બજાવતો હતો ત્યારે તે જે જાણતો તેના કરતાં અત્યારે તેનું જ્ઞાન પ્રચંડ રીતે વધી ગયું છે. કારણકે આજે તમારા હૃદયની બધી વાતો તે જુવે છે, તમારી બધી ખાનગી વાતો તે જાણે છે. એ ખાનગી વાતો બહાર આવે તો શું થાય તમારું! એ છુપાવવા માટે તો તમારાં માથાં ડૂલ કરવા તમે તૈયાર થશો...(ચોપડી નીચે મૂકે છે.)

જમાલ : (વીંગ તરફ જોઈ) અરે બેટી...બટેટાં સમારવા તે આ છરી...ચાલને હું જ સમારી આપું. (જવા માટે ઊભો થાય છે.)

નાનજી : ચાલો હું ચાના પ્યાલા-રકાબી અભરાઈએથી ઉતારી આપું. (ઊભો થાય છે.)

ટીડો : તમે જાણો છો ચુનીલાલ મોદી!...(સાંભળવા માટે જમાલ અને નાનજી પાછા બેસી જાય છે.) તે દિવસ તમારી દુકાનમાંથી શેર ઘી અને સવા રૂપિયો કોણ ઉપાડી ગયું હતું! (મોદી માથું ધુણાવી 'ના' કહે છે) એ શેર ઘી અત્યારે હું આ મોહનાના પેટમાં બળતું જોઉં છું...અને તેણે જે ટોપી પહેરી છે તે સવા રૂપિયાની જ છે.

મોહન : નરાતાળ જૂઠું...મે ચોરી નથી કરી...કહો તો સોગંદ ખાઉં.

માસ્તર : અરે મોહના...ભૂલી ગયો આપણે શા માટે અહીં આવ્યા છીએ તે?

મોહન : ઈ બધું ગયું ધરે...મારી જેવા ઉપર આળ!

શિવરામ : મોહનભાઈ, ઠંડા પડો...તમે શું કામ માથે ઓઢો છો! તમને કોણ આમ્મુળ ચીંધે છે...તમને કોઈ કાંઈ કહેતું નથી.

મોહન : નથી કેમ! આ આણે હમણાં જ કીધું નહીં!

નાનજી : મેં તો કાંઇ સાંભળ્યું નથી.

કાયો : હવે ગડબડ છોડો...આવુ મરણું થઈ ગયું છે ઈ તમારે મન બકાલાં વેચાતાં હશે...તમને કંઈ સમજણ છે કે નહીં?

મોહન : તો પછી આ મોદી મારી સામું કેમ તાકયા કરે છે!

ચુનીલાલ : હું તો વિચાર કરતો હતો કે...

ટીડો : શ્રીમાન ચુનીલાલ મોદી...આ ઉમરે તો જરા પાપ કરતા અટકો. ધૂળ પડી તમારા ધોળામાં...ત્રણ રાત પહેલાં આ નાનજીના નાના ભાઈને જુગાર રમવા તમે ઘરમાં નો'તો ઘાલ્યો! અને બીચારો નાનજી એમ સમજતો હતો કે એનો ભાઈ રાતપાળીએ ગયો છે.

શિવરામ : સાંભળશો મા...એની વાતને ધ્યાનમાં ન લેશો. નાનજી, તું ધીરજ રાખ.

જમાલ : હમણાં રાતપાળી ચાલે છે જ કયાં!

નાનજી : સાલા ચુનિયા...મને વ્હેમ તો હતો જ...અહીંથી બહાર નીકળ એટલી વાર છે...ઢાલ પાડી નાખું નહીં તો મારું નામ નાનજી લવાણો નહીં.

માસ્તર : શું ધાર્યું છે તમે બધાએ...તમે અંદર અંદર લડો છો એમાં સામાને હસવું આવે છે.

ચુનીલાલ : એ ય લવાણા...આ તને કહી દઉં છું કે તારી જીભને કાબૂમાં રાખજે નહીં તો ચામડાની છે તે તોડી નાખીશ...તારો ભાઈ એવો નાનો કીકલો છે તે હું કહું એમ કરે...અને બીજા મરી ગ્યા છે તે એવા ડુંગળીખાઉને હું ઘરમાં ઘાલું!...

નાનજી : અરે તારા મોઢામાં ડુંગળીનું નામ શોભતું નથી...તું નો છો સાલા કાળાબજારિયો...ડુંગળીનાં જ કાળાબજાર કર છ.

કાયો : અરે શાન્ત પડો ભાઈઓ...આમ અંદર અંદર ઝગડચે દુશ્મન બળવાન થતો જાય છે.

મોહન : ના ના, કાયાભાઈ...આ તો અમારી જેવાનું મોત ઊભું કરાવે...(ટીડાને બતાવીને) આણે કીધું કે મેં ઘી ચોર્યું છે ને તમે બધાએ માની લીધું.

જમાલ : અલ્લા અલ્લા કરો ભાઈ.

ટીડો : આ તો ક્ષુદ્ર વાતો છે...ક્ષુદ્ર અને ક્ષુલ્લક. પણ આ તમારા મથુરપ્રસાદ માસ્તરે જે પાપ કર્યું છે તે તો સૌના પાપને ટપી જાય તેવું છે.

નાનજી : હં...હવે કાંઈક સાંભળવા મળશે ખરું.

માસ્તર : એને વતાવો મા...એના બોલવા પર ધ્યાન ન આપશો.

મોહન : તો શું કાનમાં પૂંભડાં ઘાલીએ માસ્તર! અમે બધા વ્હાણમાં આવીએ અને તમે કોરા રહી જવા માગો છો!

માસ્તર : તમે બધા બેવકૂફ છો...આપણે શું નક્કી કરીને આવ્યા હતા, તેનો તો વિચાર કરો...આ તો બધું બગડે છે

ટીડો : માસ્તર મથુરદાસ! તમે તો ગામના સંસ્કારી માણસ ગણાઓ છો! તમારી પાસે પંચાણુ રૂપિયા પડ્યા હતા, અને રતિલાલ શેઠને ત્યાં તમારું સો રૂપિયાનું લહેણું હતું... છતાં ય તમારી ડોશી મરી ગઈ તે દિવસ, પૈસા નથી પૈસા નથી એમ કરીને તમે આખા ગામ પાસેથી ઉઘરાણું કર્યું'તું

શિવરામ : પંચાણુ રૂપિયા!...

કાનો : રતિલાલ શેઠને ત્યાં સો...

નાનજી : મને વ્હેમ તો હતો જ.

જમાલ : અહા અહા કરો ભાઈ...!

મોહન : વાહ રે વાહ માસ્તર સા'બ...તમે પણ ઠીક છો, અમે મજૂરી કરીને તમને ફંડ ભેગું કરી દીધું...ને તમને ગરીબ જાણીને દાણા ભેગા કર્યા...અને તું! સાલા એ બદામના માસ્તર...ટારડું છો ટારડું.

માસ્તર : તમે બધા એની વાતને કાન શું કામ દયો છો? એ તમને બધાને બનાવે છે.

મોહન : ઈ તો ભલે ને અમને બનાવે...પણ તેં શું કામ બનાવ્યા?

માસ્તર : જો ટીડા જોશીનું કહેલ બધું તને સાચું લાગતું હોય તો તું પણ ચોર છો... કારણકે એણે તને પણ ચોર કહ્યો છે. તેં આ મોદીની દુકાનેથી ચોરીને ઘી ખાધું'તું.

મોહન : ધરમના સોગન ચુનીલાલ શેઠ...સાચું કહેજો, ઈ ચોરી મેં કરી છે? કહી દ્યો કે મેં નથી કરી.

ચુનીલાલ: એમ કેમ કહેવાય...મેં ક્યાં તારા ઘરની ઝડતી લીધી છે!

માસ્તર : લે સાંભળતો જા...નાક કપાવીને ઘી ખાધું; કણબા કોધા એટલે થઈ રહ્યું.

કાવો : પણ માસ્તર એણે તો એકની જ ચોરી કરી છે પણ તમે તો આખા ગામને છેતર્યું છે.

જમાલ : અહા અહા કરો ભાઈ...!

મોહન : ને આ ચુનિયો તો જુવો...આવડો મોટો થયો તો ય લખણનો એનો એ રહ્યો... પારકા છોકરાને જુગાર રમાડતાં શરમ નો આવી! કાળાબજારિયો નહીં તો.

ચુનીલાલ : હવે ઘી-ચોર! હેઠો બેસ ને...તેં વળી કે'દી જોયું?

મોહન : મેં જોયું'તું તેમાં જ કહું છું.

ચુનીલાલ : સાવ જૂઠો, બને જ નહીં.

મોહન : એકવાર નહીં, ત્રણ ત્રણ વાર...મેં મારી સગી આંખે આ નાનજીભાઈને તારા ઘરમાં પેસતાં જોએલ છે.

નાનજી : હવે સાબિતી મળી ગઈ...આંયથી બ્હાર નીકળ એટલી જ વાર છે.

જમાલ : પણ ચોરની સાક્ષી શા કામની? એ મોહન તો ચોર છે.

મોહન : હવે મિયાં છાનોમાનો પડ્યો રે'

જમાલ : તે દી મેં મારી સગી આંખે એને ઘી ચોરતાં ને પૈસા ઉપાડતાં જોયો'તો.
ચુનીલાલ : તો તેં મને એ વાત કેમ નો કરી ?
મોહન : ક્યાંથી કરે...પોતે જ દર શુક્રવારે નમાજ પઢવા આવનારના ચંપલ-જોડા ઉડાવી જતા હોય ત્યાં ક્યાંથી વાત કરે !
ડાયો : તમે નજરોનજર એ જોયું છે ?
મોહન : અરે આ મેં પહેર્યાં છે ઇ પગરખાં એનાં જ આપેલાં છે.
જમાલ : જૂઠું...હડહડતું જૂઠું...હું કોઈ દિવસ એમ કરું નહીં.
માસ્તર : અરે તું તો શું પણ તારો બાપે ય એમ કરે.
જમાલ : અરે માસ્તર, તું શું મોઢે મારો વાંક કાઢ છ...તેં તો આખા ગામને ઠગ્યું છે... છોકરાં ભણાવી ખા...છોકરાં...
ડાયો : સાચી વાત છે...એણે આખા ગામને ઠગ્યું છે.
શિવરામ : તો એની પાસેથી પૈસા ઓકાવી કાઢવા જોઈએ.
માસ્તર : હવે મૂંગો રે'જે શિવલા...તું ગામ આખાના કાગળો વાંચી જા છ અને મની-ઓર્ડરના પૈસા પણ જમી જા છ તે હું જાણું છું.
શિવરામ : હવે ટપાલની તને શી ખબર પડે !
માસ્તર : સાચા કાગળ હોય છતાં ય ઓલી ડોશીઓ પાસેથી 'નોટ પેડ' છે કહીને પૈસા લીધા'તા.
ડાયો : શિવલો ભોળો નથી એ વાત સાવ સાચી છે. મારા ફુઈએ જાફરાબાદથી આપણી પાંજરાપોળ માટે પૈસા મોકલ્યા'તા મારા ઉપર...પણ સાલો વચ્ચેથી જ ખાઈ ગયો... ગૌમાતાના પૈસામાંથી પણ ભાગ પડાવે છે.
શિવરામ : એલા કાઠિયા ! પાંજરાપોળની વાત મૂકી દે. તું તારી ગાયનું લોહી પીવું બાકી રાખ છ તે પાછો સતો થઇ ને પાંજરાપોળની વાત કર છ ! શરમાતો નથી...તેં કદી તારી ગાયને એક પૂળો ય નીર્યો છે !
જમાલ : સાચી વાત છે...એની ગાયને પાંજરાપોળનું જ ઘાસ ખવરાવે છે અને દૂધ પોતે લઇ જાય છે.
શિવરામ : આ સાચું છે ને !
ડાયો : એ તો એની બકરી માટે ખડ લેવા આવ્યો ત્યારે મેં ના પાડી એટલે ચાડી ખાય છે.
જમાલ : અરે હું તો તારી પરીક્ષા કરતો હતો. બકરીને બીજે ક્યાં નથી મળતું !
નાનજી : ભગવાન લેખાં લેશે...આપણે તો નિમિત્ત છીએ, સમજ્યા ને ડાયાભાઈ?
ડાયો : લેખાં લ્યે નહિ તારાં ! તારાં પાપ ભરવા સારુ તો ભગવાનને ઘડાને બદલે કોઠી બનાવવી પડશે. ખબર છે બધાને કે તુ ગાડાંનાં ગાડાં ભરીને માલ કાળા બજારમાં મોકલી રહ્યો છે...ને વળી પાછો લેખાંની વાત કરે છે !
નિર્મળા : (આવીને) ચા તૈયાર થઈ ગઈ છે.
નાનજી : આવા નીચ લોકોની સાથે હું ચા પીઉં !
ડાયો : તે કોણ તને રોકે છે !
ટીકો : નિમુ ! કમાડ ઉઘાડી નાખ તો બેટા...આ બધાને જવું હોય તો રોકી થોડા જ રખાશે !
મોહન : આપણે બહુ બેઠા હો...કેમ માસ્તર સાબ...

[હરગિઝાન નિમુએ બારણું ખોલ્યું હોય છે.]

તમે બધા તો રોયા છો રોયાં...હું તો ઘરે જાઉં છું. (જાય છે.)

ઈ માસ્તરને જવા દેશો મા...ઘરમાં પૈસા રાખી ગામને લૂંટતો ફરે છે...જોજો એ
ર બહાર ન જાય. (દોડતો જાય છે.)

: આ મોહનો...કણબો...મારા ગલ્લામાંથી પૈસા અને ઘી ચોરી ગયો...એને જરા
બતાવવો પડશે (જાય છે.)

કેટલીક જવાનો હતો એ ચુનિયો...ગામના છોકરાને જુગાર રમતા કરે છે...મને
મતી મળવા દે પછી તારી વાત છે...(જાય છે.)

: બધા ચોર અને જૂઠા છે કાકાભાઈ...હું તો પહેલેથી કહેતો હતો કે આ જોશીને
આવવું રહેવા દ્યો...પસ્તાશો. અને હવે પસ્તાવું પડ્યું ને?

ના રે ના...હું તો અહીં આવ્યો એમાં એક ફાયદો એ થયો કે મને એમ હતું કે
રામ ટપાલી બહુ સરસ માણસ છે...પણ તું તો સાવ નાપાક નીકળ્યો...તારી
કોણ બેસે...(જાય છે.)

: પાંજરાપોળના પૈસા ખાવા ને પાછો રોફ કેટલો! એની દીકરીનાં લગ્ન હતાં તે
ને પાંજરાપોળમાં જ જાનીવાસો આપ્યો'તો...સાલો ગાયમાતાના મોઢામાંથી ખાય
છે. (જાય છે.)

જોયું ને બેટી? શો કળજુગ આવ્યો છે દુનિયામાં...આપણું ગામ કેવું સારું હતું...
આજ શેતાને દેખા દીધો. અલ્લા અલ્લા કરો બાઈ...(જાય છે.)

બેટા! ચા લાવ તો; બહુ થાક લાગ્યો છે.

: આ લાવી. (અંદર જાય છે.)

નિયા ઝૂકતી હૈ...ઝુકાનેવાલા ચાહીએ. આ બધા લોક કેવા સારા અને સીધા
તા હતા... મારી જેવા અપમ બુઢ્ઢાની મશ્કરી કરવા આવ્યા...લાજ્યા નહીં હોય...
ાશ નહીં તો!

: (ચાનો કપ લઈ દાખલ થતાં) હવે બહુ થયું દાદા. તમે એ બદમાશીને પણ મૂ
દીધું...એટલે તમને કેવા સમજવા?

ખટપટ નહીં...ઓલો પાવલો લાવ તો. (નિર્મળા આપે છે. કમાડ ખખડે છે) આવો
કાકાભાઈ આવો. કહો શું ફરમાન છે?

તો કહેવા આવ્યો છું કે...મારે તો અહીં આવવું જ ન્હોતું. પણ એ બધા ઢસડી
ા...તમારી માફી માગવા આવ્યો છું...મારી ભૂલ થઈ.

ો તેનું પ્રાયશ્ચિત કરો...નીચે બેસો...પલોઠી વાળો અને બોલો...યદ સ્મરેત
ીકાક્ષમ્ (કાકો એના બોલાવ્યા પ્રમાણે બોલે છે.) સ બાહ્યાભ્યંતર શુચી...ચાલો
બે આના મૂકો...અને હવે જાવ......

[આ બધું ભજવાઈ રહ્યું છે ત્યાં જ પડદો પડે છે.]

'A Rogue in the bed' નામના નાટક પરથી યોજવામાં આવેલી આ નાટિકા યશકલબે ભાવનગરમાં ૧૯૪૭ના નવેમ્બરની ૧૯મી તારીખે ૪૦ મિનિટ સુધી ભજવી હતી. તેમાં ભાગ લેનારાનાં નામ નીચે મુજબ છે.–

કુ નિર્મળા, નરહરિ ભટ્ટ, રમણલાલ, બાલમ, મહેન્દ્ર શેઠ, જિતેન્દ્ર અધારીઆ, ચન્દ્રકાન્ત, જયન્તી ભટ્ટ, હરિભાઈ ચૌહાણ, ચન્દ્ર ગાંગુલી અને જશવંત ઓઝા.

# ભીમના ટોડા

માધવજી પટેલ

ભીમસેન ફળફૂલના ગાંસડા લઈને ઉતારે પહોંચ્યો. માતાજી તથા ભાઈઓ તેની રાહ જોતાં હતાં.

'લ્યો માજી, આ તમારા ઠાકોરજી માટે ફૂલ અને ફળ. આજે તો ઘણાં ફળ-ફૂલ મળ્યાં છે. એટલે ખૂબ ચડાવો ને ઠાકોરજી પ્રસન્ન થાય એવી પૂજા કરો અને આપણને રાજ્ય મળે તેવી પ્રાર્થના કરો. એટલી વારમાં હું નાહીને તૈયાર થઈ જાઉં.'

આટલાં બધાં ફળફૂલ જોઈને સૌના મનમાં અને ખાસ કરીને તો કુંતાજીના મનમાં થયું કે નક્કી ભીમસેન કોઈકની વાડી લૂંટીને આવ્યો છે. મારામારી કરી હોય તોપણ નવાઈ નહિ. છતાં ખાતરી કરવા માટે પૂછયું: 'અલ્યા આટલાં બધાં ફળફૂલ શા માટે લાવ્યો? પૂજામાં કેટલાં જોઈએ તેનું ય તને ભાન નથી! કોઈના બાગમાંથી લૂંટ કે ચોરી તો નથી કરી ને?'

'મને ખાતરી જ હતી કે તમે મારે માથે આવું જ આળ ઓઢાડશો. કહ્યું છે ને કે 'હળવું લોહી હવાલદારનું.' હું જ મૂરખ કે તમારું કહ્યું માનીને ફૂલ લેવા ગયો. આ બધાની જેમ ના પાડી હોત તો આવું સાંભળવું પડત!' ભીમે ખોટો ગુસ્સો બતાવ્યો.

'તો પછી સાચી વાત કહીને અમને ખાતરી કરી આપને કે તું પ્રમાણિકપણે આ બધું લાવ્યો છે.'

'સાંભળો ત્યારે. અહીંથી હું સીધે રસ્તે ચાલ્યો. બરાબર બાગને દરવાજે પહોંચ્યો ત્યારે માળી દરવાજો ઉઘાડતો હતો. પૂછપરછ કરતાં જાણ્યું કે આ જ રાજબાગ છે. માળીને મેં મારી ઓળખાણ આપી. નામ સાંભળતાં જ માળી તો રાજી રાજી થઈ ગયો અને બહુ જ માન આપીને મારું સ્વાગત કર્યું. સાથે ફરીને આખો બાગ બતાવ્યો. જુદી જુદી જાતનાં ફળઝાડની ઓળખાણ કરાવી; નવાં નવાં ફૂલ બતાવ્યાં. ખાસ નવીન ફૂલ મને હોંશે હોંશે સૂંઘાડ્યાં અને નવાં નવાં ફળ ચખાડ્યાં. જે ફળ મને ગમ્યાં તે ફળ તોડી લાવીને મને નાસ્તો કરાવ્યો. મેં પણ પેટ ભરાય ત્યાં સુધી ખાધું. માળી પણ સારો માણસ હતો એટલે આગ્રહ કરી કરીને ખવરાવતો ગયો. છેવટે મેં ખાવાની ઘસીને ના પાડી ત્યારે જ તેણે આગ્રહ કરવો બંધ કર્યો.

'ગઈ રાતનો ઉજાગરો હતો અને પેટમાં ભાર ભર્યો હતો એટલે સહેજે મને ઊંઘવાનું મન થયું. પરંતુ માળી તો મારા પિતાશ્રીના વખતની અનેક વાતો કરવા લાગ્યો અને મારી પાસેથી વાતો જાણવા માટે પ્રશ્નો પૂછવા લાગ્યો. થોડી વાર તો મેં સાંભળ્યું અને જવાબ પણ આપ્યો પરંતુ આંખ એટલી બધી ભારે થઈ હતી અને તમે જાણો છો તેમ ઊંઘ આવે ત્યારે ગમે ત્યારે અને ગમે તેવી અગવડવાળી જગ્યામાં પણ હું ઊંઘી જાઉં છું. અહીં પણ મારી ઇચ્છા ન હતી તોપણ પરાણે ઊંઘાઈ ગયું. બેઠો હતો ત્યાં જ ઝાડ નીચે હું ઢળી પડ્યો.

'થોડી વાર પછી જાગ્યો ત્યારે ઘણું જ મોડું થઈ ગયું હતું એટલે માળીની

રજા લઈને ચાલ્યો. ચાલતી વખતે માળીએ તમારે સૌને માટે નાસ્તો થઇ શકે અને દાકોરજીને ભોગ ધરી શકાય તેટલાં ફળ પણ આપ્યાં અને ફૂલ પણ આપ્યાં. બાગ મોટો છે અને ફળફૂલનો તોટો નથી. વળી માળી ઘણો ઉદાર આદમી છે એટલે ખાસ આગ્રહ કરીને આટલાં બધાં આપ્યાં અને એક માણસને પોટલાં ઉપાડીને સાથે મોકલ્યો પરંતુ તમે વઢશો એ બીકે ઉતારાની નજીક પહોંચ્યા પછી મેં તેને પાછો મોકલ્યો અને ત્યાંથી તેની પાસેથી પોટલાં મેં લઇ લીધાં અને અહીં સુધી ઉપાડી લાવ્યો છું. બોલો હવે તમને શંકા રહે છે ?

'ચાલો ત્યારે હું હવે નાહીધોઇને પરવારું. કદાચ માળીએ રાજમહેલમાં ખબર મોકલ્યા હશે તો હમણાં જ કાકાશ્રીનું તેડું આવશે; માટે તમે પણ તૈયાર થઇ રહો અને હું પણ તૈયાર થઇને હમણાં જ આવું છું.'

રાજમહેલનું તેડું કઇ જાતનું હશે તે તો હજુ જોવાનું હતું. પરંતુ ભીમ તો જાણતો જ હતો કે હજુ એક વખત લડવું પડશે. કુંતાજી અને પાડવો માનતાં હશે કે વાજતે ગાજતે શહેરમાં લઈ જવા માટે કદાચ સામૈયું થશે.

ભીમસેન નાહવા માટે ધરા આગળ પહોંચ્યો ત્યારે દૂરથી માણસો આવતા હોય તેવો અવાજ સંભળાયો. જાણ્યું કે નિરાંતે નાહવાનો કે તરવાનો સમય નથી. તેથી ઉતાવળે ઉતાવળે નાવણુ પતાવી લીધું અથવા તો કહો ને કે શરીર જરા ભીનું કરી લીધું.

હવે જે કાંઈ સમય બાકી હતો તે દરમિયાન દુશ્મનનો સામનો કરવા માટે વ્યૂહરચના કરવાની જરૂર હતી. આ વખતે માણુસોની સંખ્યા વધારે હોવાનો પાકો સંભવ હતો. ભીમસેન પણ અદ્ભુત માણસ હતો. ઇશ્વરે શરીર જાડું ઘડ્યું હતું પરંતુ તેમાં મગજ ઘણું ચાલાક અને ફળદ્રુપ ગોઠવ્યું હતું. ક્ષણુ બે ક્ષણુમાં મનમાં વ્યૂહ ગોઠવી લીધો.

ધરાથી થોડે દૂર નાની નાની ટેકરીઓ હતી તેમાંથી એક ટેકરી પસંદ કરી. આ ટેકરી બીજી ટેકરીઓ વચ્ચે હતી અને સૌથી ઊંચી હતી. ભીમસેન દોડતો દોડતો ત્યાં પહોંચી ગયો. અને ઝપાટાબંધ તેની ટોચે ચડી ગયો. આસપાસથી મોટા મોટા કાળમીંઢ પાણા એકઠા કરીને કામચલાઉ કિલ્લો બનાવી દીધો. કિલ્લો તો તૈયાર થયો પરંતુ દારૂગોળાનું અને હથિયારનું શું ! સહેજસાજ ભીમસેને તે પણ શોધી કાઢ્યું. ફેંકી શકાય તેવા ગોળમટોળ પાણાનો ઢગલો કરી દીધો. આ પથરા હાથબોમ્બની, મશીનગનની અને પ્રસંગ પડે તો તોપની પણ ગરજ સારે તેવા હતા. કારણકે ભીમસેનના હાથમાં આજના જમાનાની કોઇ પણ મશીનગન કે તોપના જેટલું બળ હતું. એટલે જો ભીમસેન પોતાની પૂરેપૂરી તાકાતથી પથ્થર ફેંકે તો ટેકરીની તળેટીમાં ઊભેલા દુશ્મનો ઉપર તોપના ગોળા વરસે. જો બંને હાથથી નાના નાના પથરાની ઝપટ દેવા માંડે તો મશીનગનની જેમ ગોળીઓની ઝડી વરસે. અને જો દુશ્મન લેટંલેટાં થઈ જાય અને ઓછી તાકાતથી કામ લે તો હાથબોમ્બના ધડાકા થાય.

દારૂગોળો એકઠો કરી, તેને વ્યવસ્થિત ગોઠવીને ભીમસેન બીજાં હથિયારની શોધમાં નીકળી પડ્યો. સાગના ઝાડમાંથી આડસર જેવાં લાંબાં લાંબાં બે લાકડાં તોડીને કિલ્લા ઉપર લઈ આવ્યો. આ પ્રમાણે બધી તૈયારી કરીને દુશ્મનની રાહ જોતો બેઠો

આ બાજુ રાજમહેલમાં જ્યારે ખબર પહોંચ્યા કે એક દૂધમલિયો છોકરો પચીસ મલ્લને લડતમાં રમાડીને હાથતાળી દઈને રવાના થઈ ગયો છે, ત્યારે સૌને આશ્ચર્ય થયું. તેમાં પણ દુર્યોધન અને તેના મિત્રોને પોતાની જ ઉંમરના આ બળિયા દુશ્મનને જોવાનું મન થયું.

દુશ્મનનું પગેરું કાઢીને જ્યાં હોય ત્યાંથી જીવતો અગર મૂવેલો પકડી લાવવાના હુકમ છૂટ્યા. અને આ કામને માટે ચુનંદા સો મલ્લને તૈયાર કરવામાં આવ્યા. દુર્યોધને પોતે પણ સાથે જવાની ઇચ્છા બતાવી એટલે ભિષ્મ પિતાને દુર્યોધન અને રાજકુમારોની સાથે તેમના રક્ષણ અને સાચવવા માટે મોકલવામાં આવ્યા.

આગળ દુશ્મનનું પગલું જોતાં જોતાં પગીઓ ચાલ્યા. તેમની પાછળ મલ્લનું ધાડિયું ચાલી નીકળ્યું અને સૌની પાછળ અંગરક્ષકોથી રક્ષાયેલા રાજકુમારો ભિષ્મ પિતાની સરદારી નીચે હાથી ઉપર બેસીને ઊપડ્યા. આમ નિશાન ડંકાના રણકાર સાથે સવારી નીકળી ચૂકી.

થોડી વારમાં સૌ નદીકાંઠે પહોંચ્યા. ફળફૂલનો મુદ્દામાલ ઓળખાયો એટલે એકદમ ગુનેગારોની ધરપકડ કરવામાં આવી કુંતાજીને સ્ત્રી તરીકે છૂટાં રાખ્યાં અને બાકીનાને મુસ્કેટાટ બાંધીને ધુસ્તા-પાટુ મારતા મારતા ભિષ્મ પિતા પાસે લઈ ચાલ્યા. આમ પાંડવોને આ અણધારી આફતની સમજણ પડે તે પહેલાં દુર્યોધન પાસે હાજર થવું પડ્યું.

દરમિયાન ભીમસેન પોતાના કિલ્લામાં બેસીને પોતાના દુશ્મનના માર્ગ તરફ નજર રાખી રહ્યો હતો. તેણે દૂરથી ધૂળના ગોટા ઊડતા જોયા અને ડંકાનિશાનનો અવાજ સાંભળ્યો એટલે અનુમાન કર્યું કે દુશ્મનો ચાલ્યા આવે છે. ચાલો હોશિયાર! તરત જ તે હથિયાર સમાલીને તૈયાર થઈ ગયો. પરંતુ આવનારા જ્યારે ભાઈઓ ઉપર હાથ ઉપાડવા માંડ્યા ત્યારે તેને ચિંતા થઈ કે દુશ્મનો અહીં આવતાં પહેલાં મારે બદલે ભાઈઓને ગુનેગાર ગણીને હેરાન કરશે એટલે કિલ્લામાં બેઠા બેઠા પડકાર દીધો, 'અરે, અક્કલના ઓથમીર! તમારો દુશ્મન તો અહીં બેઠો છે. જરા આંખ ઉઘાડીને જુઓ તો ખરા કે આ બિચારા મગતરા જેવા પચીસ મલ્લનો સામનો કરીને રાજબાગ લૂટી શકે! રાજબાગનો લૂંટનાર એકલ મલ્લ તો અહીં તમારી રાહ જોતો બેઠો છે. જેની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે ચાલ્યા આવો. આ બાજુ તમે પણ મારા હાથનો મીઠો મેવો ચાખતા જાવ.'

અવાજ સાંભળતાં સૌનું ધ્યાન એ બાજુ ખેંચાયું. ભીમના હાથનો સ્વાદ ચાખેલ એવા એકાદ-બે જણાએ તેને ઓળખ્યો એટલે પાંડવોને પડતા મૂકીને મલ્લનું ટોળું ટેકરી તરફ ઊપડ્યું. દોટ દેતા ટેકરી પાસે પહોંચી ગયા. આખી ટુકડી ચાર ભાગમાં વહેંચાઈ ગઈ અને વ્યૂહ ગોઠવીને એકી સાથે ચારે બાજુથી હલ્લો લઈ જવાની ગણતરી કરીને ધીમે ધીમે ઉપર ચડવા માંડ્યા.

ભીમસેન તૈયાર જ હતો. હજુ તો અર્ધે રસ્તે પહોંચ્યા ત્યાં તો ઉપરથી હુડુડુ કરતા મોટા મોટા ખડક જેવડા પથરા ગબડવા માંડ્યા અને ઉપર ચડતા શૂરવીરોની સાથે અફળાવા માંડ્યા. જે હડફેટમાં આવ્યા તે ગલોટિયાં ખાઈને નીચે પડવા લાગ્યા. પડતો માણસ પોતાની નીચેનાને સાથે લઈને દડવા લાગ્યો કે વહેલી આવે તળેટી.

જેમને પથ્થરની સીધી ચોટ વાગી હતી તે તો ફરી ઊભા થઈ શકે તેવી સ્થિતિમાં ન હતા એટલે એવા ઘાયલ તો ઢગલો થઈ નીચે પડ્યા પડ્યા રામ નામનું રટણ કરીને દુઃખ ઓછું કરવાનો કીમિયો અજમાવવા લાગ્યા. પરંતુ ઓછા ઘાયલ અને તાજામાજા હતા તે ફરી વખત જરા આડા ફંટાઈને ઉપર આવવા માંડ્યા. ટેકરીની ટોચની લગભગ આવ્યા ત્યારે મનમાં થયું કે હાશ પહોંચ્યા તો ખરા. ત્યાં તો સનનનન કરતા બમ્બગોળાની જેમ પથરાની રમઝટ વછૂટવા માંડી. કોઈના તોલા રંગાયા તો કોઈનાં નાક છૂંદાયાં; કોઈની છાતી તો કોઈના પગ. આમ ઘામાં આવે તે ઘવાવા લાગ્યા. કેટલાક નાઠા પરંતુ કોઈક કોઈક બહાદરિયા ઠેઠ મથાળે પહોંચી ગયા. પણ આવા કેટલાક હોય ! બહુ જ ઓછા. આંગળીને વેઢે ગણાય તેટલા. આ બધાને માટે ટેકરી ઉપર કાંઈ મખમલની તળાઈ ન હતી કે થાકયાપાકયા આરામ લે.

ઉપર પહોંચ્યા ત્યાં તો ભીમભાઈએ અગાઉથી તૈયાર રાખેલ આડસરને લાઠીની જેમ ચક્કર ચક્કર ફેરવવા માંડ્યાં. ઝપટમાં આવ્યા તે ઊછળી ઊછળીને પડ્યા
સીધા નીચે તળેટીમાં. થોડી વાર તો
આકાશમાંથી કરાનો વરસાદ વરસે
ટેકરી ઉપરથી મલ્લના શરીર પડો
પડવા લાગ્યા અને પડ્યા ભેળાં રામ બ
ભાઈ રામ થઈ ગયા.

હવે કોની મગદૂર કે ઉપર આ
સૌએ ખરાખરીનો ખેલ જોઈ લીધો હ
બસ થયું, રણમેદાન સાફ.

દુર્યોધન વગેરેએ નીચે રહ્યાં ર
તમાસો જોઈ લીધો. તેમની તો ભીમ
પરાક્રમથી છાતી બેસી ગઈ. છતાં કે
ઉપાય અજમાવવા શહેરમાંથી વા
માણસો બોલાવવાનો હુકમ આપ્યો પર
વૃદ્ધ અને અનુભવી તરીકે ભિષ્મ પિ
સાથે આવ્યા હતા. તેમણે ડહાપણ વા
રીને દુર્યોધનને સમજાવીને ધિંગા
બંધ કરાવ્યું. હુકમ રદ થયો.

ભિષ્મપિતાની અનુભવી દષ્ટિએ ભી
સેનના પરાક્રમમાં અને પાંડવોના વર્તન
રાજબીજ જોયું. પાંડવોને પાસે બોલાવ
તેમની સાથે શાંતિથી વાતચીત કર
સત્ય હકીકત મળી આવી. દરમિય
કુંતાજી આવી પહોંચતાં આખી વાત
મેળ મળી ગયો.

- હજુ ભીમસેન પહોંચ્યો ન હત
થોડી વારમાં એ પણ લોહીલુહાણ સ્થિ
તિમાં આવી પહોંચ્યો. તેણે તો ધાર્
હતું કે હજુ તો અરધું કામ થયું
એટલે ફરી કદાચ લડવું પડશે. એ
ધારીને તેણે હથિયાર મ્યાન ક
ન હતાં. હાથમાં લાકડાનો મોટો ગે
લઈને જ આવ્યો હતો જેથી કટોકટ
વખતે કામ લાગે. પરંતુ અહીં
સુલેહ થઈ ગઈ હતી. પાંડુરાજાના પ્

તરીકે અને રાજ્યના અરધા વારસદાર તરીકે ભીષ્મે તેમને ઓળખી લીધા હતા. ભીમના આવ્યા પછી કૌરવો અને પાંડવોની એકબીજા સાથે ભીષ્મે ઓળખાણ કરાવી અને સૌ વાજતેગાજતે શહેરમાં જવાની તૈયારી કરવા લાગ્યા.

શહેરમાં જતી વખતે વાહનની ગોઠવણ કેમ કરવી એ વિચારવા જેવો પ્રશ્ન હતો. પાંડવોને વાહન ઉપર બેસારવા પડશે એવી ગણતરી તો હોય જ નહિ અને છતાં માનની ખાતર પણ વાહનની વ્યવસ્થા કરવી જોઈએ. દુર્યોધન વગેરેનો મત હતો કે બીજાં વાહન મંગાવવાં અને એ વાહનો આવે ત્યાં સુધી પાંડવો રોકાય અને પાછળથી આવી પહોંચે. પરંતુ ભીમસેનને એ દરખાસ્ત મંજૂર રહે તો તેમાં પોતાનું અપમાન લાગ્યું. કારણકે પાંડવો કાંઈ હારેલા દુશ્મન ન હતા. એમણે તો કૌરવો ઉપર વિજય મેળવ્યો હતો. એટલે તેણે જાહેર કર્યું કે જો એમ થશે તો અપમાનના બદલામાં અમે લડીને પણ તમારાં વાહન ઝૂંટવી લઈશું. માટે કાં તો વાહનમાં સૌ સાથે જઈએ અથવા તો બીજાં વાહન આવે ત્યાં સુધી સૌ રોકાઈએ.

છેવટે નક્કી થયું કે સૌએ જેમતેમ સંકડાશ વેઠીને પણ જે કાંઈ વાહન હતાં તેમાં સમાસ કરી લેવો અને શહેરમાં પહોંચી જવું. કુંતાજીને ભીષ્મના રથમાં બેસાડ્યાં, દુર્યોધન અને પાંડવો માટે દુર્યોધનનો હાથી લાવવામાં આવ્યો. હાથીને નીચે બેસાડી અંબાડી ઉપર ચડવા માટે નીસરણી ગોઠવવામાં આવી. પાંચવ ભાઈઓ અને દુર્યોધન ચડી ગયા. પરંતુ ભીમસેન માટે નીસરણી નકામી હતી કારણ કે નીસરણીનાં પગથિયાં ભીમનો ભાર ઝીલી શકે તેટલાં મજબૂત ન હતાં અને ભીમસેન પગથિયાં ચડતાં નીચે પડીને પોતાની મશ્કરી થવા દે તેટલો અબૂધ ન હતો. એટલે તેણે તો પગથિયાં ચડવાને બદલે સીધો ઠેકડો મારીને અંબાડીમાં પોતાની જગ્યા સંભાળી લીધી. હાથીની જિંદગીમાં આવી રીતે પોતાની પીઠ ઉપર સવાર થનાર આ પહેલો જ વીર પુરુષ હતો એટલે તેને પણ નવાઈ લાગી હશે.

સૌ બરાબર ગોઠવાઈ ગયા પછી મહાવતે હાથીને ઊભો કરવા કાંધ ઉપર અંકુશ લગાવ્યું. પરંતુ હાથી ઊભો થવાને બદલે જરાક ઊંચો થઈને પાછો બેસી ગયો. મહાવતને નવાઈ લાગી કે હાથી કેમ ઊભો થયો નહિ! ફરી જોરથી લગાવ્યું, છતાં ન ઊઠ્યો. ક્યાંથી ઊઠે! હાથી ઉપર સાત માણસોનું વજન હતું. છ જણ તો ઠીક પરંતુ સાતમો માણસ કોઈ સામાન્ય માનવી ન હતો. ભગવાને જાણે કે સીસાનો બનાવ્યો હોય તેમ ખૂબ વજનદાર હતો. તેને ઉપાડવાનું હાથીનું ગજું ન હતું. હાથીએ ઘણું જોર કર્યું પણ ઊઠી શકાયું જ નહિ. મહાવતે હવે તો ખિજાઈ ખૂબ જોરથી અંકુશ માર્યું. વારંવાર અંકુશનો માર ખાવામાં જાણે કે હાથીને પોતાનું અપમાન થતું લાગ્યું હોય અને ફરી આવું અપમાન સહન ન કરવાનો નિશ્ચય કરીને ખૂબ બળ કરી બેઠો થવા ગયો પરંતુ ઊભા થવાને બદલે ફસડાઈને પડ્યો અને અત્યંત જોર કરવાથી પેટમાંથી લાદ નીકળી પડી. સૌ આ તમાસો જોઈ રહ્યા હતા. આટલું વજન

ઊંચકીને હાથી ચાલી નહિ શકે તેની સૌને ખાતરી થઈ ગઈ હતી. છેવટે ઉપર બેઠેલા સૌ નીચે ઊતર્યા અને એક નવો રસ્તો કાઢયો. આ રસ્તો પણ ભીમસેનના ભેજામાંથી જ નીકળ્યો.

હાથી પર ચાર પાંડવો ને મુરબ્બી તરીકે ભિષ્મ પિતા એમ પાંચ જણ બેઠા. ભીમસેનનો ભાર ઉપાડે તેવું મજબૂત વાહન હતું જ નહિ એટલે તેને નસીબે તો ચાલવાનું જ હતું. પરંતુ એકલો પોતે જ ચાલે અને તે પણ પાંડવો પહેલવહેલો જ નગરપ્રવેશ કરે ત્યારે ! આમ પાંડવોના અપમાનની અવધી થઈ જાય. માટે ચાલવું ખરું પણ હસ્તિનાપુરના પાટવી કુંવરની સાથે જ. આંકડા ભીડીને ચાલવું જેથી ચાલીને જવું એ ફેશન બની જાય.

આ યુક્તિ સૌને ગમી ગઈ. પહેલો નિશાનડંકો, તેની પાછળ ઘાયલ થયેલા અને મરતાં-મરતાં બચેલા મલ્લો, ત્યાર પછી પાંડવોનો હાથી તથા બીજાં વાહનો અને તેની પાછળ ભીમ-દુર્યોધનની જોડી અને તેની પાછળ અંગરક્ષકો.

આમ ભીમે ગોઠવેલી સવારી વાજતે-ગાજતે હસ્તિનાપુરના રાજમહેલમાં પહોંચી ગઈ. [ચાલુ

સુંદર-સ્વાદિષ્ટ અને પોષક રોબીન્સની વેરાયટીઝ

Robin's
SWEETS ARE PURE
BANANA SPONGE
MARSH MELLOW
JUJUBE
PEHGOODS
LOZENGE
ALL STAR LINES
ROBIN CONFECTIONERY MFG.CO
MASJID BRIDGE
BOMBAY, 9.

બોઈલ્ડ શુગર
પેન્ડ શુગર
જ્યુજબ્સ
માર્શમેલો
ચ્યુંઈંગગમ
લોઝેન્જીસ તથા
દરેક જાતની
પીપરમીન્ટો
બાળકોમાં અતિશય
પ્રિય બનેલ છે.
વ્યાપારી જાણવા
તથા પુછપરછ માટે
આજે જ લખો.
*
બહારગામના ઓર્ડરો
ઉપર પુરતું ધ્યાન
આપવામાં આવે છે.
ઉમદા શરતો
*

## રમૂજનું પા:

બાબુભાઈ વ્યાસ

આત્મારામભાઈ જિંદગીથી કંટાળી ગયા હતા. એટલા બધા કંટાળી ગયા હતા કે આજે તેણે આપઘાત કરવાનું નક્કી કર્યું હતું. ગામમાંથી એક રીવોલ્વર પણ લઈ આવ્યા હતા. પણ માત્ર રીવોલ્વરથી જ જીવ નહીં નીકળે એમ માનીને હમણાં જ એક ઝેરની શીશી પણ લઈ આવ્યા. પછી તેમને લાગ્યું કે ઘરમાં મૃત્યુ પામવું તેના કરતાં બહાર તળાવને કાંઠે મરીએ તો સારું, એટલે બહાર જવાનો વિચાર કર્યો. પણ એટલામાં વળી તેમને વિચાર આવ્યો કે ઝેર ચડતાં વાર લાગશે માટે સાથે દોરડું પણ લેવું. છેવટે રીવોલ્વર, ઝેરની શીશી અને દોરડું લઈને ગામના તળાવને કાંઠે આવી પહોંચ્યા. દોરડાનો એક છેડો ગળામાં અને બીજો ઝાડની ડાળી કે જે તળાવમાં પડતી હતી તેની સાથે બાંધ્યો, ઝેર પી ગયા, રીવોલ્વર મગજ તરફ રાખી ઘોડો દબાવ્યો અને ડાળી પરથી કૂદી પડ્યા.

રીવોલ્વરનો ધડાકો થયો પણ તે નાટકમાં વાપરવાની હતી એટલે ગોળી ન છૂટી; ડાળી પાતળી હતી એટલે બટકી ગઈ અને તેમની સાથે જ પાણીમાં પડી. અચાનક પાણીમાં પડવાથી થોડુંક પાણી તેમના પેટમાં ગયું અને તે ખારું હોવાથી ઊલટી થઈ અને પીધેલું ઝેર પાછું નીકળી ગયું. જો આત્મારામભાઈને તરતાં ન આવડતું હોત તો તે ડૂબીને મરી જાત.

× × ×

'આ તે કાંઈ પ્લોટ છે!' નિર્માતાએ લેખકને, તેના વાર્તાનાં કાગળિયાં પાછાં સોંપતાં કહ્યું. 'એક શ્રીમંત યુવાન, એક વૃદ્ધના આશ્રમમાં ઊછરેલી અનાથ કન્યાને જોઈને તરત જ તેને ચાહવા માંડે છે. પછી પરણે છે. પછી થોડે વખતે પોતાના શહેરમાં ચાલ્યો જાય છે. પેલી કન્યા એક બાળકની માતા બને છે. તેનો પાલકપિતા પેલો વૃદ્ધ તેને તેના પતિને ઘરે શહેરમાં મોકલે છે. શ્રીમંત યુવક તેને સ્વીકારવાની ના કહે છે અને 'તને નથી ઓળખતો' એમ જાહેર કરે છે. અને અંતમાં પાછાં તમે એ બંનેને ભેગાં કરી આપો છો. આવી વાર્તાની ફિલ્મ કોણ ઉતારશે!' કહી નિર્માતાએ કપાળ પરનો પરસેવો લૂછ્યો.

'પણ મહાશય!' લેખકે કહ્યું, 'આ વાર્તાનું નાટક ઘણી વાર ભજવાઈ ગયું છે. લાખો લોકોએ તે જોયું છે. અને ખૂબ જ પ્રખ્યાત થયેલું છે...તેનું નામ 'શાકુન્તલ,' સમજ્યા મહાશય!'

× × ×

મ્હાઉં દાંત્યનું ચોક્ઠસું ખચોવાઈ ગ્યું...શે. જજેયે જ...એ તેન્ગે સુસત્ત્વય મમને પો...થ...તું કમ્વું.

ઉપરોક્ત જાહેરખબર જેમનું દાંતનું ઉપલું ચોકઠું ખોવાઈ ગયું છે, તેવા એક ગૃહસ્થે આપેલી છે.

× × ×

દેખાવમાં નાની લાગતી એક યુવતીને ચાર બાળકો સાથે ટ્રેઈનમાં જોઈ એક ડોશીમાએ તેને પૂછ્યું, 'હેં બેન! આ ચારે છોકરાં તારાં છે?'

સહેજ હસીને પેલી યુવતીએ જવાબ આપ્યો, 'ના ના માજી, મારાં તો બે જ છે અને બે મારાં વરનાં છે.'

# સમાજ અને સાહિત્યની નવાજૂની

## ખૂન અને આપઘાત

રાણપુર ચોવીશીમાં ધારપીપળાના ગરાસદાર દેવુભા બાપુભાએ તા. ૨૩ મી જૂને સાંજે ત્રણ ખૂનો બંદૂકથી કરી આપઘાત કર્યો છે. દેવુભાએ એકાદ વર્ષ પહેલાં ૫૮ વર્ષની ઉમ્મરે અઢારેક વર્ષની યુવતી સાથે નીકા પઢેલા અને નવી પરણેતર સાથે ધારપીપળા રહેતા હતા. તેમને ત્યાં મહમદ નામનો એક યુવાન હજામ કામકાજ કરતો હતો. એક વખતે એ હજામને પોતાની ઓરતની સાથે હસતા કે એવી કોઈ શંકા ઉપસ્થિત થાય તેવી સ્થિતિમાં દેવુભા જોઈ જતા, મહમદને રજા આપેલી. તેથી હજામે ગામ છોડેલું પણ તે મહમદ ધારપીપળા દરબારને ઘરે તા. ૨૩ મીને દિવસે વળી પાછો દેખાયો. દેવુભાના મરણ પહેલાંની કેફિયતમાંથી દેખાય છે કે દેવુભાએ બંનેને શંકાશીલ સ્થિતિમાં દીઠાં એથી ગુસ્સામાં તેમણે વગર લાઈસન્સની બંદૂકથી નાસી જવા માગતા મહમદ ઉપર ભડાકા કરી, તેને ધરતી પર ઢાળી દીધો. અને ઘરમાં આવી સવા માસથી સુવાવડના ખાટલામાં રહેતી પોતાની ઓરત ઉપર બંદૂકના ઉપરાઉપરી ત્રણ ભડાકા કર્યા. એથી ૪૦ દિવસના કોમળ બાળકના ફૂરચા બોલી ગયા, ને બાઈની છાતી ચાળણીની જેમ વીંધાઈ ગઈ. એ પછી પણ ઓરત જીવતી હોવાનું લાગતાં દેવુભાએ ધારિયું માર્યું. પરિણામે બાઈના હાથનાં આંગળાં કપાઈ ગયાં. ધારિયું ભાગી ગયું.

ગામના મુખીને બોલાવી પોતે ખૂનો કર્યાનું રાણપુર જઈ પોલીસ થાણે જાહેરાત કરી આવવાનું કહ્યું. મુખી રાણપુર આવ્યા એટલે પાછળથી દેવુભાએ ઓટલા પર બેસી પોતાના પડખામાં બંદૂકનો બાર કર્યો, ને ઢળી પડ્યા. રાતોરાત રાણપુર પોલીસ, ધારપીપળા પહોંચી. દરબાર ને તેની ઓરતને બેભાન સ્થિતિમાં રાણપુર દવાખાને લઈ આવ્યા. મરનાર બાઈ તથા ખૂની દેવુભાની મૃત્યુ સમયની જુબાનીઓ થઈ. બાઈ ગુરુવારે બપોરે અને દરબાર શુક્રવારે સવારે ગુજરી ગયા.

## રાષ્ટ્રધ્વજનો ઉપયોગ

મકાનો અને મોટરો પર રાષ્ટ્રધ્વજ ફરકાવવા અંગે હિંદ સરકારે કેટલાક નિયમો પ્રગટ કર્યા છે. તમામ જાહેર દિવસોએ રાષ્ટ્રધ્વજ સરકારી મકાનો, જિલ્લા લોકલ બોર્ડ તથા મ્યુ.નાં મકાનો, પ્રધાનોનાં મકાનો, રાજાઓ તથા પરદેશ ખાતેના હિંદી પ્રતિનિધિઓનાં મકાનો પર ધ્વજ ચઢાવી શકાશે. લશ્કર, હવાઈ દળ તથા નૌકાદળ માટે રાષ્ટ્રધ્વજના ઉપયોગ અંગે ખાસ નિયમો તૈયાર કરવામાં આવ્યા છે. મોટરો પર ધ્વજનો ઉપયોગ પ્રધાનો, ધારાસભાના પ્રમુખો, રાજપ્રમુખો, રાજાઓ અને પરદેશ ખાતેના હિંદી પ્રતિનિધિઓ પૂરતો મર્યાદિત કરવામાં આવ્યો છે. સ્વાતંત્ર્યદિન, રાષ્ટ્રીય સપ્તાહ, તા. ૨૬મી જાન્યુઆરી અને ગાંધીજીના જન્મદિને ધ્વજના વપરાશ પર કશો અંકુશ નહિ રહે.

## ગાંધી-સ્મારક ટિકીટો

એમ જાણવા મળે છે કે ત્રણ કરોડથી વધુ ગાંધી સ્મારક ટિકીટો વેચવામાં આવશે.


રસોઈ ★ અથાણાં ★ પાપડ

વધુ સ્વાદિષ્ટ બનાવવા

અમારી

ટ્રેડ P માર્ક

હીંગ વાપરો

હીંગવાલા

ઠા. ગોપાલજી ચાંપશીની કું.

કપુર, અજમાના ફૂલ, પીપરમીંટના ફૂલ, બરાસ, તજ, રહી, પાસેવના વેપારી.

વડગાદી, મુંબઈ ૩

ગ્રામ: SAVITA ટે. નં. ૨૩૪૫૪

હિંદી સ્વાતંત્ર્યદિનની પ્રથમ સંવત્સરીને દિવસે તેનું વેચાણ કરવામાં આવશે.

ત્રણ ઓછી કિંમતની ટીકીટો દોઢ આનો, સાડાત્રણ આના, અને બાર આનાની રહેશે અને તેના પર ગાંધીજીની એ જ છબી રહેશે. જ્યારે દસ રૂપિયાની ટિકીટ પર બીજી છબી વપરાશે.

ઉકરડો જોઈએ જ !

ચોટીલાના લોકોએ તાજેતરમાં બે દિવસની હડતાલ પાડી. એ હડતાલને કારણે રાજકોટના ડેપ્યુટી કલેકટરને ચોટીલા તા. ૨૮ જૂનના રોજ આવવું પડ્યું હતું.

હકીકત આ પ્રમાણે છે કે ત્યાંના મામલતદારે ગામના કચરાનો જે ઉકરડો રહેતો એ જમીન એની પાડોશના મકાનમાલિકને બાજુમાં ગંદકી થતી હોવાથી વેચી દીધી. ગામના માણસોને આથી કચરો નાખવા જવાની અગવડ પડી અને મામલતદારે આ ઉકરડાની જમીન વેચી દીધી તેનો વિરોધ દર્શાવવા હડતાલ પાડી.

*

ભારતીય વિદ્યાભવન સમિતિએ નક્કી કર્યું છે કે ૧૯૪૭–૪૮ નાં વર્ષો માટે નીચેનાં ધ્યેયો માટે તાપીબાઈ સુવર્ણચંદ્રકો આપવામાં આવશે. ૧. સમૂહમાં ગાઈ શકાય અને 'ગુજરાતના ગીત' તરીકે સ્વીકારી શકાય તેવી શક્યતાવાળા શ્રેષ્ઠ ગુજરાતી ગીત માટે. ૨. મેળાવડામાં ગાઈ શકાય ને આમજનતાનું ગીત બની શકે તેવા શ્રેષ્ઠ હિંદી ગીત માટે. આ બન્ને ગીતોનો રાગ સાદો અને જુસ્સાદાર હોવો જોઈએ. ગીતના શબ્દો ગૌરવશાળી અને રાષ્ટ્રભક્તિની લાગણી પ્રેરે તેવા હોવા જોઈએ. જે કોઈ વ્યક્તિ આ ગીતો મોકલે તેણે સપ્ટેમ્બરના અંત સુધીમાં તપાસ સમિતિ સમક્ષ ગાઈ બતાવવું પડશે અથવા જો તે આવી ન શકે તો સંગીતશાસ્ત્રીઓ સમજી શકે તેવાં યોગ્ય 'નોટેશનો' મોકલવાં. બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

તાપીબાઈ સુવર્ણચંદ્રક સમિતિ, ઠે. ભારતીય વિદ્યાભવન, મુંબઈ–૭

શ્રી. પ્રાણશંકર સોમેશ્વર જોશીનો વિશ્વપ્રસિદ્ધ ગ્રંથ The Tyranny of Colour જેની હિંદની આવૃત્તિ The verdict on South Africaને નામે પ્રકટ થઈ છે તેના તરફ દ. આફ્રિકાની સરકારની કડક ચાંપ હજુ દૂર થઈ નથી. થોડા અઠવાડિયાં પહેલાં યુનાઈટેડ નેશન્સ ઓર્ગેનીઝેશનમાં હિંદી પ્રતિનિધિમંડળને સલાહ આપવા ગયેલા દ. આફ્રિકાના હિંદી પ્રતિનિધિના દસ્તાવેજો અને પુસ્તકો પાછાં સોંપાયાં, તેમાં ન સોંપાયેલાં ૭ પુસ્તકોમાં 'ધ ટિરેની ઑફ કલર' નો સમાવેશ થાય છે. લડાઈ દરમિયાન કિનિયાની સંસ્થાનિક સરકારે આ ગ્રંથ જપ્ત કરી ૨૦૦ : નકલોને અવિધિસર અગ્નિદાહ આપ્યો હતો.




# મહારાણા પ્રતાપ છાપ હીંગ



વાપરવા આગ્રહ રાખો

૨૬૮, વડગાદી. મુંબઇ નં ૩ ફોન ૨૨૨૧૦


બાપુ : (એક કરુણ પ્રશસ્તિ) કવી શ્રી ગીનુ દેસાઈ :
પ્રકાશક : એન. એમ. ઠકરાની કંપની, મુંબઈ-૨
કિંમત ૧॥ રૂપિયો : પૃષ્ઠ ૪૨-૪=૩૮ : ચિત્રો ૧૨

રાષ્ટ્રપિતાના અવસાનના 'કરુણ પ્રસંગે જન્મેલા વલોપાતમાંથી જન્મેલી આ નાનકડી કરુણ પ્રશસ્તિ' આપણા યુવાન પારસી કવિ શ્રી ગીનુ દેસાઈનું 'પ્રપાત' પછીનું દ્વિતીય પ્રકાશન છે. પ્રવાહી પદ્યમાં વહી જતી આ કવિતા હૃદયની 'સાચી વેદના'નો આવિષ્કાર હોઈ વાચનારના જિગરને આર્દ્ર બનાવવા ઉપરાંત રાષ્ટ્રપિતાના જીવન અને કાર્યનું પ્રેરણામય આલેખન કરે છે. કવિશ્રી ઇન્દુલાલ ગાંધીએ આમુખ રૂપે 'શ્રદ્ધા' લખીને તો કલાકાર શ્રી 'રતિ'એ ભાવભર્યાં ચિત્રો ચીતરીને આ નાનકડા પ્રકાશનને પણ 'સોનામાં સુગંધ' મેળવવા જેવું કર્યું છે. જોડણીની કેટલીક અશુદ્ધિઓ અને છાપભૂલો ચંદ્રમાના ડાઘ જેવી થઈ પડી છે. આ મનોરમ કિતાબનો તમામ નફો રાષ્ટ્રપિતાના સ્મારક ફંડમાં જવાનો હોઈ ગુજરાતી ઘરોએ બાપુનું આ કિતાબ-સ્મારક વસાવવું જ રહ્યું. કિ.

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશોં


અમારી ઉત્તમ બનાવટો માટે પ્રદર્શનોમાંથી સુવર્ણચંદ્રકો તથા ઉત્તમ સર્ટીફીકેટો મળેલ છે

# ધી જીવન કેમીકલ વર્કસની

## અનુપમ સૌંદર્ય સામગ્રીઓને તમારા જીવનની શોભા બનાવો

- જવાહીર બ્રાહ્મી
- હેમન્ત સ્નો
- પુષ્પા ફ્રેઇસ પાવડર
- પુષ્પા ગ્રીલીયનટાઇન
- લીલા વેજીટેબલ
- ઇન્દીરા હેર ઓઇલ
- જીવન કોકોનટ
- જીવન પરફ્યુમ્ડ કેસ્ટર ઓઇલ
- જીનો બામ
- ગુલાબજળ વગેરે વગેરે

દરેક શહેરોમાં ભરપુર કમીશન અને ઉદાર શરતોથી એજન્ટો તથા સ્ટોકીસ્ટો નીમવાના છે.

(અમારું દવા વિભાગનું સુચીપત્ર મફત મંગાવો)

શરતો માટે આજે જ લખો :—

મેનેજર
ધી જીવન કેમીકલ વર્કસ
પોષ્ટ ; ભાઉલી (ડી. બરોડા)
જી. બી. એસ. રેલ્વે.

બ્રાન્ચ ઓફીસ:—
સુલતાનપુરા,
અખ્યારની પોળ : વડોદરા

# ૧૫ મી ઓગસ્ટ ૧૯૯

યંગકલબ

[ નાટિકા ]

સ્થળ : ડૉ. સનાતનનું મકાન
સમય : સાંજના સાત
પાત્રો : ડૉ. સનાતન ઉં. વ. ૬૦ — અમિતા ઉં. વ. ૨૦ — દક્ષિણ ઉં. વ. ૨૪
નોકર ... ... ... — અને બીજા અનેક

[ આ નાટક ભજવવું મુશ્કેલ પડે તેમ છે...છતાં પણ જો ભજવવું જ હોય તો તેમાં ભાગ લેનારાઓએ તથા ડીરેકટરે ઘણી ઘણી કલ્પના દોડાવવી પડશે...દા. ત. તે વખતનાં કપડાં કેવાં હોવાં જોઈએ...માણસોનાં નામ કેવાં હોઈ શકે...ભાષા વગેરે.

પડદો ખૂલે છે ત્યારે—

મોટું જબરજસ્ત દીવાનખાનું દેખાય છે. તેની પાછળની ભીંત, ફ્લોરથી તે સીલીંગ સુધીની, મોટી કાચની રીવોલ્વીંગ બારીઓવાળી છે.

સ્ટેજના ડાબા ખૂણામાં માત્ર વારનીસ કરેલાં ગોળ અને ચોરસ લાકડાનાં ચોકઠાં છે જેના પર ગાદીઓ મૂકી તે વખતની બેઠકો હશે એવો ખ્યાલ આવે છે. તેવા એક ચોકઠા પર રેડીઓ જેવા દેખાવવાળી એક કેબીનેટ છે જે ટેલી-રેડીઓ છે. તેની બાજુમાં એક સુન્દર પ્લાસ્ટીકનો ટેલીફોન પડેલો દેખાય છે.

દશ્ય શરૂ થાય છે ત્યારે અમિતા શરબત બનાવતી નજરે પડે છે. એક નોકર સ્ટેજની જમણી તરફની બારીઓ ખોલતો દેખાય છે. આખા સ્ટેજ પર સાંજનો ઝાંખો પ્રકાશ છે અને જમણી બાજુ તો લગભગ અંધકાર જેવો પ્રકાશ છે. ડાબી બાજુ જ્યાં અમિતા બેઠી છે ત્યાં, વીજળીનો પૂરો પ્રકાશ છે. ]

અમિતા : ( નોકરને ) તમારે જવું હોય તો જજો. કંઈ કામ નથી.
નોકર : જી...
અમિતા : પણ જતાં પહેલાં જરા સેટની સ્વીચ ઓન કરતા જજો.

[ નોકર ટેલી-રેડીઓની સ્વીચ ઓન કરે છે અને એક જુવાનની છબી દેખાય છે. ]

અમિતા : હલ્લો, ભાઈ ક્યારે આવો છો ?
જુવાન : બસ તું શરબત બનાવી લે તેટલી વારમાં આવી પહોંચ્યું છું. બાપુજી આવ્યા ?
અમિતા : ના ના. હમણાં જ ફોન હતો, દર્શનીમાં ગયા છે.
જુવાન : કયાં ?
અમિતા : ઊભા રહેજો, હમણાં કહું. ( નોકરને ) જુવોને દક્ષિણભાઈના ઓરડામાં મારું પેડ પડ્યું છે તે લાવો ને. ( નોકર બીજી તરફ જાય છે ). પેલા અમેરીકન ખાનુ આજે કોલેજમાં આવ્યા હતાં. મેં તેમનો પરિચય મેળવ્યો છે. ( નોકર આવીને લખવાનું પેડ તેને આપે છે. પેડ જોતાં ) જુવો, બાપુજી અમદાવાદ અને સુરત બે જગ્યાએ જવાના છે.
દક્ષિણ : શું ડૉક્ટર્સની મીટીંગ છે કે બીજું કંઈ !
અમિતા : એ તો તમે અહીં આવો એટલે કહું.
દક્ષિણ : વારુ, હું હમણાં જ નીકળું છું.

[ અમિતા ટેલીસેટની સ્વીચ ઓફ

અમિતા : ( નોકરને ) તમે હવે જાઓ...( નોકર જાય છે. તે ઊભી થઈ કાયલ
હું અમિતા, થારમીન છે !...તો જરા બોલાવજો ને...હલ્લો કોણ થાર

ખબર છે ને આજે સાડા આઠે વડા પ્રધાન બોલવાના છે તે ! હા...કેમ ન બોલે ! આપણા દેશે આઝાદીનાં પચાસ વર્ષ પૂરાં કર્યાં...હા હા જરૂર ...સાડા આઠે તારી વાટ જોઈશ ( મોટરનું હોર્ન સંભળાય છે ) બસ હવે...લો બાઈ આવ્યા લાગે...વારુ જય હિન્દ. ( રીસીવર મૂકી દે છે ત્યાં દક્ષિણ આવે છે. )

દક્ષિણ : કોણ ધારમીન હતી ને ?

અમિતા : હા...મેં તેને સાડા આઠે અહીં આવવાનું કહ્યું છે.

દક્ષિણ : સારું. બાપુજી ક્યારે આવવાના છે ?

અમિતા : તેમને બે જગાએ કેન્સરના કેસ માટે જવાનું હતું...રેડિયમ ટ્રીટમેન્ટ આપવાના છે. પણ હવે તો આવવા જોઈએ.

દક્ષિણ : મુંબઈ ગયા છે ?

અમિતા : ના ના, સાથે ડૉ. સુરેખ અને સીસ્ટર અંજના પણ જવાના હતા એટલે ચાર સીટનું બેરી લઈ ગયા છે.

દક્ષિણ : તો તો થોડા વખતમાં આવી પહોંચવા જોઈએ. એ બધું તો ઠીક પણ તેં અમારા સ્કવોડનું ફ્લેગ સેલ્યુટેશન જોયું ?

અમિતા : હા. બહુ જ સરસ હતું. મને તો તમારું આર્મીનું બેન્ડ પણ બહુ ગમ્યું.

દક્ષિણ : વારુ...તું પેલાં અમેરીકન બાનુને મળી હતી ને ?

અમિતા : મેં તેમની સાથે ઘણી વાતો કરી. તેઓ 'ધી અમેરીકન'ના પ્રતિનિધિ છે...ફોટોગ્રાફી બહુ જ સરસ જાણે છે...આપણા 'આઝાદ હિન્દ'ના ફોટા તેમને લેવા હતા...તેમાં મારી મદદ માગી હતી...મને પણ ત્યાંના કલેકશન વખતે આવવાનું આમંત્રણ આપેલું છે. ( પ્લેનની ઘરઘરાટી સંભળાય છે ) બાપુજી આવ્યા.

[ બંને ઊભાં થઈને કાચની બારીમાંથી જુવે છે અને દક્ષિણ બહાર જાય છે. અમિતા બેઠકો સરખી કરે છે, શરબતના પ્યાલામાં ચમચો હલાવે છે ત્યાં દક્ષિણ તથા ડૉ. સનાતન વાતો કરતા આવે છે. ]

સનાતન : બંને કેસ તદ્દન સુધારા પર છે.

અમિતા : આજે આઝાદી-દિને ગુજરાતના પાટનગરમાંથી કશું લાવ્યા કે નહીં ?

સનાતન : તમારા બંને માટે આ એક આલ્બમ લાવ્યો છું.

[ ત્રણે જણ બેસે છે અને શરબત પીતાં પીતાં આલ્બમ જોવું શરૂ કરે છે. ]

અમિતા : વાહ ! આલ્બમનું નામ સુંદર છે-'પહેલી સાલગિરા.'

સનાતન : ૧૯૪૭માં આપણા દેશને આઝાદી મળી અને તે પછીનું એક વર્ષ કેમ ગયું તેનાં ચિત્રો આમાં આલેખવામાં આવ્યાં છે.

અમિતા : ( ચિત્ર નીચેનું નામ વાંચે છે. ) પંદરમી ઓગસ્ટ.

[ ધીમે ધીમે સ્ટેજના જમણા તરફના ભાગમાં સ્ટેજ પ્રકાશ વધે છે...યુનિયન જેક નીચે ઉતારતાં અને રાષ્ટ્રધ્વજ ઉપર ચડાવતા પંડિત નહેરુ અને માઉન્ટ બેટન દેખાય છે અને તેમની પાછળ લોકોનું ટોળું 'જનગણ મન' ગાતું હોય છે. ]

દક્ષિણ : ઇતિહાસે કહેલું છે કે જ્યાં જ્યાં ગુલામ દેશને સ્વતંત્રતા મળેલી છે ત્યાં આવી રીતે દુશ્મન વાવટાને નીચે ઉતારવામાં નથી આવ્યા...ત્યાં તો પહેલાં દુશ્મન વાવટાને ગોળીથી વીંધીને પછી મુક્ત થતી પ્રજાએ પોતાનો વાવટો ચડાવ્યો છે.

સનાતન : અંગ્રેજોએ આપણને તે વખતે મિત્રો થઈને સ્વરાજ્ય આપેલું એટલે તું કહે છે તેમ નહીં કરવામાં આવ્યું હોય.

[ ખ્વાજારોઈણ પૂરું થતા પંડિતજી ટોળાં સમક્ષ ભાષણ કરે છે. આ અવાજ માઇકમાંથી આવ્યા કરવો જોઈએ.]

અવાજ : પ્યારે ભાઈઓ ઔર બ્હેનો, આધી દુનિયા જબ સો રહી હૈ, તબ ઇસ અંધકારમેંસે હિન્દ અપની આઝાદી હાસિલ કર રહા હૈ. ખ્વાહિશ હૈ, કે હમ લોગ ઇસ અંધકારમેંસે અપને દેશકો જરૂર પ્રકાશમેં લાયેંગે...અપની સમક્ષ બ્હોત બ્હોત મુશ્કેલીયાં ખડી હૈ ...લેકીન હમ ઇસે દૂર હટા દેંગે, ક્યોં કિ હમ લોગ ચાલીસ કરોડ હૈ...

[ લોકોનું ટોળું પંડિત નહેરુ ઝિન્દાબાદ, પંડિત માઉન્ટ બેટન ઝિન્દાબાદના પોકાર કરે છે. અને ગીત સંભળાય છે.
હિન્દી હૈ હમ ચાલીસ કરોડ
હિન્દી હૈ હમ હિન્દી હૈ હમ
હિન્દી હૈ હમ ચાલીસ કરોડ
અને આસ્તે આસ્તે વિલીન થતા પ્રકાશ અને સંગીત સાથે ટોળું ચાલ્યું જતુ દેખાય છે.]

અમિતા : સ્વાતંત્ર્યદિને મુશ્કેલીઓની વાત તે વખતના પ્રમુખે કેમ કરેલી?

દક્ષિણ : કહે છે હિન્દને સ્વાતંત્ર્ય આપવામાં અંગ્રેજોની ચાલબાજી હતી.

સનાતન : એવું હતું ખરું...પણ માત્ર એ એક જ મુશ્કેલી નહોતી. તે વખતે દેશમાં ભણેલા કરતાં અભણ ઝાઝાં હતાં. ખૂબ જ ગરીબી અને બેકારી હતી...અને તેમાં પાછા હિન્દના ભાગલા પાડવામાં આવ્યા.

[ જમણી બાજુની ફુટ લાઇટસ થાય છે અને હિન્દુ અને મુસ્લિમો એક બાજુએ ટેબલખુરસીના ઢગલા કરીને ઊભા છે.]

મુસ્લિમ : ઓફીસની વહેંચણ તો કરી...હવે લાવો પૈસા.

હિન્દુ : ( ચેક આપતાં ) આ તમારો અડધોઅડધ ભાગ.

મુસ્લિમ : હિસાબ પ્રમાણે એક રૂપિયો તમારી પાસે વધુ છે...લાવો.

હિન્દુ : પરચૂરણ નથી.

મુસ્લિમ : તો લાવો પત્થર. તેના કટકા કરવા પડશે.

હિન્દુ : અરે એમ તે કંઈ થાય...અમે મોકલી આપશું.

મુસ્લિમ : ઝાઝી લપનછપન નહીં...તમે અમારો ભાગ આપો છો કે હુલ્લડ કરવું છે?

હિન્દુ : ઠીક ભાઈ લઈ જાવ ત્યારે...તમે મધ્યયુગી જ રહ્યા...અમે તો સંસ્કારી છીએ...

દક્ષિણ : આવો જ આપણો સરકાર હતો એ વખતે!

અમિતા : કેટલા બીકણ!

સનાતન : પણ સ્વરાજ એ બીકણોએ જ મેળવેલું.

[ ઉપરની વાતચીત દરમિયાન હિન્દુ મુસ્લિમ એક મોટો હિન્દુસ્તાનનો નકશો ઉખેળી રહ્યા હોય છે.]

મુસ્લિમ : ચાલો કરો કટકા.

હિન્દુ : પણ આમાં તો આટલો પ્રદેશ જ તમારો છે. કટકા શું કામ કરવા છે!

મુસ્લિમ : અમારો ભાગ આપવો છે કે...હુલ્લડ...

હિન્દુ : ઠીક ભાઈ, હમણાં તમે કહો તેમ, પછી જોઈ શું.

અમિતા : આપણા અત્યારના આઝાદ ભારતના પાયામાં આવું બધું હતું!

સનાતન : તું જો તો ખરી.

અમિતા : ( પાનું ફેરવતાં ) મહાભિનિષ્ક્રમણ.

[બંને હિન્દુ અને મુસ્લિમ ઘવાયેલા દિલના નાયકોને બરોબર વચ્ચેથી ફાડે છે અને તેની પાછળથી નિરાશ્રિતોનું એક ટોળું આગળ આવે છે...એક સ્વયંસેવક બધાનાં નામ લખતો દેખાય છે ]

સ્વયંસેવક : ( એક નિર્વાસિતને ) આપકા નામ!

નિર્વાસિત : ચેતનમલ

સ્વયંસેવક : ધંધા!

નિર્વાસિત : ઝમીનદાર

સ્વયંસેવક : ( રજીસ્ટરમાં લખતાં ) જાનમાલકી કોઈ નુકસાની!

નિર્વાસિત : ( પહેલાં ચારે તરફ જોઈ એક સ્ત્રીને આગળ લાવે છે. તેના બંને હાથ કપાઈ ગયા છે ) નુકસાની! દેખીયેભાઈજી...જાનતે હો ઉસકે દોનો હાથ કૈસે કટવાયા? યે મેરી ઘરવાલી હૈ. હમ કરાંચીમેં રહતે થે. જાનેવારી સાત તારીખ કે રોજ મુસ્લિમોને હમારા ઘરકા કબ્જા લે લીયા ઔર દુકાન જલાદી. મેરી ઘરવાલીને જો સોનેકી ચુડીયાં પહેનીથી વો નીકાલનેકી કોશિશ કી...મગર ન નીકલી...બસ લીએ વો લોગને ઉસકા દોનો હાથ કાટ દીયા...( સ્ત્રી તરફ જોઈને) સોનેકી સાથ તુઝે મહોબતથી...સોના રખનેસે ક્યા ફાયદા મીલા તુઝે પગલી! ( ખડખડાટ હસે છે ) ભાઈજી, ઔર કુછ નુકસાની નહીં હૈ.

[બીજો એક પાગલ જેવો નિર્વાસિત આવે છે.]

બીજો નિર્વાસિત : અરે છોડોજી...વો તો પાગલ હૈ. હમારા નામ લીખો...હમકો બહોત નુકસાન હુઆ હૈ.

સ્વયંસેવક : ઠેરીયે...તમારો વારો આવશે ત્યારે બોલાવીશ. ( અને એક સ્ત્રીને ) માઈ આપકા નામ! ( સ્ત્રી જવાબ દેતી નથી ) મૈં આપકો પૂછતા હૂં, આપકા નામ ક્યા? ( આસપાસનાં માણસો, ખાસ કરીને સ્ત્રીઓ આડું જોઈ હસે છે...આ જોઈ સ્ત્રી રડવા માંડે છે. એટલે સ્વયંસેવક તેનો હાથ પકડી સ્ટેજના આગળના ભાગમાં લાવે છે. ) આપકા નામ!

સ્ત્રી : ગુલાબીબાઈ.

સ્વયંસેવક : આપકા પતિકા નામ!

[સ્ત્રી જવાબ આપ્યા સિવાય ચારે તરફ જોયા કરે છે. ]

સ્વયંસેવક : આપકી જાત!

સ્ત્રી : ( તેને ઘૂંટણીએ પડી ) માફ કીજીએ, મુઝે પાકીસ્તાન ભેજ દીજીએ...મુઝે મત પૂછીએ...મેરા ઘરબાર કુછ હૈ હી નહીં...મેરા વાલીદ ભી કોઈ નહીં હૈ...ઔર કોઈ જાત ભી મેરી નહીં રહી હૈ...ક્યું કિ મૈં તો બઝારુ ઔરત હૂં...મૈં વેશ્યા હૂં...

[દ્રશ્ય ઝાંખું થઈ જાય છે.]

અમિતા : ખરેખર બહુ જ કરુણ... .

દક્ષિણ : આટલી મોટી લોકોની હેરફેર કરવાથી દેશને કેટલું શોષવું પડશે એનો ખ્યાલ તે વખતે કોઈને નહોતો?

સનાતન : ખ્યાલ નહોતો એમ તો નહીં...પણ આ હેરફેર દેશની પ્રગતિરોધક થશે એવો ખ્યાલ તો બહુ થોડાને જ હતો. અને વળી એ કર્યા સિવાય બીજો રસ્તો જ નહોતો...

અમિતા : ( પાનું ફેરવીને ) મહામૃત્યુ.

[ જમણી બાજુએ ઝાંખો રાતો પ્રકાશ થાય છે...સંગીતમાંથી શરૂઆતમાં તોફાનના અને પછી ભૈરવના સૂરો વાગે છે. અને એક માણસ હાથમાં રીવોલ્વર લઇને દાખલ થાય છે...થોડી વાર ચારે બાજુ જુએ છે... થોડે છેટે રાષ્ટ્રધ્વજ ઊડતો દેખાય છે...પેલો માણસ તેની નજીક જાય છે. ક્યાંકથી ઘડિયાળમાં પાંચ ટકોરા સંભળાય છે. પેલો આદમી ધ્વજને નમન કરે છે અને ત્રણ ગોળી છોડે છે...જેના અવાજની સાથે સંગીત બસૂરૂ થઈ જાય છે અને માણસનું ટોળું રામધૂન ગાતું સંભળાય છે. ]

૧ અવાજ : ( માઇકમાંથી ) કિસી પાગલને રાષ્ટ્રપિતા કા ખૂન કીયા...

૨ અવાજ : હિન્દે જ નહીં પરંતુ દુનિયાએ એક સત્ પુરુષ ગુમાવ્યો.

૩ અવાજ : દુનિયાએ બીજા ઇસુનું ખૂન કર્યું.

સ્ત્રીનો અવાજ : હું કોની પાસે રોઉં ? આંસુ લૂંછવાવાળા તો ચાલ્યા ગયા.

[ આ બધાં વાક્યો બોલાતાં હોય છે તે દરમિયાન રાષ્ટ્રધ્વજ ફરતુ લોકોનું ટોળું જમા થઈ ગયું હોય છે અને ક્ષિતિજ પર એક ધુમસેર દેખાય છે અને પછી દશ્ય ઝાંખું થઈ જાય છે. ]

દક્ષિણ : હું તો હિન્દના ભાગલા કરતાં પણ એક હિન્દુને હાથે થએલા આ કૃત્યને દેશના પ્રગતિરોધક તત્ત્વ તરીકે માનું છું.

અમિતા : પણ એનું પરિણામ શું આવેલું ?

સનાતન : એ પછીનું ચિત્ર જો.

અમિતા : ( પાનું ફેરવીને ) અપહૃત.

[ ઝાંખા પીળા પ્રકાશમાં પાછળનું આકાશ ધુમાડાથી છાઇ ગયેલું દેખાય છે. કોઇ કોઇ વાર તેમાં આગનો પ્રકાશ પણ દેખાય છે. એક મોટો અગ્નિનો ભિસોટો આકાશમાં ચમકે છે અને નાના બાળકોવાળી પાંચ-છ સ્ત્રીઓ સ્ટેજ પર આવે છે, તેની પાછળ પુરુષોનું એક ટોળું આવે છે. તેમના હાથમાં લાકડીઓ, ધારીઆં, જમૈયા, સળગતી મશાલો વગેરે છે. તેમનામાંથી એક આદમી હાથમાં ખંજર લઇ સ્ત્રીઓની પાસે આવે છે. ]

આદમી : ( એક સ્ત્રીનો હાથ પકડી તેની સામે જુએ છે, અને પછી ટોળાને ) દેખો વો કશ્મીરકી બુલબુલ ! ( ટોળું હસે છે. )

સ્ત્રી : મુઝે છોડ દીજીયે...મૈં આપકી...

આદમી : તુ મેરી ક્યા હૈ, વો મૈં જાનતા હું ( હસે છે. અને ટોળાને ) લે જાઓ...યે મેરી તરફસે સોગાદ. ( સ્ત્રીને ધક્કો મારી ટોળા તરફ ફેંકે છે. ટોળામાંથી બેચાર જણ સ્ત્રીને ઢસડી વીંગમાં ચાલ્યા જાય છે. સ્ત્રીઓમાંથી એક 'મેરી લડકી' કહી આગળ ઢળી પડે છે...તેના હાથમાનું બાળક પણ નીચે પછડાય છે...તેને હાથમાં લઇ...ગરગચી હાળતાં ) દુશ્મનકા લડકા...( વીંગમાં ફેંકે છે...અને બે ત્રણ કૂતરાં ભસે છે. )

અમિતા : ( આંખ આડો હાથ ધરતાં ) બસ બસ, આવું નથી જોઈ શકાતું.

[ દશ્ય ઝાંખું થાય છે. ]

દક્ષિણ : પણ આપણને તો લોહીનું એક ટીપું પણ રેડ્યા વિના આઝાદી મળી હતી ને ?

સનાતન : અત્યારે તમે બધા જુવાનિયા એમ જ માનો છો અને તે વખતનાં લોકો પણ

એ જ માનતા અને ગૌરવ લેતા...છતાં આઝાદી પછીના એક વર્ષમાં તેમણે જે સહન કર્યું હતું તેમાં લોહીનું ટીપું નહીં પણ નદીઓ જ વહી હતી.

અમિતા : પણ આ બધાં દુઃખો એક જ કોમે સહન કરેલાં ?

સનાતન : ના...બંને કોમોએ સહન કરેલું જો કે એનાથી ફાયદો પણ થએલો.

અમિતા : શું ! ( સનાતન આલ્બમ બતાવે છે અને અમિતા પાનું ફેરવે છે. ) જનતા.

[ જમણી બાજુ લોકોનાં ટોળાં નોખા નોખા રંગોના વાવટા લઈ સૂત્રો પોકારે છે...મૂડીવાદ મુર્દાબાદ...હિન્દુસ્તાન આબાદ મજદૂર ઝિન્દાબાદ...જનતાનું...રાજ...જનતાની સામે... ]

સનાતન : રાષ્ટ્રપિતાના ગયા પછી દેશમાં જે નાના પક્ષો હતા તે મોટા થયા...કારણ...તે વખતની ધારાસભાની નિર્બળતા અને નેતાઓની બિનઆવડત, ઘમંડ અને સ્વાર્થવૃત્તિ. પરિણામે તેમણે દેશના બુદ્ધિમાનોનો સહારો ખોયો, અને લોકોનું વલણ બીજા પક્ષો તરફ વળ્યું...જો કે તેનાથી એક બીજો લાભ થયો, જે હવે પછીના પાના પર છે.

અમિતા : ( પાનું ફેરવતા ) ઇન્દ્રો ગયા.

[ પીળો પ્રકાશ જમણી બાજુ પથરાય છે અને એક મોટું સિંહાસન દેખાય છે...તેની નીચે ખેડૂતો ફાટેલતૂટેલ કપડે પડેલા દેખાય છે...તે બધાના ગળામાં દોરીઓ બાંધેલી છે અને તેના બીજા છેડા સિંહાસનના હાથા પર બાંધેલા છે. એક વ્યક્તિ દાખલ થાય છે...તેના પોષાક પરથી તે સ્ત્રી છે કે પુરુષ તે કહી શકાઈ નથી–અને એ પોષાકમાં એટલા બધા રંગો છે કે તે વ્યક્તિ કઈ કોમની છે તે પણ ઓળખાતી નથી.]

વ્યક્તિ : ( ખેડૂતોને ) તમારે લોકોને આમ જ જીવવું છે !

[ ખેડૂતો એકબીજાની સામું જુએ છે. ]

વ્યક્તિ : કેમ મોઢામાં જીભ છે કે નહીં !

ખેડૂત : પણ તમે કોણ છો !

વ્યક્તિ : હું ! ક્રાન્તિ–બળવો જે કહો તે.

ખેડૂત : આ ગળામાં ગાળિયા પડ્યા છે તે !

વ્યક્તિ : ( બધાને છૂટા કરતા ) આ સિંહાસન તમારે લેવાનું છે–તે તમારું છે.

બધા ખેડૂતો : અમારું છે ?

[ ઝાંખા પીળા પ્રકાશને બદલે એકદમ સોનેરી પ્રકાશ પથરાઈ જાય છે અને ઉલ્લાસમાં આવી જઈ ખેડૂતો ગરબી ગાતા ( અગર નૃત્ય કરતા હોય તેમ ) સિંહાસનની બાજુ ફરે છે...એક ખેડૂત બાજરાનાં ડૂંડાં લાવી સિંહાસન પર મૂકે છે. છાયાચિત્રમાં કેટલાક આકારો ગાદી પાસે આવી પોતાના મુગટો મૂકી જાય છે. અને ગરબી અગર નૃત્ય પૂરું કરીને ખેડૂતો સિંહાસનથી જ્યારે દૂર જાય છે ત્યારે પહેલે પગથિયે રાજાઓના તાજ પડ્યા હોય છે. આસ્તે આસ્તે, ગરબી સાથે ચાલતા સંગીતની લય સાથે દૃશ્ય ધીમે ધીમે અદૃશ્ય થાય છે.]

અમિતા : સરસ ! કેવો ત્યાગ !

દક્ષિણ : શું બધા રાજેન્દ્રોએ સ્વેચ્છાએ ગાદીત્યાગ કરેલો ?

સનાતન : ના ના...એકાદ બે ટકાએ સ્વેચ્છાએ, અને બીજાઓની પાસે તો પરાણે કરાવવામાં આવ્યો હતો.

દક્ષિણ : હવે પાનું ફેરવીને.

અમીતા : ( પાનું ફેરવે છે. ) વર્ષાન્તે.

[એક સુશોભિત સભાગૃહ, કે જેની દીવાલ પર ગાંધીજીનું એક મોટું તૈલચિત્ર છે. તેમાં, વ્યવસ્થિત બેઠેલાં સ્ત્રીપુરુષોના એક મોટા સમૂહ સામે પંડિત નહેરુ ભાષણ કરતા સંભળાય છે. આ અવાજ માઇકમાંથી આવવો જોઇએ.]

બહેનો અને ભાઇઓ...આપણને આઝાદ થયાને આજે એક વર્ષ પૂરું થાય છે. દુનિયાના કોઇપણ દેશને નહીં અનુભવવા પડ્યા હોય એટલા પ્રશ્નો ( પ્રોબ્લેમ્સ ) હિન્દ સમક્ષ એક વર્ષમાં જ આવી પડ્યા છે. અને ધીમે ધીમે તેનો ઉકેલ પણ હિન્દ કરી રહ્યું છે... કાશ્મીર અને હૈદ્રાબાદનો ઉકેલ પણ ઝડપથી આવી રહ્યો છે...જે જે યાતનાઓ હિન્દીઓએ એક વર્ષમાં અનુભવી છે તે યાદ કરતાં હું અભિમાન લઉં છું અને ઇચ્છું છું કે પીડાએલી પ્રજાને હિન્દ નમૂનારૂપ બને...રાષ્ટ્રપિતાના દોરવાએલા આપણે, સ્વરાજ્ય મેળવ્યું...અને હવે તેને દુનિયાના બીજા દેશોની હરોળમાં મૂકવા તૈયાર રહેવું જોશે... પછી ભલે ને ગમે તે સામે હોય! મરવું છે એકદા ઝૂઝવું સર્વદા. જય હિન્દ.

[લોકો તાળીઓ પાડે છે અને દક્ષિણ તથા અમિતા પણ તાળીઓ પાડે છે...દશ્ય ઝાંખું થતાં લોકોની તાળીઓ સંભળાતી બંધ થાય છે અને બંને ભાઇબહેનની તાળીઓના અવાજ આવે છે...]

અમિતા : વાહ શું સુંદર બોલ્યા...અદ્ભુત...

દક્ષિણ : અભિમાન લેવા જેવો આપણા દેશનો આઝાદી–ઇતિહાસ છે.

સનાતન : હું તો તે વખતે લગભગ દસેક વર્ષનો હતો, પણ અત્યારે જ્યારે તમને, આજના હિન્દી જુવાનિઆઓને આમ ઉન્નત મસ્તકે દેશમાં કે પરદેશમાં મોટી મોટી માનવ-કલ્યાણની શોધો કરતાં, સ્ત્રીઓને કેળવણીકાર બનતાં, તબીબો બનતાં જોઉં છું, અને હિન્દના ખડતલ જુવાનોને લશ્કરને મોખરે સૈન્યને દોરવણી આપતાં અને હિન્દની સીમાઓનું રક્ષણ કરતાં જોઉં છું ત્યારે અભિમાનથી મારી છાતી ફૂલે છે...અને આજે આ પચ્ચાસમી આઝાદીની વર્ષગાંઠે પણ એક જ વસ્તુ યાદ આવી જાય છે અને તે હિન્દ માટે બલિદાન થઇ ચૂકેલા હિન્દીઓની સ્મૃતિ.

[ પડદો ]

શર્દી અને દુખાવા
માટે તાત્કાલીક ઉપાય
પેન બામ
વધારે વિગત માટે લખો

સુંદર-સ્વાદિષ્ટ અને પોષક રોબીન્સની વેરાયટીઝ




બોઈલ્ડ ગુડઝ
પેન્ડ ગુડઝ
જ્યુજબ્સ
માર્શમેલો
ચ્યુઈંગગમ
લોઝેન્જીસ તથા
દરેક જાતની
પીપરમીન્ટો
બજારમાં અતિશય
પ્રિય બનેલ છે.
વ્યાપારી બાબતો
તથા પુછપરછ માટે
આજે જ લખો.

*

બહારગામના ઓર્ડરો
ઉપર પુરતું ધ્યાન
આપવામાં આવે છે.
ઉમદા શરતો

*

---

લગ્નકાર્ય તથા બીજા અનેક શુભ પ્રસંગોને દિપાવવા

## ઉંચી જાતનો શોભાનો દારૂનો સામાન

જેવા કે:—

ચક્રી, દાડમ, સુપારી, બલુન, જમીન વગેરે
અનેક જાતના અને ઉત્તમ પ્રકારના છતાં પણ
કિંમતમાં દરેક જણને માફક આવે તેવા છે.

## જયહિંદ ફાયર વર્કસ લીમીટેડ

કારખાનું
ગોરેગાંવ

૪૨, હમામ સ્ટ્રીટ (KB)
કોટ, મુંબઈ

તા. ક.: વેપારી ભાઈઓ આજ દીના ઉત્સવ ટાણે તથા દિવાળીના
વેપાર માટે આજે જ તમારા ઓર્ડરો નોંધાવો.

PVB.

# ૧૫ મા ઓગસ્ટ [ઉત્તરાર્ધ]

ઇન્દુકુમાર દવે

[આ નાટકનો પૂર્વાર્ધ ૧૯૪૭ની ૧૫ મી ઓગસ્ટે ભજવાયો હતો, જેમાં સીતા, ધ્રુવસ્વામિની દેવી, શશી, ઉર્વશી, અને જ્યોતિને બદલે શકુન્તલા, મંજરી, ભોળાદેવી, કોકિલા કેપ્ટન લક્ષ્મી વગેરેએ ભાગ લીધો હતો.

અને આ નાટકનો પૂર્વાર્ધ 'કહાની'ના ૧૯૪૮ મે-સળંગ અંક ૪૧ માં છપાયો હતો. આ ઉત્તરાર્ધ અને પૂર્વાર્ધ એક જ નાટકના બે ભાગ હોવાનું સૂચન કરતા હોવા છતાં બન્ને સ્વતંત્ર છે.

—સંપાદક]

**સ્થળ** :–લેખાના ઘરનો ઓરડો.

**સમય** :–સાંજના ૭

[લેખા કોચ પર લંબાવી કોઇ પુસ્તક વાંચી રહી છે. જમણી વીંગ તરફ કોચ છે. ડાબી તરફ છસાત ખુરશીઓ છે. વચ્ચે ટેબલ છે.]

લેખા : છટ્, આ નાટક પણ કાંઈ જ સારું નથી. આ વર્ષે પણ ઉત્સવ તો ઊજવવો છે પણ ભજવવું શું ! (ચોપડીનો જોરથી ઘા કરે છે–પ્રવેશતી નીલા પર ચોપડી પડે છે.)

નીલા : ઓફિસો ૭ વાગે બંધ થાય છે એટલે તે સમયે આવનારની પર પુસ્તકો ફેંકવાના પ્રયોગો શરૂ કર્યા !

લેખા : નોકરિયાત સાથે લગ્ન કરવાનો મારો ગોલ નથી.

[ઈલા અને રમા પ્રવેશ કરે છે.]

ઈલા : કાં લેખા, આ વર્ષે તો કાંઇ નક્કી કર્યું જ હશે.

લેખા : મેં તો કાંઈ નક્કી નથી કર્યું પણ રમા કોઇને સારું નાટક કયું તે પુછવાની હતી ને !

રમા : હા, પંચકલ્યવાળાઓને મેં પૂછી જોયું. તેઓ કહે કોઈ રાજાવાળું નાટક ભજવો તો જરા ઠીક લાગે. અત્યારનાં બીજાં નાટકોના સેટીંગ્સ તો વિધવાના ઓરડા જેવા લાગે છે.

નીલા : તે પંચકલ્પવાળા તો એવી જ વાતો કરશે. અત્યારે રાજાના નાટક ભજવવામાં કેટલી મુશ્કેલી છે તેની તેમને શું ખબર !

રમા : કેમ શી મુશ્કેલી ?

નીલા : બરાબર રાજકચેરીના સીન વખતે જ ઓડિયન્સમાંથી કોઇ નેતા જવાબદાર રાજતંત્ર માગવા માંડે તો આપણે પહેલો પડદો પાડવાનું પણ મુશ્કેલ પડે.

લેખા : અરે ! નાટકના રાજાને વળી તંત્ર શું ને રાજ શું ? હા પણ હાલના નેતાઓનું કાંઇ કહેવાય નહિં હા, પણ ઈલા, તું તો કોઈ નેતાને જ કયું નાટક ભજવવું તે પૂછવાની હતી ને ?

ઈલા : હા મેં પૂછી જોયું. તેમણે કહ્યું ભાવનગરમાં નાટક ભજવવું તે બરાબર નથી. ભાવનગરનું ગૌરવ તો નાટક રાજકોટમાં ભજવવામાં છે.

નીલા : તે શું કોલેજ ભાવનગરમાં અને નાટક રાજકોટમાં !

લેખા : જવા દે ને, રાજકોટમાં તો ઘણાં નાટકો ભજવાતાં હશે. આપણે આપણી વાત કરો ને.

નીલા : મેં પણ પેલા આપણા કવિને આ વર્ષે શું ભજવવું તે પૂછી જોયું.

ઈલા : તેમણે તો કાંઇ સુંદર સજેશન આપ્યું હશે.

નીલા : અરે ના રે. તે તો કહે હું સૌરાષ્ટ્ર સરકાર માટે રાષ્ટ્રગીત રચવામાં પડ્યો છું. ૭ મહિનાથી વિચારું છું. બીજા ૭ માસ વિચાર કરીશ. અત્યારે મારે નાટકનું સજેશન આપવા વખત નથી. કોઈ રાષ્ટ્રગીત ભજવવું હોય તો લખી આપ

લેખા : રાષ્ટ્રગીત તે વળી ભજવાતાં હશે !

ઈલા : ભજવવા જેવું ન મળે તો anatomyનો નિબંધ પણ ભજવાય. એ તો જે જેવી આવડત.

લેખા : અમેરિકન પીક્ચર્સ જોઈને anatomyના નિબંધ ભજવવા જેવા લાગ્યા કે !

નીલા : બસ તમે બધાં જ્યારે ત્યારે આડી વાત પર શું શેતરી જાવ છો ? ત્યારે આ વ પણ આપણને કોઈ જ ભજવવા લાયક નાટક નહિ મળે !

રમા : આવી બાબતોમાં આપણા પ્રિન્સિપાલે આપણને યોગ્ય દોરવણી આપવી જોઈએ ને.

ઈલા : દોરવણી અત્યારે માત્ર સંસ્થાઓ જ આપી શકે છે. છતાં પૂછવામાં વાંધો નથી.

નીલા : આપણા નવા પ્રિન્સિપાલને મેં પૂછી જોયું.

લેખા : તેમણે શું કહ્યું ?

નીલા : તેઓ કહે ગીતામાં ક્ષેપક હોય છે પણ મારા અભિપ્રાયમાં નથી હોતા.

લેખા : એટલે તેમનું ધ્યાન હજી શરીરસ્વાસ્થ્ય પર જ છે એમ ને ?

ઈલા : નજરે નક્કી થઈ શકે તેના પ્રશ્ન શા !

રમા : તમે સૌ વાસ્તવવાદમાં માનો છો કે ?

ઈલા : કેમ તેનું શું છે ?

રમા : તો આપણે રાજાને બદલે વાસ્તવિક દૃષ્ટિએ હવે વડાપ્રધાનનું જ નાટક કેમ ન ભજવવું ?

લેખા : પણ રાજાના નાટકમાં રાણીને પણ સ્થાન છે તેનું કેમ ?

રમા : તો નાયબ વડાપ્રધાનનું ભજવો.

નીલા : હવે એ પોલીટીક્સની વાતો છોડીને, ખરી વાત પર આવો ને. આમ ને આમ બીજી ૧૫મી ઓગસ્ટ પણ જશે.

ઈલા : લેખા ! તું મુનશીનાં બધાં નાટકો વાંચી નાખ. હું ચંદ્રવદનનાં વાંચું. એમાંથી જેનું જે નાટક ઠીક લાગે તે ભજવીએ.

લેખા : એ કરતાં દરેકના કોઈ કોઈનું એક એક પાત્ર લઈને નવું નાટક જ રચીએ તો !

[ વાતાવરણ એકદમ તંગ થતું લાગે છે. તમામ પાત્રો કોચ પર એકબીજા પાસે ભરાય છે. લાઈટ ઝાંખી થતી જાય છે. બે સેકંડ વધુ અંધારું રહી પૂરી લાઈટથી વચ્ચો છવાય છે. તે વખતે સ્ટેજ વચ્ચે વલ્કલ પહેરેલ છૂટા કેશવાળી અને કેશમાં ફૂલ ભરાવેલ, મોટાં કુંડળ લટકાવેલ સ્ત્રી ઊભી દેખાય છે. ધીમે ધીમે લાઈટ લીલુ અને પીળા રંગમાંથી પસાર થઈ મૂળ સ્થિતિ પર આવે છે. ]

સ્ત્રી : આટલી બેબળ કરો છો તો તમારામાંથી કોઈ આર્યપુત્ર થવા તૈયાર હો તો ઉત્તર રામચરિત ભજવો.

લેખા : આપ કોણ ?

સ્ત્રી : હું ઉત્તર રામચરિતની સીતા.

ઈલા : અને આર્યપુત્ર કોણ ?

સીતા : એ તો એ !

ઈલા : હં હં, એ રામને આર્યપુત્ર કહે છે !

: તો હેં સીતાબહેન, લક્ષ્મણે તમારાં કુંડલ કોઈ વાર નહોતાં જોયાં તે વાત સાચી ?

સીતા : ના રે, એ તો મારા દિયર જરા જૂઠું બોલ્યા.
નીલા : એમ કેમ ?
સીતા : ઊર્મિલાને મારા જેવાં કુંડલ ઘડાવવા હતાં એટલે બેચાર વાર મારા દિયરને દેખાડવાં લઈ ગએલ.
લેખા : તો આપના વખતમાં સોની હતા ?
સીતા : મારા વાલ્મિકી કાળમાં હોવાનું ચોક્કસ નથી. મારા ઉત્તર રામચરિત કાળમાં હતા.
ઇલા : લવકુશમાં તમને ભજવાતાં જોયા પછી 'ઉત્તર રામ'માં ભજવાવાની ઇચ્છા રહી છે ?
લેખા : અરે ઇલા, સીતાબહેન તો ઘણીયે રામ-લીલામાં પણ ભજવાઈ ગયાં હશે. તેમને વળી લવકુશનો શો વાંધો ? પણ સીતાબહેન બેસોને પહેલી ખુરશી પર.

[ સીતા બેસતાં પહેલાં ખુરશી હાથથી જરા દબાવી જુએ છે. પછી ઘણી જ સભાળથી બેસે છે બેઠા પછી પણ ખુરશીની ફાવટ નહિ આવવાથી મોઢા પર જરા અસ્વસ્થતાના ભાવ દેખાય છે. ]

નીલા : પણ સીતાબહેન, ૧૫મી ઑગસ્ટ પર ઉત્તર રામચરિત બરાબર ન કહેવાય. તે તારીખે તો કોઇ રાષ્ટ્રવાદની ભાવના વિકસાવતું નાટક જોઇએ.
રમા : તો પછી બ્રહ્મચર્યાશ્રમ ભજવીએ.
સીતા : અમારા કાળમાં પણ બ્રહ્મચારીઓના આશ્રમો હતા. ત્યાં વેદ અને ધનુર્વેદ બંનેનું શિક્ષણ હતું.
રમા : અરે આ તો મુનશીના કાળના બ્રહ્મચર્યાશ્રમની વાત થાય છે. તમારા કાળના નહિ.
સીતા : ઋષિ, ઋષી, બ્રહ્મર્ષિ એ શબ્દો તો સાંભળ્યા હતા પણ મુન્શી નવો શબ્દ છે. મુન્શી એટલે શું ?
લેખા : અરે એ તો અમારા એક લેખકનું નામ છે. વાલ્મિકી, ભવભુતિ હોય તેમ.
સીતા : તો એમના કાળનો બ્રહ્મચર્યાશ્રમ શું વાલ્મિકીના કાળ જેવો નહિ હોય ?
ઇલા : એ તો જેવો કાળ તેવો આશ્રમ, સીતાબહેન. તમે હજી ગયા યુગની વાતો કરો છો.
સીતા : ( ખુરશીમાં જરા ઊંચીનીચી થઇ ) કાળ ઘણો ફરી ગયો છે. ( લેખાનાં કપડાંને જરા અડી ) આ તમારાં વલ્કલ તમે કયા વૃક્ષમાંથી તૈયાર કરો છો ?
રમા : આર્યપુત્રી, એ બધું અમારે તમને અત્યારે સમજાવવાનો વખત નથી.
સીતા : ( જરા શરમાઇ જઇ ) એ મને સીતે અથવા દેવી કહેતા.

[ વીંગમાંથી એક બીજી સ્ત્રી સ્ટેજ વચ્ચે આવે છે. મજબૂત બાંધાની છે. વસ્ત્રો અર્ધાં હિન્દી અને અર્ધાં ગ્રીક પીક્ચર જેવાં પહેર્યાં છે. ]

સ્ત્રી : ખરેખર સારું નાટક ભજવવું હોય તો મને ભજવો.
લેખા : પણ આપ છો કોણ ?
સ્ત્રી : મને ન ઓળખી ? હું ધ્રુવ સ્વામિની દેવી.
સીતા : આ બહેન ત્રણ જુદાં જુદાં નામ એક સાથે શા માટે બોલે છે ?
ઇલા : અરે તેનું નામ જ ત્રણ નામનું બનેલું છે.
રમા : અમારે અહીં અસ્મિન્ દેશે મૃગ: કૃષ્ણ: નથી. એટલે તમને ભજવીએ તો પણ ભરતવાક્યનો આશીર્વાદ નકામો જાય.
ધ્રુવસ્વામિનીદેવી : અરેરે ગુપ્ત વંશના ગૌરવમાં તમે નથી રાચતાં ?

નીલા : અમે સૌરાષ્ટ્રના ગૌરવ સિવાય બીજા કોઈમાં નથી રાચતા. થયું. પણ આપ એક શંકાનું નિવારણ કરશો !

ધ્રુવ૦ : શું ?

નીલા : આપને અને ચંદ્ર ગુપ્તને પ્લેટોનીક લવ હતો !

ધ્રુવ૦ : પ્લેટોનીક લવ એવા શબ્દોમાં હું ન સમજી. પણ એક વાત કહું. મારી અને ચંદ્રગુપ્ત વચ્ચે શું હતું તે મારું નાટક નહોતું લખાયું ત્યાં સુધી મને પણ ખબર ન હતી. ( સીતા પાસે ખુરશી પર બેસે છે. )

[ મોડર્ન ગુજરાતી પોશાક પહેરી, એક હાથમાં રીસ્ટ વોચ અને બીજો હાથ અડવો છે તે રીતે ઉઘાડે માથે એક સ્ત્રી પ્રવેશે છે.]

સ્ત્રી : અરે મને તો નાટક લખવું શરૂ થયું તે પહેલાંની ખબર હતી કે હું કાકા સાથે પરણવાની છું.

લેખા : ઓ હો, કોણ શશીબહેન ! ( અડવા હાથ તરફ જોઈ ) કાકા તો હયાત છે ને !

શશી : કાકા હયાત નહિ પણ અમર છે, અને સાથે હું પણ.

ધ્રુવ : ચંદ્રગુપ્ત કહેતા હતા કે યવનોમાં કાકાના દીકરા સાથે લગ્ન થતાં પણ કાકા સાથે જ લગ્ન થવાનું તો તેમનામાં પણ ન હતું.

સીતા : મને લાગે છે કે કાકા શબ્દ આ બાઈ આર્યપુત્રના અર્થમાં વાપરે છે.

લેખા : પતિને પુત્રથી સંબોધવું શરૂ કરી આર્ય સંસ્કૃતિ કાકાના સંબોધન સુધી પહોંચી છે. આપણે પણ કેટલાં આગળ વધી રહ્યાં છીએ.

ઇલા : કૉન્ટીનેન્ટની ' પપ્પા ' સીસ્ટમ પણ હવે તો લગભગ ઉંબરમાં જ છે.

શશી : એ તો હજી મારે કાંઈ સંતતિ નથી. નહિ તો મેં જ પપ્પા શરૂ કર્યું હોત.

નીલા : તે શશીબહેન, તમને તમારા સાટી કરતાં કાકામાં શું વધારે દેખાયું !

શશી : કોનામાં શું વધારે છે તે મેં પોતે તપાસ્યું જ નહોતું. મારા પીતાને એમ લાગ્યું કે અત્યારની યુવાન બાળાઓએ કાકા જેટલી ઉંમરના માણસ સાથે જ લગ્ન કરવાં જોઈએ.

લેખા : તમારા પિતા ?

શશી : મારા પિતા, મારા સર્જક. ( ધ્રુવસ્વામિનીદેવી પાસે બેસે છે. )

ઇલા : હં, તે જરા કાકા જેટલી ઉંમરના હશે.

રમા : આ સીતા ને ધ્રુવસ્વામિની ને શશી એ બધાં કરતાં આપણે ચંદ્રવદનનું ' આગગાડી ' ભજવીએ તો !

લેખા : તે કરતાં ' નાગા બાવા ' ભજવીએ તો !

રમા : તે આપણા પ્રોફેસર સાહેબો તે નાટક ભજવવા પૂરતી આપણને મદદ નહિ કરે !

લેખા : કોઈની મદદથી ભજવીએ તે આપણે ભજવ્યું કેમ કહેવાય !

રમા : ચાલો, જવા દો. તો પછી ' શંકિત હૃદય ' ભજવીએ.

ઇલા : અત્યારનાં માનસ એવાં સંકુચિત નથી કે ઘડીએ ઘડીએ શંકિત થઈ જાય. એ નાટકમાં તે ભજવવા જેવું બન્યું છે શું !

નીલા : નાટકો તો ' સાપના ભારા 'થી માંડીને ' મોચીની વહુ ' સુધીનાં મળશે, પણ આપણે તો પૂરો વિચાર કરીને જ ભજવવું છે.

સીતા : અમારા કાળમાં અપરિણીત યુવાન પુત્રીને ' સાપનો ભારો ' કહેતા. હવે તે નામ નાટકોને અપાતું લાગે છે.

ધ્રુવસ્વામિનીદેવી : અમારા કાળમાં કોઈ યુવાન પુત્રી પતિ વિહોણી રહેતી જ નહિ.

શશી : ને અમારા કાળમાં તેમ રહેવું ન રહેવું સ્વેચ્છાની વાત થઈ છે. પણ આ વળી કોણ?

[સ્ટેજના એક ખૂણામાં ડાબી બીજી તરફથી એક Ultra-modern ગુજરાતી છોકરી લગભગ ૧૮ વર્ષની પ્રવેશે છે.]

છોકરી : વીસમી સદીનો પૂર્વાર્ધ પૂરો થવા આવ્યો ત્યાં સુધી (સીતા તરફ હાથ કરી) આ સીતાને ભજવવામાં જ રહ્યાં! મને ભજવો ને!

લેખા : ઓત્તારીની, આ વળી કોણ!

છોકરી : ન ઓળખી! હું ઉર્વશી.

રમા : અપ્સરાની જાત ખરી ને! જમાના પ્રમાણે વસ્ત્રો બદલે. પુરુષને સાથે લેતાં આવ્યાં છો કે!

ઉર્વશી : હું જિતેન્દ્રની ઉર્વશી છું, પુરુરવાની નહિ.

શશી : અરે, આણે તો કપડાં અને પતિ બધું સાથે બદલાવ્યું.

ઉર્વશી : (જરા ગુસ્સે થઈ) તારી નાની બહેન માટે એવું બોલતાં શરમ નથી થતી? હું 'છીએ તેજ ઠીક'ની ઉર્વશી.

લેખા : એમ કહો ને ત્યારે. આ તો મુનશીનાં ઉર્વશીબેન છે. કહો ઉર્વશીબહેન, અત્યારે તમારો આત્મા જ તમારામાં છે કે જિતેન્દ્રનો?

ઉર્વશી : આત્માએ આત્માને ઓળખ્યા પછી વિનિમયની જરૂર નહિ.

ધ્રુવસ્વામિનીદેવી : ચંદ્રગુપ્ત પણ આવી જ આત્માની ઓળખાણની વાતો કરતા પણ હું સમજતી નહિ. આ છોકરી સમજુ લાગે છે.

[લગભગ ઉર્વશીનો જ પોશાક પહેરેલી પણ તેનાથી જરા મોટી લાગતી બે સ્ત્રીઓ પ્રવેશ કરે છે.]

બન્ને સાથે : અરે અહીં તો આપણા કરતાં પણ મોટી પાંજરાપોળ લાગે છે!

લેખા : મારા ઘરને પાંજરાપોળ કહેનાર તમે છો કોણ?

નીલા : એ લોકો તો પાંજરાપોળને તારું ઘર કહે એવાં લાગે છે.

બેમાંની મોટી : માફ કરજો તમારા ઘરને નહિ; હું મારા ઘરને પાંજરાપોળ કહું છું. મારું નામ જ્યોતિ. આ મારી નાનીબહેન છાયા.

રમા : બરાબર વખતસર આવી પહોંચ્યાં. આ ધ્રુવસ્વામિનીદેવી, શશી અને ઉર્વશીને ક્યાં મોકલવાં તેનો જ વિચાર અમે કરતાં હતાં.

સીતા : હું તો આર્યપુત્ર પાસે જ જઈશ.

લેખા : તમારામાં હજી પાંજરાપોળમાં જવાની લાયકાત નથી.

[ધીમે ધીમે પ્રકાશ ઓછો થાય છે. સીધો, પૂરો-બે સેકન્ડ તદ્દન અંધારું થાય છે. અંધારું જતાં માત્ર હોય પર બેઠેલ લેખા, ઇલા, નીલા અને રમા દેખાય છે.]

રમા : (આંખો ચોળતી) લેખા! આ બધું શું! તારું ઘર haunted લાગે છે.

લેખા : મારું ઘર હમણાં કયું નાટક ૧૫મી ઓગસ્ટે ભજવવું તે વિચારથી haunted છે.

ઇલા : આ અદ્યતન અને પૌરાણિક પાત્રો કરતાં આપણે કોઈ વેદકાળનું નાટક જ ભજવવું.

નીલા : તો પછી સપ્તર્ષિ અને અરુન્ધતીનું જ રાખીએ.
લેખા : પણ એમાં તો રાજકોટથી પ્રધાનમંડળને બોલાવવું પડશે ને!
ઇલા : અને પાછા અરુન્ધતીના તો વાંધા જ રહેવાના.
નીલા : તો પછી 'અવિભક્ત આત્મા' ભજવીએ તો કેમ!
લેખા : હા એ ઠીક છે...અત્યારના આ આઝાદી કાળમાં એ વિષય જરૂરી છે ખરો.

[પડદો]

'કહાની'ના લવાજમ તથા જાહેરખબર માટે
જયહિન્દ પબ્લીસિટી સરવીસ
૪૦૩, કાલબાદેવી રોડ : મુંબઈ – ૨

સ્વચ્છતા, સફેદાઈ
અને કરકસર માટે
હમેશાં
જોનાબાર સોપ
વાપરો
RAMESH
જોનાસોપ એન્ડ કેમીકલ વર્કસ.
ગોળગલી માંડવી મુંબઈ ૯

સાપના ભારા, પારકી આશા, અણગમતી વસ્તુ,

માબાપોએ દીકરીને આવાં સંબોધને વધાવી
દીકરીઓનું સ્થાન સમાજમાં નજીવું કરી નાખ્યું
ત્યારથી
લાજના ઘુંઘટમાંથી બે નયનો પ્રાર્થનાભર્યાં, આંસુભર્યાં
સમાજને કંઈક કહી રહ્યાં છે

આવી દીકરીઓની કથાને રજૂ કરે છે

સારસ પિક્ચર્સ
નું
પ્રથમ સમાજચિત્ર

(શ્રી દેશી નાટક સમાજની
યશોસ્વી નાટ્યકૃતિ
પરથી)

# વડીલોના વાંકે

[ ગુજરાતી ભાષામાં ]

કથા, સંવાદ, ગીત
શ્રી. પ્રફુલ્લાલ દ્વિવેદી

દિગ્દર્શક
શ્રી. રામચંદ્ર ઠાકુર

નિર્માતા
શ્રી. રતિલાલ ત્રિવેદી

છાયાલેખન
શ્રી. ગોરધનભાઈ પટેલ

સંગીત
શ્રી. મોહન (જ્યુનીયર)

કળા
શ્રી. ચેતન

અદાકારો

મોતીબાઈ, પ્રતિમાદેવી, અંજના, વિજયા, લતા, બેબી સરોજ, વસંત નાયક, રમેશ વ્યાસ, કેશવ પુરોહિત, કચરાલાલ, ચુનીલાલ નાયક, અનંતવીણ બી.એ., ભીમજીભાઈ, અમૃત, મા. પ્રાણસુખ તથા છગન ( રોમિયો ) અને જટાશંકર.

આપના શહેરમાં ટૂંક સમયમાં રજૂ થશે

વધુ માહિતી માટે

સારસ પિક્ચર્સ

ઠે૦ શ્રી દેશી નાટક સમાજ, પ્રીન્સેસ થીએટર : ભાંગવાડી : મુંબઈ–૨

*We present before the medical profession*

**TABLET**

**RHEUMOPHAN COMPOUND**

**Composition:**—A preparation containing all the ingredients of Mahayograj Guggal and Maha Rasnadiquath with Gold Bhasma added to it.

**Indications:**—Chronic Infective Arthritis, Osteo-Arthritis of Spine, Subacute and Chronic Rheumatic Fever, Chronic Rheumotoid Arthritis, Chorea, Lumbago, Sciatica, Brachial Neuralgia and other Neuralgias, Hyperidrosis, Chromidrosis, Bromidrosis Writer's Cramp, Migraine, Giddiness and chronic aches and pains in the body for which no cause can be assigned Facial Paralysis, Hemiplegia Infantile Paralysis and Tremors of hands.

*In packings of:*— 60, 120, 500 & 1000 Tablets.

**TABLET LEPTADEN**

**Composition:**—Prepared from the Indigenous Herbal Drugs of India. Its main ingredient is Leptadenia Reticulata

**Indications:**—Habitual abortions, Threatened habitual abortions, Stillbirths, Deaths of successive children in infancy due to marasmus etc. Menorrhagia, Irregular and Painful menstruation, STERILITY Sexual Neurasthenia and HYSTERIA. In males in night emissions, Spermatorrhoea, Sexual debility, Partial impotency, Sexual Neurasthenia.

*Available in packings of* 56, 112, 500, 1000 Tablets.

FOR FURTHER PARTICULARS PLEASE WRITE TO:

**ALARSIN PHARMACEUTICALS (India).**

**G. P. O. Box 1370 BOMBAY.**



સુવાસના બગીચા સમી

ઉર્વશી-સુવાસિની

જ્યોતિ-ચિત્રા

સમિરા-દુનિયા

અગરબત્તીઓ

આજ ઘરઘરનો વપરાશ

થઇ પડી છે

તમારી કોમળાંગીના કોમળ હસ્તો માટે ખાસ બનાવેલો

મધુકર

**બાર સોપ**

તથા ચીપ્સ હવે જોઇતા પ્રમાણમાં ખરીદી શકશો વ્યાપારીઓ તમારી જરૂરિયાત માટે તુરત માંગણી કરો.

મધુકર-મેડીકેટેડ

**બ્રાહ્મી તેલ**

શ્રમીત મગજને શાંતિદાયક ઉમદા તેલ

અગરબત્તીના ઉદ્યોગનું

આગેવાન કારખાનું—

એજન્સી તથા વ્યાપારી શરતો માટે આજેજ લખોઃ—

**મધુકર પરફ્યુમરી વર્કસ લીમીટેડ**

૩૫, દાદાભાઈ રોડ, વીલેપારલે : મુંબઈ—૨૪



# કનડાની ધારે



જૂનાગઢ કહેઃ 'તમે તો કેવળ પસાયતા. નોકરી કરો ત્યાં સુધી ગરાસ ખાઓ.' મૈયા કહેઃ 'અમે ગરાસિયા હકની રૂઇએ ગરાસ ખાઇએ.'

મૈયા સાથેની જૂનાગઢની તકરારનું આ મૂળ ને એ વાતમાંથી વાત વણસી. બબ્બે વાર મૈયા બહારવટે ચડયા. બબ્બે વાર એજન્સીએ વચ્ચે પડી સમજાવટ પતાવટથી એમનાં બહારવટાં પાર પાડયાં. પણ એથી તકરારનો અંત આવ્યો નહિ. બને પક્ષ પોતપોતાની વાત ઉપર મુસ્તાક હતા.

પોલીટીકલ એજન્ટ કહેઃ 'નોકરીની શરત તો છે.'

જૂનાગઢ કહેઃ 'અમે એ જ વાત કરીએ છીએ.'

ને એમ ૧૮૭૬ની સાલમાં હિંદી મંત્રી લોર્ડ સેલીસબરીએ જેતપુરના તાલુકદારની અરજી નીચે ફેંસલો આપ્યોઃ 'નોકરીની શરત છે. કાઠિયાવાડમાં પોલીસની નોકરીના નવા નિયમો થયા છે. તે પ્રમાણે મૈયાથી નોકરી થઈ શકે તેમ નથી. રાજ્યને બીજા માણસો રાખવા પડે છે ને ખરચો કરવો પડે છે. એટલે સને ૧૮૬૭ માં કેપ્ટન રસેલે ફેંસલો આપ્યો છે તે મુજબ મૈયાઓ પાસેથી નોકરીના બદલામાં વાર્ષિક ઉધડ–વેરો લેવામાં આવે તો ખોટું નથી.'

આ હુકમ જૂનાગઢના મૈયાને લાગુ કરવામાં આવ્યો.

–પછી જૂનાગઢ શું કામ કોઈને પૂછે અને શું કામ કોઈની સાથે વષ્ટિ કરે? એની પાસે એના ચોપડા હતા અને નામાના લખનારા મહેતા ને મસુદી હતા. જેવી જોઇએ એવી હકીકતો એકઠી કરવાની એમનામાં કરામત હતી. એમણે કાગળો તૈયાર કર્યા. એ કાગળો એજન્સી પાસે રજૂ થયા. એજન્સીએ ૫૦ વીઘાના એક સાંતી દીઠ રૂ. ૨૦) મુજબ વાર્ષિક વેરો મૈયાઓ પાસેથી લેવાની મંજૂરી આપી.

જૂનાગઢે આંકડાની એવી સુંદર જાળ ઊભી કરેલી કે વાર્ષિક વેરો રૂ. ૩૦) ખરી રીતે લેવો જોઈએ પરંતુ પોતે મહેરબાની દાખલ રૂ. ૨૦) લ્યે છે એવું જ કાગળ ઉપર દેખાય. જ્યારે ખરી વાત એથી જુદી હતી. એક સાંતીએ રૂ. ૩૦)નો વેરો તો બહુ થોડા કિસ્સામાં મળતો. વેરો તો એથી ઘણો ઓછો હતો. સાંતી દીઠ વેરાની સરેરાશ રૂ. ૧૭)થી વધારે ન આવતી. છતાં જૂનાગઢે જે લખ્યું તે એજન્સીએ મંજૂર રાખ્યું. એજન્સીને તો કાગળો જોવાના હતા. કાગળો જોઇને એમણે મંજૂરી આપી. હા, એટલું ઉમેરેલું ખરું કે જ્યાં રૂ. ૨૦)થી ઓછો વેરો આવતો હોય ત્યાં તેના પ્રમાણમાં તેટલું ઠબી લેવાણુ કરવું.

હુકમનો કાગળિયો હાલ્યો ને આવ્યો મૈયાના મોવડી પાસે. શેરગઢ, મહીરવાણિયા, સોંદરી, રંગપર, વગેરે બાર ગામનો ગામેતી અમરો મૈયો. એ મૈયાનો મોવડી. અમરો કહેઃ 'મૈયાએ કોઇ દિવસ વેરો ભર્યો નથી ને કોઇ દિવસ વેરો ભરશે નહિ અમારી સાથે કોઇએ વાત કરી નથી; અમને કોઈએ કાંઇ પૂછ્યું નથી ને અમારે માથે વેરો ઠોકી બેસાર્યો છે. એ તો જેણે કર્યું હોય એ ભોગવે. અમારે એમાં કાંઇ લેવાદેવા નહિ.'

જૂનાગઢ કહેઃ 'મૈયા સમાના બણી જાઓ ને વેરો ભરી દ્યો. આમાં દુરાગ્રહ કરશો તો આટલી જૂનાગઢની રહેમ છે એ ય જાતી રહેશે ને પછી જૂનાગઢના હાથ લાંબા છે.'

અમરો કહેઃ 'ભલે અમને ગોળીએ દ્યો, પણ મૈયાનો દીકરો વેરો તો નહિ ભરે.'

ને વેરો નહિ ભરે એમ અમરે કહ્યું, પછી કોના બાપની તાકાદ હતી કે મૈયા પાસેથી વેરો વસૂલ થઇ શકે! એક વારની

વાત છે' ને વાતની વાતમાં મેયા બહારવટે નીકળી ગયા. હતા તો ફક્ત એકત્રીસ જણા. પણ એ એકત્રીસે તો ત્રાંસળીના ચોકસાતી. વાંસે જૂનાગઢની આરસે સીબંધી ફરતી, વાંસે ઇંફરી સાખની ધસત ફરતી, પણ કૈન છે કોઈના તે મેયાને કેરાણે કરે! એ તો પ્રાંત-પ્રાંત વચ્ચે પડ્યા ને મહામહેનતે બહારવટું પાર પડ્યું.

જૂનાગઢ ઘણું ઊંચુંનીચું થાય પણ મેયા એકના બે ન થાય.- નાયબ દીવાન બાપાલાલ માણેકલાલ પાકો મુત્સદ્દી માણસ. એને થયું કે મેયા એમ નહિ માને ને કોઈને જોર વાપરશું તો એમાં એકમાંથી બીજું થશે. એણે એ ટાણે તો વાત રાણીટાળી નાખી. 'અટાણે એ બચાકા વેરા કયાંથી ભરશે! ખળાં-ટાણીએ વાત.'

ખળાં તૈયાર થયાં ને જૂનાગઢનાં ઘોડાં મેયાના ગામ ઉપર હાલ્યાં. 'રોકડ રકમનો તમને વાંધો છે. આપણે એક રોકડો યે લેવો નથી. ખળામાંથી ભાગ લઈ જાશું. બે ભાગ તમારા. એક ભાગ જૂનાગઢનો. હવે તો રાજી ને!' જૂનાગઢે મુત્સદ્દીગીરી લડાવી.

પણ એમ કાંઈ મેયા ઉતરાય એવા ન હતા. એ તો કહે: 'એ દાણામાંથી એક ખોબ-લોય જૂનાગઢને ન મળે. એ તો અમે વાવેલું ને અમે લણેલું. અમારો માલ છે ને અમે ખાઈએ.'

પણ એમાં બન્યું એવું કે મેયાના ખળા ઉપર જૂનાગઢની સીબંદી બેસી ગઈ. મહેતા-મસુદીનાં ઘોડાં ઊતરી આવ્યાં. ધીમે ધીમે આડીઅવળી શરૂ કરી. એમાં ખેડૂત હતા તે જૂનાગઢની જાળમાં ફસાઈ ગયા.

જૂનાગઢ કહેઃ 'તમે તો ખેડૂત તમારે તો ભાગ દેવાનો જ છે ને!' ને એમણે ખળાં ભરી લીધાં ને જૂનાગઢનો ભાગ કાઢી આપ્યો. કેટલાક નબળા પોચા હતા તેમણે વાંધા સાથે રાજભાગ આપ્યો. પણ મોટા ભાગના અણનમ રહ્યા. એ તો કહેઃ 'એ ખળાં પારકાં. લઈ જાઓ.'

જૂનાગઢ કહેઃ 'તો તમારે ધીંગાણું કરવું છે?'

અમરાએ કહ્યુંઃ 'ધીંગાણાની અમારી તેવડ ક્યાં રહેવા દીધી છે? અમારાં હથિયાર તો આંચકી લીધાં છે. ને કોઈને તેવડ હોય તો ય અમારે બાઝવું નથી. અમારી હકની લડત છે. અમે ન્યાય માગીએ છીએ.'

મેયા એક કોર જઈ ઊભા રહ્યા. જૂના-ગઢના મહેતા ને મોદી ખળાં ભરવા મંડી પડ્યા. રાજભાગ જુદો કાઢયો ને મેયાના ભાગનો જુદો ઢગલો કર્યો. રાજભાગના ગાડાં ભર્યાં ને મેયા તો ત્યાંથી ચાલ્યા ગયા'તા. જૂનાગઢે તો મેયાના ભાગનાં યે ગાડાં ભર્યાં. ખળાવાડ-માં દાણો રેઢો રાખી કેમ મુકાય! કાં તો કોક ચોરી જાય ને એમાં કદીકને વરસાદ આવ્યો તો બધું ધૂળધાણી અને વા-પાણી થઈ જાય. મેયાની દયા ખાતર બધું ય અનાજ ગાડામાં ભરીને જૂનાગઢ ભેળું કર્યું.

માલ જૂનાગઢ પહોંચી ગયો. રસ્તામાં કોઈએ રોકટોક ન કરી ને જૂનાગઢ માટી થઈ ગયું. બેક મહિના પછી મેયાને કહેવડાવ્યુંઃ 'તમારો અડધ ભાગ જૂનાગઢમાં પડ્યો છે, જોતો હોય તો લઈ જાઓ.'

ખળામાં હતો ત્યારે મેયાના બે ભાગ હતા. માલ જૂનાગઢ પહોંચતા આધ થઈ ગયો. થાય જ ને! રસ્તાની ખરજર લાગી. હશે. મહેતા-મસુદીને પણ આપણાને પેટ હશે ને!

પણ મેયા કોઈ ભાગ લેવા આવે નહિ. એ તો કહેઃ 'બધું જ અમારું છે. લઈ ગયા છો એટલું બધું અમારે ગામ પહોંચતું કરો.'

જૂનાગઢને ગરજ ખરી ને! એણે તો વળી બે મહિને કહેવડાવ્યુંઃ 'આઠ દિવસની અંદર તમારો ભાગ લઈ જાઓ, નહિતર બધો ભાગ જમા કરી દેવામાં આવશે.'

એ ભાગનું તો જે થયું તે ખરું, પણ મેયાના ખળાં ઉપર સીબંદી બેસાડી એ જેમની તેમ મોસલ તરીકે રહી ને જાતે દિવસે જૂનાગઢે એમાં વધારો કર્યો. મેયા મૂંઝાણા

એજન્સીના પણા ય આંટાફેરા ખાધા, પણ એનું કોણ સાંભળે? એમાં તો કાંઈ વળ્યું નહિ ને હવે તો માથે સીબંદીનાં ધાડાં ઊતર્યાં છે. આમાં તો એવું થાશે કે વસ્તીની રંજાડ વધશે ને દોષ ચડશે મૈયાને માથે. એ સપાઈ–સપરા તો ન કરવાનાં કામા કરશે ને એમાં કોક દિવસ ફટાકિયો ફૂટશે. પછી તો જૂનાગઢ કહેશે કે આ બધું મૈયાએ કર્યું ને માથે ચડી બેસશે.

જૂનાગઢની હદ બહાર મેંદરડા તાલુકામાં કનડાની ધાર છે. મૈયાને વહાલી આ કનડાની ધાર. અગાઉ એક વખત રિસાઈને મૈયાએ કનડાની ધારનો આશરો લીધો. આજે ફરીથી માથે વપત આવી છે ને અમરા મૈયાએ બધા મૈયાને કનડાની ધારે ભેગા કર્યા. જૂનાગઢના ગામેતી હોવાનો દાવો કરતા'તા એ બધા આવ્યા. એકલા ખેડૂત હતા તે પણ આવ્યા અને જેને જૂનાગઢની સાથે કાંઈ જ લેવાદેવા ન હતી જેઓ જૂનાગઢની હદમાં રહેતા ન હતા તે પણ આવ્યા. મૈયાનો મોટો મેળો ભરાણો.

અમરા મૈયાએ પૂછ્યું: 'બોલો બેલી, હવે શું કરશું?'

ને મૈયાએ કહ્યુંઃ 'રિસામણે જાશું, બીજું શું કરશું.'

ને સને ૧૮૮૩ની શરૂઆતમાં મૈયા રિસાઈને કનડાની ધારે ચાલ્યા ગયા.

: ૨ :

નાના ને મોટા, ઘરડા અને જુવાન, બધા જ મૈયા કનડાની ધારે બેઠા છે. આજુબાજુના ગામવાળા એમને રોટલા પહોંચાડે છે ને મૈયાએ જૂનાગઢની સામે ને એજન્સીની સામે સત્યાગ્રહ શરૂ કર્યો છે.

જૂનાગઢ વારે વારે ખેપિયો મોકલે છેઃ 'વીંખાઈ જાઓ. ઘર ભેળા થઈ જાઓ.'

પણ મૈયા કહે છેઃ 'સખેદખે અહીં બેઠા છીએ, તમને ક્યાં નડીએ છીએ?'

દિવસ ઉપર દિવસ વીત્યે જાય છે. મૈયા કનડાની ધારે અડગ પહાડ સમા ઊભા છે. ચારે તરફ મૈયાના રિસામણાની વાતો થવા લાગી છે. કોક આમ બોલે ને કોક તેમ બોલે. પણ એમાં જૂનાગઢને તો હેઠું જોયા જેવું થયું છે. એજન્સીને ય થયું છે કે આ બરાબર થતું નથી. એજન્સીએ જૂનાગઢને દબાણ કર્યું છે. જૂનાગઢે મૈયાઓ સાથે વાટાઘાટ શરૂ કરી છે.

શામળો ચારણ વષ્ટિ લઈને આવ્યો છે. અમરાભાઈએ કહ્યું છેઃ 'વેરો તો નહિ ભરીએ. તેથી તો અમારુ નખોદ નીકળી જાય. તમારો આગ્રહ છે તો એક વખતને માટે ઉધડ આપી દઉં પણ ઈ વેરો તો ન જ ગણાવો જોઈએ.'

રવિશંકરભાઈ ગયા તો એમને જવાબ મળ્યોઃ 'બહાદુરખાનજીએ પાંચ રૂપિયા તો કહ્યા છે. એની યે અમે ના પાડી છે. એક વખતને માટે જૂનાગઢ રૂપિયો લેતું હોય તો એ બાબતનો વિચાર કરીએ. પણ ઈ વેરા તરીકે તો નહિ જ.'

રામજી મૂળજીને જવાબ મળ્યોઃ 'તમે આ કાગળિયું લઈને હાલી નીકળ્યા છો, પણ આમાં તો વેરો ઘટાડવાની વાત છે. અમારે વેરો આપવાનો જ નથી. પછી ઘટાડવાની વાત ઉપર વષ્ટિ શી?'

મેજર સ્કોટ સાહેબે બિલખા મુકામ નાખ્યો. અમરા મૈયાને વાટાઘાટ કરવા બોલાવ્યો. અમરાનો પગ દુઃખતો હતો એટલે એ જઈ શકયો નહિ. પણ બીજા મૈયાના મોવડી સ્કોટ સાહેબ પાસે ગયા અને પેટ છૂટી વાત કરીઃ 'તમે સાબ! અમારું કાંઈ સાંભળશો કે બસ એકલા જૂનાગઢનું ઉપરાણું તાણ્યા કરશો? અમે કાંઈ બહારવટે નીકળ્યા નથી. અમે ક્યાંય લૂંટફાટ કરી નથી. અમારા દેશના રિવાજ ઉપર અમારી ધા દુનિયાને કાને નાખવા અમે કનડાની ધારે બેઠા છીએ ને તેમ અમે તો કરત પણ જૂનાગઢ અમને ચારે કોરથી ઘેરાવ્યા કરે છે. અમારાં ખળાં ઉપાડી ગયા. અમારા ઉપર મોસલ મૂક્યા ને અમારે ગામડે ગામડે સીબંદી બેસાડી પછી અમારો કાંઈ વાંક છે!'

રેકોટ સાહેબ કહે: 'પણ તમારો અમરો મૈયો તો ભારે ખુમારી રાખે છે.'

મૈયા કહે: 'ખોટી વાત છે સાહેબ. હજુ ગયે વરસે જ અમરાભાઈ બાપુમિંયા સાહેબ (બહાદુરખાનજી) પાસે શાપુર મુકામે ગયેલ. ને અમારી દાદ્‌ફરિયાદ એમને કાને નાખેલી.'

'ત્યારે કંઈ થઈ શક્યું નહિ?'

'થાત તો બધું યે. પણ બાપુમિયા સાહેબ તો એમના કારભારીનું જ સાંભળે ને એમના કારભારીની જીભે જ બોલે. એમાંથી શું સાર નીકળે? જૂનાગઢનું કારભારું કેવું છે એ તો એજન્સી જાણે છે.'

'પણ નવાબ સાહેબ તો ધારે તે કરી શકે.'

'વાત સાચી, પણ ધારે ત્યારે ને? અમરાભાઈએ બહુ વાતે વીનવ્યા ત્યારે કહે મારે ખાતર વેરાની થોડીઝાઝી રકમ ભરો.'

'શું રકમ કહેલી?'

'પાંચ રૂપિયા! પણ અમે વેરા નામે તો કંઈ જ ન ભરીએ ને અમરાભાઈ પાછા વળ્યા આવ્યા.'

રેકોટ સાહેબે પૂછ્યું: 'તો આજે અમરો કેમ ન આવ્યો?'

'એનો પગ દુઃખે છે. એના દીકરા ખીમાને કહ્યું, તું જા પણ ખીમો કહે એમાં મારું કામ નહિ. એટલે અમે આવ્યા છીએ.'

'ને તમારો આ જવાબ છે?'

'અમે વેરો તો નહિ ભરીએ.'

રેકોટ સાહેબ સાથેની વાટાઘાટ પડી ભાંગી.

જૂનાગઢ ખાન બહાદુર દીવાન જમાદાર સાલેહ બિન સાલમ હિંદીને ખરિતો લઈ બાગડુ મોકલ્યા. ખરિતામાં લખ્યું'તું કે 'જમાદાર સાલેહ બિન સાલમ હિંદીને આ સાથે બાગડુ મોકલ્યા છે. એ તમારા મનને ખાતરી આપશે ને તમારી સાથે વેરો ઘટાડવાની બાબતમાં વષ્ટિ ચલાવશે.'

પણ વેરો ભરાવવાની વાત હોય એવી વષ્ટિ હવે મૈયાને કરવી જ ન હતી. જમાદાર સાહેબ વાટ જોતા બેસી રહ્યા ને એકયે મૈયો એમની પાસે ન ગયો.

નાયબ દીવાન બાપાલાલ માણેકલાલે કહેવડાવ્યું: 'હથિયાર હેઠાં મૂકી દો અને જૂનાગઢની રહેમિયત પર વિશ્વાસ રાખો.'

મૈયા કહે: 'હથિયાર તો તમે ૧૮૭૨માં આંચકી લીધાં છે. હવે અમારી પાસે હથિયાર કેવાં? ને અમે અમારું છે એ માગીએ છીએ એમાં વળી કોઈની રહેમિયત શું કામે હોવી જોઈએ?'

આમ બધી વાટાઘાટો પડી ભાંગી. ઓગણત્રીસ દિવસથી મૈયા કનડાની ધાર પર બેઠા છે ને એમાં જૂનાગઢની આબરૂ જાય છે. જૂનાગઢને થયું કે આ તો બોઠામણી ઊભી થઈ ને હવે આમાં કંઈ નહિ કરીએ તો હેઠું જોવા જેવું થશે.

મેતા મસુદી ભેગા મળ્યા. નવાબ સાથે મસલત કરી. બધાએ ભેગા મળી નક્કી કર્યું કે એક વખત મૈયાને હાથ તો બતાવી દેવો.

તા. ૨૫ મી જાનેવારી ૧૮૮૩ના રોજ જૂનાગઢના દીવાને એજન્સીને તાર કર્યો: 'મૈયાઓએ વાટાઘાટ કરવા માટે કોઈ માણસને બાગડુ મોકલ્યો નહિ. તેઓ તો વેરો ભરવાની જ ના પાડે છે. એટલે અમારી દરખાસ્ત છે કે તેમને ઘેરી લેવા અને તાબે થઈ જવા જણાવવું. તે મુજબ મૈયા ન વરતે તો આવતી કાલે જો હવામાન સારું હશે તો તેમની સામે હલ્લો લઈ જશું.'

કર્નલ બાર્ટન સાહેબે તારથી જવાબ આપ્યો: 'ફક્ત ડુંગરો ઘેરી લ્યો. હલ્લો કરશો નહિ.'

તા. ૨૭મીએ વળી દીવાને તાર કર્યો: 'ડુંગરો ઘેરી લેવામાં આવે અને મૈયા તાબે થવાની ના પાડે અને જો રાત પડી જાય તો અંધારાનો લાભ લઈને કેટલાક પોતાનાં હથિયાર પડિયાર સાથે નાસી જાય એ બીક રહે છે. એટલે અમારી દરખાસ્ત છે કે મધ-

રાતે ડુંગરો ઘેરી લેવો. સવાર સુધીમાં શરણે આવવાનું અને ૭ કલાકની અંદર સહુ સહુને ઘેર પહોંચી જવાનું મૈયાને કહેણુ મોકલવું. એ પ્રમાણે જો તેઓ અમલ ન કરે તો અમારી સીબંદી તેમને કબજે કરવા આગળ વધશે. મેજર સ્કોટ સાહેબને આ યોજના પસંદ છે.'

બાર્ટન સાહેબનો તારથી જવાબ આવ્યો: 'તમારા આજના તારમાં જણાવ્યા મુજબ કરો. પરિણામના તરત જ ખબર આપો.'

સત્તાવીસમી જાનેવારીની રાતે પાંચસો સીબંદીના ધાડા સાથે જમાદાર સુલેમાન ઉમરે કનડાની ધાર ઘેરી.

મૈયાની પાસે એલચી મોકલ્યો અને શરણે થઈ જવા કહેવડાવ્યુ. અમરાએ જવાબ આપ્યો: 'ખુશીથી જૂનાગઢ અમને ગોળીએ દે. મૈયો શરણે તો નહિ જ થાય.'

એણે તાબડતોબ પોતાના આદમીને ભેગા કર્યા: 'જૂનાગઢે ધારને ઘેરી છે. ને હવે આપણી સામે એની ગોળીઓ વછૂટશે. મૈયાના પેટનો હોય એ જરા જેટલોય ઉધમાત ન કરે. જૂનાગઢને જે કરવું હોય તે ભલે કરે.'

ને સવારે મોરચા મંડાણા. ચારે તરફથી જૂનાગઢની સીબંદી કનડાની ધાર ચડવા માંડી. પહેલે મોરચે ફટાકિયો ફૂટયો. કોણે એ અવાજ કર્યો એ કોઈ કહી શકયું નહિ. પણ જૂનાગઢના કેટલાક પોલીસ ઘવાણા. ને જમાદાર સુલેમાનનો હુકમ વછૂટયો: 'કત્લેઆમ ચલાવો. જોજો એક પણ મૈયો જીવતો ન જાય...'

અને પછી મૈયાની કારમી કતલ ચાલી. મૈયા પાસે હથિયાર ન હતાં. હથિયાર હતાં તો એ વાપરવાની એના મુખીની મના હતી. જરા પણ સામનો કર્યા વગર મૈયા પર્વતની જેમ અડગ ઊભા રહ્યા. જૂનાગઢની સીબંદીએ એમનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. આ કત્લેઆમમાં એકંદર સુમોતેર મૈયા મરાણા અને ચોવીસ ઘાયલ થયા. જૂનાગઢના કહેવા મુજબ ચોસઠ મરાણા અને એકવીસ ઘાયલ થયા.

મૈયાઓ ઉપર જૂનાગઢે ફતેહ કરી. એના સમાચાર એલચી મારફત જૂનાગઢ ગયા. જૂનાગઢના નવાબે મુબારકબાદીનો ખરિતો મોકલ્યો ને આમ આ કત્લેઆમને જૂનાગઢે મોટી ફતેહનું રૂપ આપ્યું.

પણ આટલું ય જાણે ઓછું હતું તેમ જે મૈયા મરી ગયા હતા તેમનાં માથાં કાપીને ગાડામાં ભરવામાં આવ્યાં. આ સરઘસ વાજતે-ગાજતે જૂનાગઢને રસ્તે પડ્યું. નવાબ સાહેબે એના સ્વાગત માટે દબદબા ભરી સવારી કાઢી. *

પણ એટલા નસીબ સવળા કે મેજર સ્કોટ સાહેબને સુમત સૂઝી. એણે કહેવડાવ્યું: 'આ બધું ફારસ શું છે? આ બંધ કરો.' સરઘસ વીંખાઈ ગયું. સત્કારસમારંભ અટકી ગયો અને જૂનાગઢના ઇતિહાસમાં એક મહાન પૃષ્ટ લખાતું લખાતું અધૂરું રહી ગયું.

---

* After this wholesale murder, for it is absurd to call it a fight, the heads of slaughtered Maiyas were cut off, thrust into carts and carried in procession towards Junagadh, the Nawab and his chief official starting off in pomp from the capital to meet this disgusting spectacle and the inhuman buchers who had perpetrated the tragedy, having previously praised them in exaggerated terms in a public despatch for this so-called admirable conduct. E. W. Ravenscroft

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો

અનેક રોગની એક જ દવા — **જીવનધારા**

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, સંધિવા અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત-દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ-પેડુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતના દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર ના મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૧ાા, વચલી બાટલી રૂ. ૧ા અને નાની બાટલી રૂ. ાાન્ પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'વીનસ' નં. ૩૦૨

**જે. એન. શેઠના : નડીઆદ**

બચ્ચાંઓને થતાં ઝાડા, ઊલ્ટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, મુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથપગ ગળી જવા, દસ્તની કબજીયાત, ધાવણ કે દૂધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ કૌવત આપનારી અમૃત તુલ્ય ઔષધી

**કાઠીયાવાડી બાલામૃત સોગઠી** વાપરો [રજીસ્ટર્ડ]

દરથી દવાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કી. ડબી એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું—કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઈ નં. ૪

**ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.**

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઈ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઈઝરો.

—: લખો અથવા મળો :—

**એમ. એ. દોશી**
એજન્સી ઇન્સપેક્ટર

ઘરનું ઠેકાણું
ઘર નં. ૨૪ ડૉ. વીલ્સન
સ્ટ્રીટ, વીઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪

ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઇફ બીલ્ડીંગ
૪૫/૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ
કોટ મુંબઈ
ટે. નં. ૨૭૦૦૭-૮

# હાર અને જીત

વિજયગુપ્ત મૌર્ય

મધ્યપ્રાંતમાં વેનગંગા નદી ઉત્તરમાં મહાદેવ પર્વતમાંથી નીકળી એ પાર્વતીય પ્રદેશ છોડી દીધા પછી દક્ષિણ તરફ સપાટ મેદાનમાં વહી જાય છે. તેના જીવનપ્રવાસમાં તેને વર્ધા અને પેનગંગા જેવી બે સાહેલીઓ મળી જાય છે. અને ત્રણે સખીઓ ભેગી મળીને ગોદાવરી મૈયાને મળવા દોડી જાય છે. વેનગંગાનો પટ તો મોટો છે, પરંતુ ઉનાળામાં તો તે સુકાઈને સોટા જેવી થઈ જાય છે. વેનગંગા, પેનગંગા અને વર્ધા તો મધ્યપ્રાંતની જીવનરેખાઓ છે; મધ્યપ્રાંતની કાયામાં તેઓ ધબકતી ધોરી નસો છે.

*

નાનું સરખું ગામ છે. સીમમાં આછીપાંખી ખેતી છે. અને ખેડવાણ જમીન હજી તો પૂરી થાય ન થાય ત્યાં તો જંગલ શરૂ થઈ જાય છે. નજર પડે ત્યાં સુધી સપાટ મેદાન છે, પરંતુ પ્રદેશ હરિયાળો છે. અનેક વોંકળા, નાળા અને ઝરા નાનાં બાળકોની જેમ ખિલખિલાટ હસતાદોડતા જઈને નદીમાં મળી જાય છે. મુખ્યત્વે ગોંદ લોકોથી વસેલાં ને વાંસ, ગારમાટી તથા છાજનાં બનેલાં ઝૂંપડાંવાળાં નાનાં નાનાં ગામોની આછી–પાતળી વસતિ પથરાયેલી છે. નજર પહોંચે ત્યાં સુધી ઘાસનાં બીડ પવનમાં હિલોળા ખાય છે અને કાળિયારનાં ટોળાં તેમાં સ્વચ્છંદે ચરે છે, કૂદે છે અને ગેલ કરે છે. વચ્ચે વચ્ચે આવતા વોંકળા, નાળા અને ઝરા ઊંચાં ઝાડ અને હરિયાળી ઝાડીથી ઢંકાયેલા છે. નદીકાંઠે સાગ, જાંબુ, શેમળો, આંબલી, બોર, વાંસ, વગેરેની ઘેરી ઘટા જામી છે. ઉપરવાસમાં નદીનો પટ ખૂબ પહોળો છે. વચ્ચે વચ્ચે બેટડા છે, આખો પટ બરૂ અને ઘાસથી અને કાંઠો તથા બેટડા ઝાડી તથા જંગલથી છવાયેલ છે. બરૂ અને બીજી વનસ્પતિથી છવાયેલા પાણીને બગલા, કાંકણ, ચમચા, જલમરઘી, જલકૂકડી, ગજપાઉં, બતક, કલકલિયા, કાજિયા અને બીજાં કેટલાંય પ્રાણીઓ પોતાના ચિત્રવિચિત્ર કદ, આકાર, રૂપ, રંગ અને અવાજથી શોભાવે છે. મધ્યપ્રાંતનો ઉનાળો તો ભઠ્ઠી જેવો ગરમ. એ ગરમીના દિવસો કાઢવા માટે વાઘ પેલા બેટડાઓમાં જઈને દિવસ ગાળે છે જ્યાં પાણીનું સાંનિધ્ય અને હરિયાળા ઝાડનો શીતળ છાંયડો તેને ઠંડક આપે છે. આપણા વાઘના પૂર્વજો ઉત્તર એશિયાના હિમપ્રદેશોના વતની હતા, એટલે કે વાઘ ઠંડા પ્રદેશનો વતની છે અને ગરમી તેનાથી સહન નથી થતી. આ પ્રદેશમાં વાઘને વસવા માટે અનેક શીતળ સ્થાન છે એટલે આ પ્રદેશ વાઘ વિનાનો વાંઝિયો નથી રહેતો. તમે એક વાઘ મારો તો થોડા જ દિવસોમાં તેનું સ્થાન બીજો વાઘ લેશે.

*

ચૈત્ર મહિનો ચાલે છે. મને થોડા દિવસોની છુટ્ટી છે અને તેનો સદુપયોગ કરવા હું અહીં આવ્યો છું. મને ખાતરી છે કે અહીં મને વાઘનો શિકાર કરવાની તક જરૂર મળી જશે. આ પ્રદેશ કંઈ મારા માટે અજાણ્યો નથી. થોડાં વરસો પહેલાં હું અહીં શિકારની સહેલગાહે આવ્યો હતો અને તે દિવસોના પરિચિત ગોંદ લોકોએ મને ઓળખી લઈને મારું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. ગામના કોટવાળે મને ખબર આપી કે હમણાં અહીં એક વાઘ એવો પેધી ગયો છે કે ઢોરોમાં તેનો રંજાડ હવે અસહ્ય થઈ પડ્યો છે. આ વાત મને બહુ ગમી. સાધારણ વાઘને મારવા કરતાં કોઈ નામચીન વાઘને મારવામાં કોઈ અનન્ય આનંદ, સંતોષ અને રોમાંચ છે. મેં આ વાઘને લોભાવવા માટે ટાપુઓમાં પાડરડાં બંધાવ્યાં.

સવારે કોટવાળે આવીને મને ખબર આપી કે વાઘે એક પાડરડાને મારેલ છે અને ટાપુમાં

ગીચ ઝાડીમાં ઉપાડી ગયેલ છે. મેં ઝડપથી નિત્યકર્મ પતાવી લીધું અને જ્યારે દિવસ ચડ્યો ત્યારે અમે તપાસ કરવા નીકળ્યા. નદી તો સુકાઈને પાતળી થઈ ગઈ હતી. ચૈત્ર મહિનો અને મધ્યપ્રાંત, પછી ગરમીનું તો પૂછવું જ શું ! સુરજ ઊંચો ચડ્યો અને ગરમી ચાલી નીકળી. પરંતુ મારા નસીબ જોગે નદીકાંઠે ઝાડનાં ઝુંડ એવાં હતાં કે તેના શીતળ છાંયડા નીચે મને રક્ષણ મળ્યું. હું અને કોટવાળ એકમત થયા કે મારે અહીં એક ઝાડમાં માંચડો બાંધીને બેસવું અને બરે બપોરે વાઘ જ્યારે ઊંઘમાં પડ્યો હોય ત્યારે ગામડિયા લોકોએ ટાપુના પટને 'રોકા' વડે ઘેરી લેવો અને 'હકો' કરીને તેને મારા માંચડા બાજુ ભગાડવો. યોજના ઘડીને મેં તરત તેનો અમલ કર્યો: એક ઊંચું ઝાડ પસંદ કર્યું કે જેની પાસે ખુલ્લી જમીન હતી. આ ઝાડ ઉપર મેં માંચડો બંધાવ્યો. 'રોકાઓ'ને અર્ધ ચંદ્રાકારે ગોઠવી દેવામાં આવ્યા. હું માંચડામાં ચડીને બેઠો ત્યારે વાઘને ભગાડવાનું કામ શરૂ થયું. હું રાઈફલ તૈયાર રાખીને બેઠો. ઝાડ ઊંચું હતું અને મારી આડે પાંદડાં અને ડાળીઓની ઓથ હતી એટલે વાઘની નજર મારા ઉપર પડે એવી વકી ન હતી. ગોઠવણ એવી હતી કે વાઘને મારી ડાબી બાજુથી આવવું પડે અને જમણી બાજુ ચાલ્યો જાય અને જ્યારે તે મારા ઝાડને વટાવી જાય ત્યારે મારે ગોળી છોડવાની હતી, કે જેથી તે ઘવાઈને ભાગે તોપણ પાછો ન જાય પણ આગળ જ ભાગે. ઘણી વાર અણઘડ શિકારીઓ અધીરા બનીને હજી વાઘ આવતો હોય ત્યાં જ વગર વિચાર્યે ગોળી ઝીકી દે છે, પરંતુ તેમને એટલું ભાન નથી હોતું કે તેમને શિકારની મજા ચખાડવા માટે કરીને ગરીબ માણસો કોઈ જાતના રક્ષણ કે હથિયાર વિના ઉઘાડે પગે અને ખાલી હાથે વાઘને શિકારી તરફ ભગાડવા આવે છે અને જો વાઘ ઘવાઈને પાછો ફર્યો તો એ ગરીબ લોકોને પીંખી નાખશે. વાઘ મોટે ભાગે ઘવાયા પછી જ માણસ ઉપર હુમલો કરે છે અને ઘવાયેલા વાઘની હડફેટમાં આવી જનાર માણસની સલામતી નથી રહેતી.

હું દરેક ક્ષણે વાઘના આવવાની રાહ જોતો હતો. આંખનું મટકું પણ માર્યા વિના હું મારી ડાબી બાજુ જોઈ રહ્યો. ધીમે ધીમે મારા માણસોના હોંકારા–પડકારા પાસે આવતા હતા. જંગલના મહારાજાની ભવ્ય સવારી આવી પહોંચવાની હવે તો ક્ષણો ગણાતી. જુઓ, કંઈ અવાજ થયો ! કોણ છે એ ? નામદાર મહારાજા પોતે ? મહારાજા સાહેબની સવારીને મોખરે મોર અને ઢેલડીઓનું ટોળું આવે છે ! અને હવે આ શું પીળાશ ? આ ઝબકારો શેનો થયો ? જંગલમાં દરેક હિલચાલ અને દરેક અવાજથી મને વાઘના જ ભણકારા વાગતા હતા. પરંતુ આ ઝબકારો તો ખોખડ બગલાનો હતો. પીળું દૂધ જેવું રૂપ–મેલા વાળની પછેડી નીચે સંતાડીને નિરાભિમાનથી અને એકાગ્રતાથી માછલી અને દેડકાનું ધ્યાન ધરતો ખોખડ તમારી બાજુમાં બેઠો હોય તોપણ તમારું ધ્યાન ન પડે અને ઊડે તો તમે તેના સફેદ ચમકારાથી ચમકી જાવ. પણ આ રતુમડો ચમકારો વળી શેનો થયો ? અરે એ તો પેલો કોયલનો સગો કૂકડિયો કુંભાર: કાળા દેહ ઉપર રતુમડી પાંખો અને માણેક જેવી આંખો ધારણ કરીને તે ઝાડીમાંથી ઝબકીને ઊડી ગયો. વાહ, મહારાજા સાહેબની સવારી પણ કેવી સરસ છે ! થોડીક કુળીઓ આવી અને ઊડી ગઈ. એ તો ઠીક પણ નામદાર મહારાજા સાહેબ પોતે ક્યાં ? મારા માણસો તો હોંકારા–પડકારા કરતા હવે લગોલગ આવી પહોંચ્યા, પરંતુ વાઘનું તો ક્યાંય ચિહ્ન ન મળ્યું. હું આવી નિષ્ફળતાથી ખસિયાણો પડી ગયો. ત્યારે તો વાઘ આ બેટમાં હતો જ નહિ એમ જ ને ! તેણે અમને બરોબર થાપ ખવરાવી.

વાઘની એ ટેવ છે કે પેટ ભરીને ખાધા પછી પાણી પીને જો શીતળ છાંયડાવાળું એકાન્તસ્થળ પાસે જ હોય તો તે દૂર ન જતાં

ત્યાં જ સાઈ રહે છે. ત્યારે આ વાઘ કેમ ન મળ્યો તે એક કોયડો હતો. એક દિવસ પછી મેં ફરીથી પાડરડું બંધાવ્યું. રાતમાં વાઘે તેનો શિકાર કર્યો અને સવારે તપાસ કરવા જતાં મારા માણસોએ વાઘને મારણ ઉપર બેઠેલો પણ જોયો. પરંતુ બપોરે જ્યારે વાઘને બહાર કાઢવા ઝાડીઝાંખરા ઢૂંઢી કાઢ્યા ત્યારે પાછી એની એ જ નિષ્ફળતા મળી.

જંગલમાં નવાઈ તો ઘણી હોય છે, પરંતુ શિકારીએ તેનાં કારણ શોધી કાઢવાં જોઈએ. મને પાછળથી ખબર પડી કે આ વાઘ અગાઉ એકવાર કોઈ શિકારીની બંદૂકની હડફેટમાં આવી ગયો હતો અને ઘવાઈને નાસી ગયો હતો. ત્યારથી તે માણસથી ડરીને સાવચેતીથી ચાલતો તેને ખાતરી થઈ ગઈ હતી કે માણસ જેવું ભયંકર, યુક્તિબાજ અને લુચ્ચું પ્રાણી બીજું કોઈ નથી! તેણે લુચ્ચા માણસથી બચવા માટે બંધાઈ કેળવી હતી અને માણસથી ખૂબ સાવચેત રહેતાં શીખ્યો હતો. જ્યારે તેને માણસની હાજરીનો જરા પણ વહેમ જતો ત્યારે તે સલામતીની દિશા જ પકડતો. જો મને વાઘના આ આગલા ઇતિહાસની ખબર હોત તો હું નિષ્ફળતા અને નિરાશામાંથી બચી જાત. તેના વિષે ગોંડ લોકોને પૂછપરછ નહિ કરવામાં મેં મોટી ભૂલ કરી હતી.

થોડાક દિવસ આવી નિષ્ફળ મહેનત કર્યા પછી મને ખાતરી થઈ કે વાઘ જરૂર વહેમાઈ ગયો છે. તે રોજ રોજ હોકારા પડકારા સાંભળતો હોવો જોઈએ અને તેને ખાતરી થઈ હોવી જોઈએ કે કાળા માથાનો માનવી તેની પાછળ પડ્યો છે. જો હવે તેને થોડાક દિવસનો વિસામો મળે અને તેને જરાય ખલેલ ન પહોંચે તો તેને પાછો વિશ્વાસ બેસે કે માનવીએ તેનો પીછો છોડી દીધો છે. આથી હું થોડાક દિવસ બીજા જંગલમાં ગાળવા ચાલ્યો ગયો.

પાછા આવીને મેં મારી યુદ્ધનીતિ બદલી નાખી. મેં નિશ્ચય કર્યો કે પાડરડું બાંધીને મારણ ઉપર માંચડો બાંધીને બેસવું કે જેથી વાઘ તેનો શિકાર કરવા આવે ત્યારે તેને મારી શકાય. પરંતુ કૃષ્ણપક્ષની શરૂઆત થઈ ગઈ હતી અને સૂર્ય આથમ્યા પછી ચંદ્ર ઊગે તે પહેલાં અંધારામાં વાઘ આવી જાય તો અંધારામાં તેનો શિકાર કયાંથી થાય! પણ છુટ્ટીના દિવસો પૂરા થાય તે પહેલાં મારે આ વાઘનો શિકાર કરી લેવાનો હતો. ત્યાં તો એક દિવસ અચાનક મને આ વાઘનાં દર્શન થઈ ગયાં.

સૂર્યનો લાલ તમતમતો ગોળો દૂર દૂર પશ્ચિમના દરિયામાં હમણાં જ ડૂબી ગયો હતો. હું નદીકાંઠે ટહેલતો હતો અને પ્રકૃતિના સૌંદર્યને મુગ્ધ નજરે જોતો હતો. 'વા–ક, વા–ક' કરતા અંજન બગલા રાતવાસો કરવા જતા હતા અને રાતબગલા નદીકાંઠે તેમની જગ્યા પૂરવા જતા હતા. ઝીરીઆના 'ટી–ઇ–ઇ, ટી–ઇ–ઇ, ટી–ઇ–ઇ' અને ગજપાઉના 'વિટ–વિટ'થી નદીકાંઠો ગાજતો હતો. ઝાડનાં ઝુંડોમાં કાબર, કાગડા, લૈયા, બગલા, કાંકણ, ચમચા, પતઈ, ગંગામેના અને બીજાં અનેક પક્ષીઓની સુરસાદાર ચર્ચાની રમઝટ બોલતી હતી. તેમના ઘોંઘાટ સાથે જો શેરબજાર, રૂ–બજાર, સોના–ચાંદીબજાર વગેરેના સટોડિયા હરીફાઈ કરવા જાય તો ભોંઠા જ પડે! (પરંતુ જંગલ સાથે એ બજારોને સરખાવવાં એ જંગલનું અપમાન કરવા બરોબર છે.) ધીમે ધીમે અંધારાએ અજવાળાને દબાવીને હરાવી દીધું. હારેલો દિવસ વિજેતા રાત્રીને શરણે જવા તૈયાર થયો અને તે બન્ને પ્રતિસ્પર્ધી વચ્ચે યુદ્ધવિરામ કરાવી રાત્રીને દિવસની શરણાગતી સોંપી દેવા આવેલી સંધ્યા પણ વિદાય થઈ. જિતાયેલા જગત ઉપર કબજો કરવા માટે રાત્રીના સામ્રાજ્યના સૈનિકો જેવા અસંખ્ય તારાના અગ્ર દળ હવે ધીમે ધીમે દેખાવા લાગ્યાં. થોડે દૂર મેં ચિતળના વૃંદને ઝાડીમાંથી બહાર નીકળી, આસપાસ જોઈને નદીના પટમાં ઊતરતું જોયું. તેઓએ પેટ ભરીને પાણી પીધું અને પછી રમતાં, કૂદતાં અને

ગેલ કરતાં અદૃશ્ય થઈ ગયાં. થોડી જ વારમાં મેં ઝાડીમાંથી મોર અને ઢેલનું ટોળું બહાર નીકળીને વિખેરાતું જોયું. તેમના ભાગવાની રીત જોઈને હું સમજી ગયો કે ત્યાં કંઈક છે. હવે તો બહુ ઝાંખો પ્રકાશ હતો. પશ્ચિમમાં ઓસરતા એક વાદળ ઉપરથી સોનેરી રંગની ઝાંખી ઝાંય ઊડી જવા લાગી હતી. તેના ઝાંખા પ્રકાશમાં મેં ઝાડીમાંથી એક વાઘને બહાર આવતો જોયો. એ જ વિશાળ અને પાટીલી આકૃતિ જેના શિકાર માટે હું ઝંખતો હતો. મારી પાસે બંદૂક તો હતી, પરંતુ તે મારાથી દૂર હતો અને આવા ઝાંખા અજવાળામાં નિશાન લેવું અશક્ય હતું. જો ઘા છટકી જાય અને શિકાર પણ છટકી જાય તો ફરીથી તે મારા હાથમાં ન જ આવે અને કદાચ તે આ જંગલ પણ છોડી જાય. મારે એવું જોખમ નહોતું ખેડવું.

તે રાત્રે વાઘે એક વધુ શિકાર કર્યો અને બીજે દિવસે તેને ઢૂંઢવાનો મારો પ્રયાસ એળે જ ગયો.

હવે મેં મારો મોરચો બદલ્યો. મારી છુટ્ટીના થોડા જ દિવસ હવે બાકી રહ્યા હતા. અત્યાર સુધી હું નદીના સૂકા પટમાં પાડરડું બાંધતો, પરંતુ આ વખતે મેં કાંઠા ઉપર બંધાવ્યું અને તેની સામે ઝાડ ઉપર માંચડો બંધાવ્યો. પરંતુ સંજોગો મને અનુકૂળ ન હતા. ચૈત્ર મહિનાનું અંધારિયું ચાલતું હતું એટલે વાઘ સમી સાંજે અજવાળું હોય ત્યારે જ બહાર પડે અથવા મધરાતે ચંદ્ર ઊગે ત્યારે શિકાર ઉપર આવે તો જ મારું કામ પાર પડે. પરંતુ આ બધો વાઘ એમ કંઈ મારી સગવડ સાચવીને થોડો જ મને આભારી કરે! છતાં પ્રયાસ કરવામાં શું જાય છે! શિકારીએ કંઈક ગણતરીબાજ થવું જોઈએ તે ખરું, પરંતુ તેમાં કોઈ નસીબદાર અકસ્માતની ગણતરી પણ કરવી જોઈએ. જો અંધારામાં આવીને વાઘ પાડરડાને મારીને ઉપાડી જાય તો મારી મહેનત એળે જાય, એટલે મેં તેને મજબૂત રીતે બાંધ્યું કે જેથી વાઘ અંધારામાં શિકાર કરે તોપણ ભક્ષણ માટે તેને ત્યાં જ બેસી રહેવું પડે. એક બીજો સંયોગ પણ મારી તરફેણમાં હતો; પાડરડાની આસપાસની જમીન ધોળકાતી હતી એટલે અંધારામાં વાઘ આવે તોપણ તેની આકૃતિ આછીપાતળી પણ તરી આવે.

સૂર્યાસ્ત વખતે મેં માંચડામાં સ્થાન લીધું. તેલ ખૂટી ગયેલા દીવાની જેમ બુઝાતો દિવસ સંધ્યાનો ચમકારો મારીને ઠરી ગયો. પક્ષીઓનો કલબલાટ શાન્ત થઈ ગયો. તેમનું સ્થાન વડવાંગાં તથા અંધાળાયાં જેવાં પાંખાળાં પશુ અને દશરથિયાં, ઘુવડ, ચીબરી અને રાતબગલા જેવાં નિશાચર પક્ષીઓએ લીધું. આકાશના અંધારા પટમાં ઝવેરાત જેવા તારા ઝગમગવા લાગ્યા. ઉત્તરમાં આ રહ્યા વસિષ્ઠ, અરુંધતી, અંગિરા, અત્રિ, આદિ સપ્તર્ષિમંડળ અને ધ્રુવમત્સ્ય. થોડી જ વારમાં જંગલ દરિયાના પેટ જેવું શાન્ત અને અંધારું બની ગયું. આખા દિવસના તાપમાં શેકાયેલી ધરતી હવે ગરમી છોડી દેતી હતી. જેમ રાત વીતવા લાગી તેમ તેની બાફને ઠેકાણે ગુલાબી ઠંડી આવવા લાગી. આ શીતળતાએ નિષ્ક્રિયતાથી કંટાળેલા મારા મગજ ઉપર જાદુ કર્યું. પાછળ જોઉં છું તો નક્ષત્રોની મહાન સવારી પૂર્વથી પશ્ચિમ તરફ ચાલી જાય છે. અગ્નિ, પ્રજાપતિ અને ગાલવનું બ્રહ્મમંડળ કૃત્તિકા તથા અશ્વિનીને લઈને ક્ષિતિજ પાછળ ઊતરી ગયું છે. પૂર્વમાં જોઉં છું તો ચિત્રા, કન્યા, હસ્ત, ફાલ્ગુની, સિંહ, મઘા, પુષ્ય, પુનર્વસુ અને મિથુનની મહાન સવારી ચાલી આવે છે. તેમની આજુમાં મહાન વાસુકિ નાગ પાળેલા કૂતરાની જેમ પડખે પડખે જાય છે. ઉપર વ્યાધ, શ્વાન અને કપોત તેમનો સાથ પુરાવે છે. કેવી સુંદર સવારી! ઠંડી હવાની લહેરો મને થાપલી મારીને સુવડાવવા માગે છે. કેવું માદક વાતાવરણ! તમરાં અને કંસારી જાણે મને હાલરડાં ગાય છે. પ્રકૃતિનું કેવું વહાલ! મારી આંખોમાં ઘેન ભરાય છે.

અંધારામાં વાઘને જોવા માટે આંખો ખેંચી ખેંચીને હું થાકી ગયો છું. મારું મન મને જાગતાનું કહે છે, પરંતુ આંખો થાકીને હારેલા સૈનિકની જેમ તેમના સેનાપતિની સામે બળવો પોકારે છે. પૃથ્વીનો ભાર જાણે મારાં પોપચાં ઉપર જ આવીને પડયો છે. બહુ બહુ તાણી તાણીને આંખો ઉઘાડયા છતાં તે મીંચાઇ જાય છે. આમ તંદ્રામાં મેં પોણી રાત કાઢી નાખી.

પાછલી રાત્રે ચંદ્ર ઊગ્યો. હવે કુદરતી પ્રેરણાએ મારી નિદ્રાને હરાવીને ભગાડી મૂકી. તમે અદૃશ્ય અને પરોક્ષ રહેતી છઠ્ઠી જ્ઞાનેન્દ્રીયમાં માનો કે ન માનો પરંતુ મને તો તેનો અનુભવ થઇ ચૂકયો છે. તમે તેને કુદરતી પ્રેરણા કહો કે વહેમ કહો પરંતુ તે એવી અદ્ભૂત શક્તિ છે કે જેની વ્યાખ્યા મારી પાસે નથી. હું તો એમ જ કહીશ કે પ્રકૃતિમૈયાએ મને ચંદ્રકિરણો રૂપી હજાર હાથો વડે ઢંઢોળીને ઉઠાડયો. મેં ઊઠીને શું જોયું? જગત જાણે જાદુથી પલટી ગયું છે. શીશામાં પૂરી દેવાયેલા અરબીઅન નાઇટ્સના ભૂતની જેમ જગતને આવરી લેતા અંધારાને ચંદ્રદેવે ઝાડીઝાંખરા નીચે દબાવી દીધું છે. સામંતો વડે શોભતા માંદલા રાજાની જેમ ચંદ્ર આકાશમાં તારાઓનો દરબાર ભરીને બિરાજે છે. દિવસે જ્યાં આગ વરસતી હતી ત્યાં ચંદ્રનાં શીતળ કિરણો રમે છે. પ્રકૃતિને ચંદ્રદેવે પોતાના તેજ અને રૂપથી મુગ્ધ કરી છે. પેલી શરમાળ વેનગંગા સાથે પણ તે અડપલાં કરે છે અને વેનગંગાનાં પાણી તેનાં કિરણો સાથે પોતાની મંદ મંદ લહરીઓ મેળવીને, એમની આ પ્રેમચેષ્ટા કોઇ જોતું નથી એમ માનીને આનંદ કરે છે. વાતાવરણમાં બધે જાદુ ભર્યું છે. મારી સુસ્તી ઊડી ગઇ અને કોઇ અજબ સ્ફૂર્તિ આવી ગઇ. શું ચંદ્ર મારા ઉપર પણ કંઇ નાટક કરે છે? પણ...મને ખ્યાલ આવ્યો કે હું અહીં શા માટે આવ્યો છું અને આવા ઉલ્લાસમાં પણ મારા મન ઉપર વિષાદની એક વાદળી આવી ગઇ. શું ત્યારે આજે પણ મને શિકારમાં નિષ્ફળતા જ મળવાની છે? બહાર જોઉં છું તો પાડરડું તો નિરાંતે ઊંઘું વાગોળે છે. અજ્ઞાન ઘણી વાર કેવું આશીર્વાદ રૂપ હોય છે! બીચારાને થોડી જ ખબર છે કે તેને વાઘનો કોળિયો થવા મોતના મુખ પાસે મૂકવામાં આવેલ છે! પણ તેને શી ખબર કે તેનું બલિદાન તો બીજા અનેક જીવોના ઉગાર માટે યોજાયેલું છે! ગરીબ બીચારો. તેને એટલા માટે મરવાનું છે કે જેથી બીજા જીવી શકે. પરંતુ બીજાને જીવવાનો અધિકાર છે તો તેને પણ શું એ અધિકાર નથી? હા, જગતમાં સમષ્ટિના હિત અને કલ્યાણ ખાતર વ્યક્તિના સુખ અને જીવનનું બલિદાન કરવું પડે તો કરવું જોઇએ. પણ રહેવા દો એ ફિલસૂફી. જગતની રચના શું સ્વાર્થના પાયા ઉપર નથી! પણ...સબૂર; આ સમય મારા માટે ફિલસૂફીનો નથી. આકાશમાં પેલા મહર્ષિઓ અત્યારે બ્રાહ્મમુહૂર્તમાં કદાચ કોઇ મોટી ફિલસૂફીમાં મશગૂલ હશે. પરંતુ મને તે પાલવે તેમ નથી. હું તો અહીં શિકાર કરવા આવ્યો છું. જુવો, સામે કોણ દેખાય છે! ઝાડના પડછાયા નીચેથી આવી ચપળ અને સુંદર આકૃતિ કોની નીકળી? અહા, જાણે મહાન શિલ્પી બ્રહ્માએ ફુરસદની ઘડીએ, કોઇ આનંદ અને ઉમંગના વખતે પોતાની બધી કળા વાપરીને કંડારી કાઢેલી એ મૂર્તિ કેવી સુંદર અને સુડોળ છે! એ જ પેલો વાઘ. વાહ, શું અકસ્માત! શું મારાં નસીબ જોર કરે છે! તે આવે છે, હળવે પગલે, શાન્તિ, નિશ્ચિંતતા અને છતાં સાવચેતીથી. તેના પગમાં ઉતાવળ નથી. અંજપો નથી, અધીરાઇ નથી, ક્ષોભ નથી, જાણે મહારાજા પોતાના મહેલમાં ટહેલતા હોય તેમ ભવ્ય અને પ્રતિભાશાળી પગલે તે નદીમાં પાણી પીવા ઊતરે છે. તે જાણે છે કે આ તેનું સામ્રાજ્ય છે. આ નદી ઉપર પોતાનો દાવો ચાલે છે. નદીના શાન્ત અને શીતળ જળ ઉપર આગલા બે પગ નમાવીને તે પાણી

ઉપર મોઢું માંડે છે અને લપ-લપ-લપ-લપ કરતો પાણી પીએ છે. જળમાં અનેક તરંગોનાં કૂંડાળાં રચાય છે અને કૂંડાળે કૂંડાળે ચંદ્રનાં પ્રતિબિમ્બ નાચે છે. વૈનગંગા જાણે હસે છે. કેમ ન હસે ? તેને મન તો બધાં બાળકો સરખાં. જે કદિ ચિત્તળ, કાળિયાર અને કોમળ પંખીઓ પાણી પીએ છે ત્યાં બીજી વખત વાઘ પણ પાણી પીવા આવે છે. ધરાઈ ધરાઈને હું એ દૃશ્ય જોઉં છું. કેવું અદ્ભુત !

પાણી પીને વાઘ પાછો ફરે છે. ક્યાં જશે તે ? તેણે ભોજન કરી લીધું હશે ? તે ભોજન કરીને પેટ ભર્યા પછી અહીં પાણી પીવા આવ્યો હશે કે ભૂખ્યા પેટની આગ ઓલાવવા માટે પાણી પીવા આવ્યો હશે ? વાઘને અત્યારે પાણી પીવાનો વખત નથી. તે મારણ ઉપરથી તો અહીં ન આવ્યો હોય. સંભવ તો એ છે કે તે ભૂખ્યો હોવો જોઈએ એટલે પાણી સીંચીને પેટની આગ ઠારવા આવ્યો હશે. ત્યારે તો પાડરડું તેની નજરમાંથી નહિ છટકે. તે ઝાંખરા નીચે જાય છે. એ જ વખતે કાંઠાના બરૂમાં કંઈ ખડખડાટ થાય છે. બીજી જ ક્ષણે તેમાં ગડમથલ થતી સંભળાય છે. શું હશે એ ?

'આ-આં-આં-આં...'

કાળજું ફફડાવી નાખે એવો આ કરુણ અવાજ મને એક ક્ષણ માટે પીગળાવી નાખે છે. મારા રોમાંચ ખડા થાય. આહ, મૃત્યુની ચીસ કેવી કરુણ છે ! ભય, ત્રાસ, દુઃખ અને યાતના અને બચાવની યાચનાના મિશ્રણથી ભરેલી એ ચીસ હવાને કંપાવી મૂકે છે. યમનો પંજો આ જંગલ ઉપર પડ્યો છે. થોડી વાર પહેલાં જ્યાં મૃદુતા અને સુંદરતા હતી ત્યાં મૃત્યુની કંપારી હવાને થરથરાવે છે. મારું હૃદય જોરથી ધબકારા મારે છે. કોણ હશે એ કમનસીબ પ્રાણી ?-નહિ, એ પાડરડું તો નથી.' એ તો છે રોઝનો અવાજ. ગડમથલ પૂરી થઈ. યાતના અને ભયનો એ બુલંદ પોકાર મૃત્યુના ભાર નીચે રૂંધાઈ ગયો અને જંગલ પાછું શાન્ત થઈ ગયું.

હવે કંઈ વાઘ પાડરડા ઉપર આવે તેવી વકી નથી. એક વાર ફરીથી મેં હાર ખાધી અને એક વાર ફરીથી મેં ભૂલ પણ કરી. જ્યારે ઉષઃકાળ થવા આવ્યો ત્યારે હું ઝાડ ઉપરથી ઊતરીને મારા તંબૂ ભેગો થયો. નિત્યકર્મથી પરવારીને દિવસ ચડ્યો ત્યારે તપાસ કરી તો નદીના સૂકા પટમાં ઊંચા બરૂ વચ્ચે રોઝનો મૃત દેહ પડ્યો હતો. આ તો એ જ રોઝ કે જે બે દિવસ પહેલાં ઘવાઈને મારા હાથમાંથી છટકી ગયો હતો. ઘવાયેલા અથવા મરણકાંઠે આવેલાં બધાં પ્રાણીઓની જેમ તે પણ એકાન્ત સ્થળે આ બરૂની ઝાડીમાં શાન્તિથી મરવા અથવા જખમ રૂઝાવવા આવ્યો હતો, પરંતુ તેના કમનસીબે પવને તેની ગંધ વાઘને પહોંચાડી દીધી અને તે વાઘનો શિકાર બન્યો. મેં જોયું તો વાઘે હજી તેના ભક્ષણની શરૂઆત જ કરી હતી. હવે મને મારી ભૂલનું ભાન થયું. જો હું સવાર સુધી માંચડામાં બેસી રહ્યો હોત તો સવારે અજવાળામાં વાઘ મારણ ઉપર બેઠો હોત ત્યાં તેને ગોળી મારી શકત, પરંતુ હું નિરાશાથી વગર વિચાર્યે નીચે ઊતરી આવ્યો અને મારા અવાજથી ચમકીને વાઘ મારણ ઉપરથી ઊઠીને ભાગી ગયો. હવે મને ખૂબ પસ્તાવો થયો. કેવી સોનેરી તક મેં ગુમાવી દીધી હતી ! આવા ચપળ અને ખંધા વાઘનો શિકાર કરવાની આવી સુંદર તક કંઈ વારંવાર નથી આવતી. જો મેં આ ભૂલ ન કરી હોત તો વાઘને ખાતરી થાત કે તેની ગમે તેવી સાવચેતી અને ચપળતા પણ માણસની તોલે ન આવી શકે. પરંતુ મારી ભૂલથી તો એના અભિમાનમાં વધારો થયો હશે, અને આ નાલેશીથી મારું મન ચણચણતું હતું.

પરંતુ કોઈ પણ કાર્યમાં નિષ્ફળતા મળવાથી નિરાશ અને હતાશ થઈ જવું તેમાં ખેલદિલી અને મર્દાનગી નથી. શિકારીને તો એ ન જ પાલવે; મેં ફરીથી પ્રયાસ કરવા નિશ્ચય કર્યો. એટલું ચોક્કસ હતું કે વાઘ ગઈ

રાતનો ભૂખ્યો હતો. પેટ ભરીને ચાલ્યો ગયેલો વાઘ પણ મારણ વધ્યું હોય તો બીજી રાતે પાછો આવે છે, તો પછી આ ભૂખ્યો વાઘ પાછો શા માટે ન આવે? મેં ધાર્યું કે તે આવવો જ જોઈએ; એટલું જ નહિ પણ તે ભૂખ્યો હોવાથી વહેલો આવવો જોઈએ, અને જો તેમ બને તો માંચડો બાંધીને તેનો શિકાર કરવાની હજી એક સુંદર તક મારી સામે હતી. મેં પરિસ્થિતિ તપાસી લીધી. સામે જ એક લીલુંછમ ઘટાવાળું ઝાડ હતું તેના ઉપર માંચડો બંધાવ્યો અને દિવસે ગીધડાં રોઝના મૃત દેહને ખાઈ ન જાય તે માટે તેના ઉપર ઘાસ અને પાંદડાં પથરાવી દીધાં.

બીચારો માનવી! તે મનમાં યોજનાઓ ઘડ્યા કરે છે, પરંતુ કુદરત પાસે તેના નિશ્ચય અને નિર્ણયની શી કિમ્મત છે? જો કુદરત મદદ ન કરે તો બાપડો માણસ શું કરી શકે? કુદરત પાસે મારા નિર્ણય અને ઇચ્છાની પણ શી કિમ્મત? સાંજે જ્યારે માંચડામાં બેસવાનો વખત પાસે આવ્યો ત્યારે જોરનો પવન ફૂંકાવા લાગ્યો અને તે તોફાનનું રૂપ પકડશે એવી મને બીક લાગી. પરંતુ હું પીછેહઠ કરવા તૈયાર ન હતો. મેં ઓઢવા માટે એક કામળી લઈ લીધી અને સાંજે ૭ વાગ્યે હું ઝાડ ઉપર ચડી માંચડામાં જઈને બેઠો. મારી સાથે મારો માણસ પણ હતો. પરંતુ કુદરતે આજે વાઘનો પક્ષ લીધો હોય તેમ લાગ્યું. પવન તોફાનનું રૂપ પકડવા લાગ્યો. કરોડો પાંદડાંના ખડખડાટથી જંગલમાં તડતડાટી બોલવા લાગી. જુદાં જુદાં ઝાડ જાણે અવાજ કરવામાં એકબીજાની હરીફાઈ કરવા લાગ્યાં. પરંતુ એ ઘોંઘાટ મચાવવામાં સાગના ઝાડને કોણ પહોંચે! તોફાની પવનમાં ધજા ફરફરે તેમ કરોડો પાંદડાં અને ડાળાંઓના પટાકા બોલવા લાગ્યા. સાગરની સપાટી ઉપર પવનના પ્રચંડ ઝંઝાવાતથી વહાણનો સઢ ઝોળ ખાઈને નમે તેમ આ વિશાળ મેદાનમાં ઝાડ અને બીડ પવનમાં ઝોળ ખાવા લાગ્યાં. જ્યાં સુંદર શાન્તિ અને પક્ષીઓના કર્ણપ્રિય કલ્લોલ હતા ત્યાં પવનની સુસવાટી અને જંગલના ખડખડાટ દિશાઓને ગજાવવા લાગ્યાં. વાતાવરણ ધૂળથી છવાઈ ગયું. સૂકાં પાંદડાંનો જાણે વરસાદ વરસવા લાગ્યો. કોઈ ઠેકાણે તો ધૂળ અને સૂકાં પાંદડાંની ફૂદડીઓની ડમરીઓ ઊંચે આકાશમાં ચડવા લાગી. નૈઋત્યમાં કાળાં વાદળના ખડક ઉપર ખડક ખડકાતા હતા અને તેમાં વીજળી ઝબકારા મારવા લાગી. માંચડામાં બેઠા પછી મને ખાતરી થઈ કે આજની રાત ભયંકર જશે. તોફાન વધવા ઉપર હતું. પવનના સુસવાટાથી જાણે દિશાઓ ચિચિયારી પાડતી હોય તેમ લાગતું હતું. હવે મને મારા તંબુની ફિકર થવા લાગી. મને બીક લાગી કે રખે તે પવનમાં ઊડી જાય! એટલે મારી સાથે માણસ હતો તેને મેં માંચડામાંથી નીચે ઉતારીને મારી છાવણીની સંભાળ રાખવા મોકલી દીધો.

મારા માણસને ગયે થોડી જ વાર થઈ ત્યાં તો મેં ધોળે દિવસે વાઘને લપકતો જોયો. એ જ ચળકતા સુંદર અને સુઘડ રંગ, સ્વચ્છ અને સુઘટિત શરીર, હૃષ્ટપુષ્ટ બાંધો, લોખંડી સ્નાયુઓ, સાવચેત ચાલ અને બંધી નજર. તે મારાથી ત્રણસો વાર છેટે હતો અને કાળા ભાઠોડા વચ્ચે થઈને નદીના પટમાં ઊતરી ગયો. મને તાલાવેલી જાગી; હું નવી આશાથી થનથનવા લાગ્યો. વાઘ આજે જરૂર મારી રાઈફલનું નિશાન બનશે. તે નદીના પટમાં પાણી પીવા ગયો હોવો જોઈએ. પાણી પીને તે રોઝના મારણ ઉપર આવવો જોઈએ.

પણ કુદરત આગળ માણસની ગણતરીની શી કિંમત? માણસ બેઠો બેઠો હવામાં કલ્પનાના કિલ્લા બાંધે છે, પરંતુ વાસ્તવતાનો એક આંચકો એ કલ્પનાની ઇમારતોને કડ-ડ-ડ-ડ-ડ ભૂસ્સ કરતી જમીનદોસ્ત બનાવી દે છે. સમય વીતવા લાગ્યો, સૂર્ય આથમવા લાગ્યો, કાળાં વાદળોના પ્રચંડ પર્વતોની આડે સફેદ અંજન બગલાની હારમાળાઓ ઝડપથી પાંખો વીંઝતી પોતાના નિવાસસ્થાને જવા લાગી. તોફાની પવનથી

ઉપર મોઢું માંડે છે અને લપ-લપ-લપ-લપ કરતો પાણી પીએ છે. જળમાં અનેક તરંગોનાં કૂંડાળાં રચાય છે અને કૂંડાળે કૂંડાળે ચંદ્રનાં પ્રતિબિમ્બ નાચે છે. વેનગંગા જાણે હસે છે. કેમ ન હસે ? તેને મન તો બધાં બાળકો સરખાં. જે કંઠે ચિત્તળ, કાળિયાર અને કોમળ પંખીઓ પાણી પીએ છે ત્યાં બીજી વખત વાઘ પણ પાણી પીવા આવે છે. ધરાઈ ધરાઈને હું એ દશ્ય જોઉં છું. કેવું અદ્દભુત !

પાણી પીને વાઘ પાછો ફરે છે. ક્યાં જતો તે ! તેણે ભોજન કરી લીધું હશે ? તે ભોજન કરીને પેટ ભર્યા પછી અહીં પાણી પીવા આવ્યો હશે કે ભૂખ્યા પેટની આગ ઓલવવા માટે પાણી પીવા આવ્યો હશે ? વાઘને અત્યારે પાણી પીવાનો વખત નથી. તે મારણ ઉપરથી તો અહીં ન આવ્યો હોય. સંભવ તો એ છે કે તે ભૂખ્યો હોવો જોઈએ એટલે પાણી સીંચીને પેટની આગ ઠારવા આવ્યો હશે. ત્યારે તો પાડરૂં તેની નજરમાંથી નહિ છટકે. તે છાંયડા નીચે જાય છે. એ જ વખતે કાંઠાના બરૂમાં કંઈ ખડખડાટ થાય છે. બીજી જ ક્ષણે તેમાં ગડમથલ થતી સંભળાય છે. શું હશે એ !

' આં-આં-આં-આં...'

કાળજું ફફડાવી નાખે એવો આ કરુણ અવાજ મને એક ક્ષણ માટે પીગળાવી નાખે છે. મારા રોમાંચ ખડા થાય. આહ, મૃત્યુની ચીસ કેવી કરુણ છે ! ભય, ત્રાસ, દુઃખ અને યાતના અને બચાવની યાચનાના મિશ્રણથી ભરેલી એ ચીસ હવાને કંપાવી મૂકે છે. યમનો પંજો આ જંગલ ઉપર પડ્યો છે. થોડી વાર પહેલાં જ્યાં મૃદુતા અને સુંદરતા હતી ત્યાં મૃત્યુની કંપારી હવાને થરથરાવે છે. મારું હૃદય જોરથી ધબકારા મારે છે. કોણ હશે એ કમનસીબ પ્રાણી ?—નહિ, એ પાડરૂં તો નથી. એ તો છે રોઝનો અવાજ. ગડમથલ પૂરી થઈ. યાતના અને ભયનો એ બુલંદ પોકાર મૃત્યુના ભાર નીચે રૂંધાઈ ગયો અને જંગલ પાછું શાન્ત થઈ ગયું.

હવે કંઈ વાઘ પાડરા ઉપર આવે તેવી વકી નથી. એક વાર ફરીથી મેં હાર ખાધી અને એક વાર ફરીથી મેં ભૂલ પણ કરી. જ્યારે ઉષઃકાળ થવા આવ્યો ત્યારે હું ઝાડ ઉપરથી ઊતરીને મારા તબૂ ભેગો થયો. નિત્યકર્મથી પરવારીને દિવસ ચડ્યો ત્યારે તપાસ કરી તો નદીના સૂકા પટમાં ઊંચા બરૂ વચ્ચે રોઝનો મૃત દેહ પડ્યો હતો. આ તો એ જ રોઝ કે જે બે દિવસ પહેલાં ઘવાઈને મારા હાથમાંથી છટકી ગયો હતો. ઘવાયેલા અથવા મરણતોલ આવેલાં બધાં પ્રાણીઓની જેમ તે પણ એકાન્ત સ્થળે આ બરૂની ઝાડીમાં શાન્તિથી મરવા અથવા જખમ રુઝાવવા આવ્યો હતો, પરંતુ તેના કમનસીબે પવને તેની ગંધ વાઘને પહોંચાડી દીધી અને તે વાઘનો શિકાર બન્યો. મેં જોયું તો વાઘે હજી તેના ભક્ષણની શરૂઆત જ કરી હતી. હવે મને મારી ભૂલનું ભાન થયું. જો હું સવાર સુધી માંચડામાં બેસી રહ્યો હોત તો સવારે અજવાળામાં વાઘ મારણ ઉપર બેઠો હોત ત્યાં તેને ગોળી મારી શકત, પરંતુ હું નિરાશાથી વગર વિચાર્યે નીચે ઊતરી આવ્યો અને મારા અવાજથી ચમકીને વાઘ મારણ ઉપરથી ઊઠીને ભાગી ગયો. હવે મને ખૂબ પસ્તાવો થયો. કેવી સોનેરી તક મેં ગુમાવી દીધી હતી ! આવા ચપળ અને ખંધા વાઘનો શિકાર કરવાની આવી સુંદર તક કંઈ વારંવાર નથી આવતી. જો મેં આ ભૂલ ન કરી હોત તો વાઘને ખાતરી થાત કે તેની ગમે તેવી સાવચેતી અને ચપળતા પણ માણસની તોલે ન આવી શકે. પરંતુ મારી ભૂલથી તો એના અભિમાનમાં વધારો થયો હશે, અને આ નાસીપાસીથી મારું મન ચણચણતું હતું.

પરંતુ કોઈ પણ કાર્યમાં નિષ્ફળતા મળવાથી નિરાશ અને હતાશ થઈ જવું તેમાં બેદિલી અને માનગી નથી. શિકારીને તો એ ન જ પાલવે, મેં ફરીથી પ્રયાસ કરવા નિશ્ચય કર્યો. એટલું ચોક્કસ હતું કે વાઘ ગઈ

મધરની તપાસ કરતાં અમને વાઘના પણ સગડ મળ્યા. રાત્રે તે આવ્યો હતો. તેને મારણ ઉપર બેસીને ભક્ષણ કરવું હતું. તે ધીમે, દબાતે પગલે, હળવે હળવે કરીને, થોડીક ચાલતો અને થોડીક બેસી જતો અને એ રીતે પરિસ્થિતિનું માપ લેતો મારણથી દોઢસો વાર છેટે આવીને બેસી ગયો હતો. પરંતુ મારા કરતાં તે કયાંય વધારે સાવચેત અને ચપળ હતો. ગઈકાલે જ્યારે તેણે મને ઝાડ ઉપરથી નીચે ઊતરતાં જોયો હતો ત્યારે આજે તે કેમ ભરોસો કરે ? તેને માણસનો અનુભવ હતો. માણસની યુક્તિઓને તે પિછાનતો હતો. જંગલમાં માત્ર બળવાન નહિ પણ સાવચેત પ્રાણી જ જીવી શકે છે. આ ખંધો વાઘ આ યુદ્ધમાં પોતાની સાવચેતીથી જીતી અને જીવી ગયો. હું હારી ગયો અને મારી છુટ્ટીના દિવસો પૂરા થતાં મેં આ જંગલમાંથી પીછેહઠ કરી. વાઘની જીત અને મારી હાર કબૂલ કરીને મેં આ જંગલની રજા લીધી. નિરાશાથી ચણચણતા મારા મનને એક જ દિલાસો હતો અને તે મધરનો શિકાર કર્યાનો. તેમ છતાં મેં જે રોમાંચ અનુભવ્યો હતો અને કુદરતને તેના અનુપમ સ્વરૂપમાં જોઈ હતી એની સ્મૃતિ મારે મન અમૂલ્ય છે સાચા શિકારી માટે નિરાશાનું દુઃખ ક્ષણિક જ હોવું જોઈએ. આખરે, શિકારી પણ એક નિમિત્ત માત્ર જ છે ને! વિજયનો ઘમંડ અને પરાજયની નિરાશાથી શિકારી પર હોવો જોઈએ. એ જ સાચી ખેલદિલી છે. મહત્તા સિદ્ધિમાં નથી પણ એ સિદ્ધિ માટે કરેલા પ્રયાસમાં છે.

આજ હવે આ બનાવોને હું યાદ કરું છું ત્યારે મને એ સ્મૃતિ કેટલી સુખદ લાગે છે.

[ એક અંગ્રેજ સત્ય કથાને આધારે

o

PAREKH

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

“રોહિણીચંદ્ર” છાપ હીંગ

( રજીસ્ટર્ડ )

ઈરાની ખડા તથા રસકણી

[ રતલી તથા અર્ધારતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'] મળવાનું ઠેકાણું [ટેલીફોન : ૨૪૭૫૪

વરજીવનદાસ હીરજીની કું૦

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, ગુંદર તથા કરીઆણાના વેપારી

૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી : મુંબઈ-૩

મૂંઝાયેલાં પક્ષીઓ વૃક્ષોની ઘટામાં ઓથ મેળવીને ભરાઈ જવા લાગ્યાં. જગત ઉપર અંધારું ઊતરી પડ્યું. પવન અસહ્ય હતો, તેના સુસવાટાથી મને ઝાટકા લાગતા હતા. હવામાં ઠંડી વધતી જતી હતી. વાઘને નદીમાં ઊતર્યે કલાક વીતી ગયો અને જ્યારે પ્રકૃતિએ અંધારાની કાળી સાડી પહેરી લીધી ત્યારે મેં વાઘના આવવાની આશા છોડી દીધી અને ઠંડી તથા પવનથી બચવા માટે મેં પણ કાળી કામળી ઓઢી લીધી. તેની હૂંફમાં હું ક્યારે સૂઈ ગયો તેની મને ખબર જ ન પડી.

પાછી પેલી પ્રેરણા, પેલી છઠ્ઠી જ્ઞાનેન્દ્રિય, કોઈ અગોચર અને અદૃશ્ય શક્તિ, તમે ગમે તે નામે તેને ઓળખો પણ તેણે મને જગાડ્યો અને જાણે મારા કાનમાં કહ્યું, 'ઊઠ, ઘણી ઊંઘ લીધી; હવે તો આ બ્રાહ્મમુહૂર્ત છે, આ સમય ઊંઘવાનો નથી. જો, તારી સામે કોણ છે!'

હું સફાળો બેઠો થયો. જોઉં છું તો ઉષ:કાળની તૈયારી લાગે છે. પવન પડી ગયો છે, આકાશ નિતારેલા પાણી જેવું સ્વચ્છ છે. હમણાં જ ઊંચે ચડેલો ક્ષીણ ચંદ્ર મંદ મંદ પ્રકાશથી જગતને ઉજાળવા પ્રયાસ કરે છે. હુતારાણીની સવારીના પુરોગામી અશ્લેષા, મઘા, ફાલ્ગુની, સ્વાતિ, હલધર અને ભુજંગ તથા તેમની દક્ષિણ બાજુ વિશાખા, તુલા, અનુરાધા, જ્યેષ્ઠા અને પરિજાતનાં તારકવૃંદ પશ્ચિમ આકાશ સુધી દેખાઈ ગયાં છે. તેમની પાછળ વાસુકિ નાગ સરે છે. હું આ અદ્ભુત દૃશ્ય જોઉં છું ત્યાં સામે બરૂની ઝાડીમાં કંઈ ખડખડાટ થાય છે. કોઈ ભારે જનાવર તેમાં સરકે છે. કોણ છે એ? વાઘ? ના, એ મખમલ-પગો એટલો અવાજ ન કરે. ત્યારે કોણ છે એ વિચિત્ર પ્રાણી? ચંદ્રના ઝાંખા ઝાંખા પ્રકાશમાં હું મારી આંખો ખેંચી ખેંચીને જોઉં છું. એક કાળી લાંબી આકૃતિ ધરતી પર પેટભર સરકતી નજરે પડે છે. અરે, આ તો મઘર! તેની કાળી, લાં[illegible] પડછંદ કાયા વાંકીચૂકી થતી રેતના ક[illegible]રફ સરકતી જાય છે. હવે તે રેતને ખેંચી જવા પ્રયાસ કરે છે, પરંતુ તે ફાવતું નથી. છેવટે તેમાંથી એકાદ કટકો કાપી જવા માટે તે ખેંચતાણ કરે છે. આવી મોટી મઘરનો શિકાર કરવાની ઉમદા તક મને આજે અનાયાસે મળી ગઈ. આવી સુંદર તક કોણ જતી કરે! મેં તેના માથાનું નિશાન લઈને ગોળી છોડી. વગડો ધણધણી ઊઠ્યો. બીજી જ ક્ષણે મેં મઘરના પૂછડાના પટાકા સાંભળ્યા. તે તો બરૂમાં અદૃશ્ય થઈ ગઈ હતી, પરંતુ તેનું પૂછડું વીંઝાતું હતું અને તેના પટાકા સાંભળીને મને ખાતરી થઈ કે તેને બરાબર ગોળી લાગી છે. થોડી જ વારમાં અજવાળું થવા લાગ્યું. કાળી કોશીની કિકિયારીથી નદીકાંઠો ગાજવા લાગ્યો. અને તેની સાથે પક્ષીઓનો કલ્લોલ શરૂ થઈ ગયો. સૂર્યનું સ્વાગત કરવા ઉષાએ પ્રાચીમાં રંગોળી પૂરી. જગતનો સાચો સ્વામી આવી પહોંચતાં તારા છુપાઈ ગયા અને ચંદ્ર ઝંખવાણો પડી ગયો. નદીના પટ ઉપર રૂપાળા કલકલિયા ઊડવા લાગ્યા. બગલા ઝાડનાં ઝુંડ ઉપરથી ઊડીને પાણી કાંઠે માછલીનું ધ્યાન ધરવા બેસી ગયા. બ્રાહ્મણી સમડી (સફેદ અર્ધાંગવાળી રાતી રાજસમડી) આ બ્રાહ્મ-ઘડીએ નદીને કાંઠે આવી પહોંચી; પરંતુ તે સંધ્યાપૂજા માટે નહિ પણ માછલી મારવા માટે! એક વાબગલી ઊડી ઊડીને પાણી ઉપર પાંખો વીંઝવા લાગી. હું આ સુંદર દૃશ્ય જોતો હતો ત્યાં મારી બંદૂકના ભડાકાથી આનંદ પામતા મારા માણસો અને થોડાક ગામડિયા વાઘ મર્યો છે એમ માની રાજી થતા આવી પહોંચ્યા. મેં તેમને મઘરની વાત કરી અને તપાસ કરતાં જણાયું કે મઘર ઘવાઈને પાણીમાં પેસી ગઈ છે. પરંતુ તેના બચવાની આશા ન હતી. તેની પાછળ લોહી અને માંસનો છંટકાવ હતો. પાણીમાં પણ તેને કંઈ જંપ મળવાનો ન હતો. માછલાં અને કાચબા તેના જખમને કોરી ખાઈને તેનો વહેલો અંત આણવાનાં હતાં.

પરંતુ પેલો વાઘ?

નવલકથા-પરિચયવિભાગ

# પ્રિય બાંધવી

બાબુભાઈ વ્યાસ

[ પ્રબોધકુમાર સંન્યાલ બંગાળના પ્રતિષ્ઠિત સાહિત્યકાર છે. તેમની વાર્તાઓનાં ચલચિત્રો પણ ઊતરેલાં છે 'પ્રિય બાંધવી' પરથી ન્યુથીએટર્સે 'ઝિંદગી' ચિત્ર ઉતાર્યું હતું. અને 'હમરાહી' ચિત્ર પણ તેમની વાર્તા 'ઉદયેર પાથે' પરથી તૈયાર કર્યું હતું. પ્રાધ્યાપક શ્રી ચંદ્રકાન્ત મહેતાએ 'પ્રિય બાંધવી'નો ગુજરાતી અનુવાદ કર્યો છે તેનું જ આ સંક્ષેપીકરણ છે. —સંક્ષેપક ]

જહર સંસ્કારી હતો, ભણેલો હતો. અને છતાં ય એટલો બધો ગરીબ હતો કે જિંદગીમાં તેણે એકી વખતે એક આખી સિગારેટ કદી ય પીધી નહોતી. કલકત્તામાં એક ખોલીમાં તે રહેતો–રહેતો એમ કહેવાને બદલે સંતાતો કહેવું વધુ સારું છે. કારણ કે રાત સિવાય દિવસના ત્યાં જવામાં ઘરધણી ભાડા માટે તેને હેરાન કરતો. એમ તો થોડા મહિના પહેલાં તે એક વર્તમાન પત્રની ઑફિસમાં નોકરી કરતો હતો ત્યારે એક સામટા થોડાક રૂપિયા તેણે ઘરધણીના હાથમાં મૂકેલા અને ત્યાર પછી કેટલા ય દિવસો સુધી ઘરધણીએ તેનું માન રાખેલું. પણ ઘરધણીની પત્નીની વાત જુદી હતી. તેની ઉંમર નાની હતી અને છોકરાં હતાં નહીં તેથી તે લોભિયણ હતી. જહર માનતો કે જે સ્ત્રી પ્રેમ ન કરી જાણે તે લોભી હોય છે.

પણ જવા દો એ વાત. અત્યારે તો તેને ખૂબ ભૂખ લાગી હતી. છેલ્લા ત્રણ દિવસથી તેણે થોડી ધાણી સિવાય કશું ખાધું નહોતું. ખિસ્સામાં હાથ નાખતાં, થોડી વાર પહેલાં જ કાનાઈ મિત્ર સાથે જુગાર રમતાં જીતેલી બેઆની હાથમાં આવી. એને થયું કે આ બેઆનીથી બે દિવસ તો સુખચેનમાં વીતી જવાના.

એક હોટલમાં આવી એક આનો અને ઉપર એક પૈસાનો હિસાબ કરી તેણે ખાઈ લીધું. મેનેજરના ટેબલ પાસે જઈ પેલી બેઆની મૂકી અને ત્યાં પડેલી રકાબીમાંથી થોડી વરિયાળી ખાધી.

બેઆની જોતાંવેંત જ મેનેજર બોલ્યો: 'આ બેઆની નહીં ચાલે સાહેબ, બદલી આપો.'

જહર ચમક્યો. તેણે બેઆની હાથમાં લીધી. ધારી ધારીને જોઈને કહ્યું: 'નહીં ચાલે? હમણાં તો હું લાવ્યો.'

'નકલી બેઆની છે સાહેબ, બદલી આપો; નહીં ચાલે.'

'નકલી છે! પણ આજકાલ તો નકલી માલ જ સારી પેઠે વેચાય છે.'

મેનેજરે કહ્યું: 'બધું ચાલે પણ પૈસા નહીં. એ તો બધા ય ખખડાવીને તપાસે.'

'જે લોકો ખખડાવીને જુએ છે તે લોકો પોતે જ બોદા હોય છે.' જહરે કહ્યું.

મેનેજરને આવી માથાકૂટ પસંદ નહોતી. તેણે કહ્યું: 'હું તમારી પર ભરોસો રાખું છું; કાલે યાદ કરીને આપી જજો.'

હોટલની બહાર આવીને જહરે પેલી બેઆની ફેરવી ફેરવીને જોઈ–આ સિક્કો પોતે વેચાયા વિના એને ખવડાવે છે એ જાણીને તેને આનંદ થયો, કારણ એણે જોયું હતું કે આજકાલ તો જાત વેચીને પેટ ભરવું એ જ જાણે સામાન્ય નિયમ થઈ પડ્યો છે.

મોડી રાત સુધી જહરે ઠંડીમાં ફર્યા કર્યું કારણ કે સાંજના પોતાની ઓરડી પર જતાં તેણે ઘરધણીને કોકની સાથે વાતચીત કરતાં સાંભળેલો: 'મોટો નવાબનો દીકરો–સાલો ચાર મહિનાથી ભાડું નથી આપતો–જોઉં છું, એ કેમ અહીં આવે છે તે.' એટલે તેણે શહેરના ઉત્તર ભાગમાં કોઈ ઠેકાણે એક મોટું મંદિર હતું ત્યાંનો રસ્તો લીધો. સાધારણ રીતે શહેરના મોટા મોટા રસ્તે ચાલવું એને ગમતું નહીં. ગલીકૂંચીઓવાળા અંધકારભર્યાં માર્ગે ચાલવાનું જ એ પસંદ કરતો. દૂર ક્યાંક એક

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ

# ચ્યવનપ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

## વૃદ્ધ-યુવાન
## બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

# જીવન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

||

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨.

# પ્રિય બાંધવી

બાબુભાઈ વ્યાસ

[ પ્રબોધકુમાર સંન્યાલ બંગાળના પ્રતિષ્ઠિત સાહિત્યકાર છે. તેમની વાર્તાઓના ચલચિત્રો પણ ઊતરેલા છે 'પ્રિય બાંધવી' પરથી ન્યુથીએટર્સે 'ઝિંદગી' ચિત્ર ઉતાર્યું હતું. અને 'હમરાહી' ચિત્ર પણ તેમની વાર્તા 'હદયેર પાથે' પરથી તૈયાર કર્યું હતું. પ્રાધ્યાપક ગો ચંદ્રકાન્ત મહેતાએ 'પ્રિય બાંધવી'નો ગુજરાતી અનુવાદ કર્યો છે તેનું જ આ સંક્ષેપીકરણ છે. —સંક્ષેપક ]

જહર સંસ્કારી હતો, ભણેલો હતો. અને છતાંય એટલો બધો ગરીબ હતો કે જિંદગીમાં તેણે એકી વખતે એક આખી સિગારેટ કદી ય પીધી નહોતી. કલકત્તામાં એક ખોલીમાં તે રહેતો-રહેતો એમ કહેવાને બદલે સંતાતો કહેવું વધુ સારું છે. કારણ કે રાત સિવાય દિવસના ત્યાં જવામાં ઘરધણી ભાડા માટે તેને હેરાન કરતો. એમ તો થોડા મહિના પહેલાં તે એક વર્તમાન પત્રની ઑફિસમાં નોકરી કરતો હતો ત્યારે એક સામટા થોડાક રૂપિયા તેણે ઘરધણીના હાથમાં મૂકેલા અને ત્યાર પછી કેટલા ય દિવસો સુધી ઘરધણીએ તેનું માન રાખેલું. પણ ઘરધણીની પત્નીની વાત જુદી હતી. તેની ઉંમર નાની હતી અને છોકરાં હતાં નહીં તેથી તે લોભિયણ હતી. જહર માનતો કે જે સ્ત્રી પ્રેમ ન કરી જાણે

જહર ચમક્યો. તેણે બેઆની હાથમાં લીધી. ધારી ધારીને જોઈને કહ્યું: 'નહીં ચાલે? હમણાં તો હું લાવ્યો.'

'નકલી બેઆની છે સાહેબ, બદલી આપો; નહીં ચાલે.'

'નકલી છે? પણ આજકાલ તો નકલી માલ જ સારી પેઠે વેચાય છે.'

મેનેજરે કહ્યું: 'બધું ચાલે પણ પૈસા નહીં. એ તો બધા ય ખખડાવીને તપાસે.'

'જે લોકો ખખડાવીને જુએ છે તે લોકો પોતે જ ખોટા હોય છે.' જહરે કહ્યું.

મેનેજરને આવી માથાકૂટ પસંદ નહોતી. તેણે કહ્યું: 'હું તમારી પર ભરોસો રાખું છું; કાલે યાદ કરીને આપી જજો.'

હોટેલની બહાર આવીને જહરે પેલી બેઆની ફેરવી ફેરવીને જોઈ—આ સિક્કો પોતે

પહેરાવાળો સોડાને સાવધાન રહેવાનું કહેતો આગળ ચાલ્યો જતો હતો. પહેરાવાળાના બુટનો અવાજ જે દિશામાંથી આવતો હતો તેની ઊલટી દિશામાં તેણે ચાલવું શરૂ કર્યું. આટલા વર્ષના અનુભવે તેની આંખો એવી ચકોર બની ગઈ હતી કે ગમે ત્યાં રાતના અંધારામાં પણ પોલીસને જોઈ શકતી. એક જગાએ આવતાં તેને લાગ્યું કે કોઈ કપડું હવામાં ઊડે છે. જરા ધારી ધારીને જોયું તો જણાયું કે તે માત્ર કપડું નથી, પણ ગેસની બત્તીના અજવાળામાં પોતાને છુપાવવાનો યત્ન કરતું કોઈ માનવી ઊભું છે. વધુ પાસે આવતાં તેને જણાયું કે તે એક નારી છે.

સ્ત્રીઓને જોઈને તેને ગભરામણ થતી–તેણે મહામહેનતે આગળ પગલું ભર્યું. ત્યાં તો પેલી સ્ત્રીએ પૂછ્યું: 'જરા ઊભા રહો તો–અત્યારે તમે ક્યાં જવાના?'

'મંદિરે.'

'મંદિરે!' તરુણી આશ્ચર્ય પામીને બોલી. 'તમને જુગારી માનવાનું મન નથી થતું એટલે કહું છું કે દયા કરીને મારા ઉપર એક ઉપકાર કરશો?' કહી તે રસ્તા પર આવી.

જહરે હસીને ઉત્તર વાળ્યો: 'નાનો હતો ત્યારે છોકરીઓ પર ઉપકાર કરવાનો ધંધો જ કરતો હતો. પણ હવે એ રુચિ જતી રહી છે.'

તરુણી જરા ગભરાઈને બોલી: 'હમણાં પેલા સોડા આવી પહોંચશે.'

'પણ પેલા સોડા એટલે કોણ?' ચાલતાં ચાલતાં જહરે પૂછ્યું.

'મારા સસરાના ઘરની દાસી, એની દાનત સારી નથી. પણ તમને રામબાગના રસ્તાની ખબર છે?'

'એ રસ્તે જઈને શું કરશો?'

'ત્યાં મહિલા આશ્રમ છે. તમે તે જોયો છે?'

જહરે કહ્યું: 'પહેલાં એ બધું જાણતો–જ્યારે નવી જુવાની ફૂટતી હતી ત્યારે. હવે તો બધું ભૂલી ગયો છું.'

'હવે ચાલાકી રહેવા દો' પેલીએ કહ્યું. 'સ્ત્રી જ્યારે મુશ્કેલીમાં હોય ત્યારે તેની મશ્કરી કરે તે માણસ નહીં પણ જાનવર છે.'

બન્નેએ થોડી વાર મૂંગાં મૂંગાં ચાલ્યા કર્યું. એક બત્તી પાસે આવતાં જહર બોલ્યો: 'સ્ત્રીઓ મરે પણ મર્યાદા છોડે નહીં. આટલા બધામાંથી તમે મને જ કેમ પસંદ કર્યો તે સમજાતું નથી. હું સારો માણસ નથી એ નિશ્ચય તમે છો...'

'એ મને ખબર છે.'

'ખબર છે? શું ખબર છે?'

'ખબર છે કે ઓલામાંથી ચૂલામાં પડી છું. અપમાનમાંથી છટકતાં અધઃપતન તરફ દોડતી જાઉં છું.' રોષ કરતી તરુણી બોલી.

જહર બોલ્યો: 'ના, તો તમને કશી ખબર નથી. ઓલામાંથી પડ્યા છો પણ તે આગમાં નહીં રાખના ઢગલામાં.'

આટલા દુઃખમાં પણ તરુણી હસી તે બોલી: 'હું શા માટે ઘરેથી નાસી આવી છું તે સાંભળશો?'

'ના,' જહર બોલ્યો: 'હું કાંઈ તરુણ પત્રકાર નથી કે તમારી કથની સાંભળી એકાદ પુસ્તક લખું. જરા સાવધાની રાખો; નાળ-વાળા બુટ સંભળાય છે.'

'તે પહેરાવાળો કંઈ થોડો આપણને પકડવાનો છે?'

'જરૂર પકડશે. ને પકડ્યા પછી છોડશે નહીં.'

'શુનો?'

'કહેશે કે હું તમને ફસાવીને લઈ જતો હતો.'

તરુણી હસતાં હસતાં બોલી: 'મને લાગે છે કે એ જૂઠું નથી.'

જહરે તેના મોઢા તરફ જોયું. તે બોલ્યો: 'આમ ડાબે હાથે મહિલાઆશ્રમ આવશે–જાઓ. તમારી જોડે ચાલવું મને ગમતું નથી.'

તરુણીએ ઉત્તર આપ્યો: 'ગમતું નથી? આજકાલના છોકરાઓ છોકરીઓ તરફ ઘૃણા બતાવવી તેને એક ફેશન માને છે–હું તો કંઈ મહિલા આશ્રમમાં જતી નથી.'

'ત્યારે ક્યાં જવું છે !'

'આટલામાં કોઈ ધર્મશાળા હોય તો જુઓને. આજની રાત ત્યાં પડી રહીશ.'

'આટલી રાતે ધર્મશાળા ક્યાં શોધવા બેસું ! કલકત્તામાં તો ધર્મ ને ધર્મશાળા બંને શોધ્યાં ય જડતાં નથી.'

'તો પછી તમારે ઘરબાર કંઈ નથી !'

જહર બોલ્યો: 'કેમ કંઈ આટલી વારે મારી વાત પૂછી ! મારાં કમભાગ્ય કે તમે મારી ગ્નાતી કે કુળ વગેરે ન પૂછ્યું.'

'ઘર ક્યાં છે તે કહોને !'

'ઘર છે પણ ત્યાં વસવાટ નથી. ઘરમાં પેસાય તેમ નથી.'

'કેમ !'

'ઘરવાળાને ભાડું આપી શકાયો નથી.'

'તો શું થશે !'

'એ જ તો વિચારું છું.' કહી જહરે પોતાના જ ઘરનો રસ્તો લીધો.

રસ્તામાં પેલીએ પોતાની વાત જહરને કહી. તે પરણેલી હતી. તેનો ધણી ધનવાન હતો. પણ હવે તે એટલો બધો દારૂડિયો અને જુગારી થઈ ગયો હતો કે તેણે મિલકત અને પ્રતિષ્ઠા બંને ખોયાં હતાં એટલું નહીં પણ પાડોશીઓની વહુ-દીકરીઓની આબરૂ પણ સલામત નહોતી. આ ઉપરાંત સાસુ અને નણંદનો ત્રાસ પણ બહુ જ હતો તેથી તે પોતાની દાસી જોડે નાસી આવી હતી. પહેલાં તો એમ નક્કી કર્યું હતું કે દાસી તેને એક કારખાનામાં નોકરીએ રખાવી આપશે અને પોતે સ્વતંત્ર જિંદગી ગાળશે. પણ ઘર બહાર નીકળ્યા પછી લાગ્યું કે દાસી તેને ફસાવવા માગતી હતી.

તેઓ જહરના ઘરની પાસે આવી પહોંચ્યાં. ઘર અંદરથી બંધ કરેલું હતું પણ તે ઉઘાડવાની રીત જહરને આવડતી હતી. તે વંડી પરથી અંદર ઊતર્યો અને બારણું ઉઘાડી પેલી તરુણીને અંદર બોલાવી. અંદર અંધકાર જ હતો. [illegible] તેણે મીણબત્તીનો કટકો ગોતી કાઢ્યો અને બહુ જ સાવધાનીથી સળગાવ્યો કારણ દીવાસળી એક જ હતી. દીવો સળગ્યો પણ એનાથી અજવાળું નહીં, ખોલીની શરમ જ પ્રકાશિત થઈ. ખોલીમાં એવું કશું નહોતું કે જેથી માણસ અહીં રહેતો હોય એવું લાગે. ભીંતની ચારે બાજુએ દોરીની જેમ કરોળિયાનાં જાળાં લટકતાં હતાં. એક બાજુ થોડાં છાપાં અને વચ્ચે એક બિછાનું અને તે પણ સ્મશાનમાંથી કોઈએ ફેંકી દીધેલું હોય એવું પડ્યું હતું.

તરુણી બોલી: 'આ ખોલીમાં જે રહી શકે તે બધાં પાપ કરી શકે.'

'પણ આ કંઈ રહેઠાણનું ઘર નથી—આ તો આશરો છે માત્ર.'

'તમે અહીં રહો છો—દિવસોના દિવસો સુધી !'

'રહેતો નથી. સંતાઉં છું—જેમ તમે આજે આવીને સંતાયાં છો તેમ.'

તરુણી બોલી: 'એ તો મોટી રાત છે એટલે—વહેલી સવારે તો હું ચાલી જઈશ.'

'આમ વહેલી સવારે જ તમે સાસરું છોડ્યું હશે.'

'હા.'

'જતી વખતે આ ખોલીમાંથી કશું લઈ ન જતાં.'

તરુણીને આ અપમાન ખૂબ લાગી આવ્યું. તેણે કહ્યું: 'શું તમે મને એવી નીચ ધારી !'

આ બધો વખત દરમિયાન જહરે પોતાના બિછાનાના બે ભાગ કર્યા હતા અને તેમાંથી એક તેણે પેલી તરુણીને આપ્યો.

થોડો વખત બંને કશું બોલ્યાં નહીં—મીણબત્તીનો કટકો છેક સુધી આવી પહોંચ્યો હતો.

જહરે કહ્યું: 'પણ તમે આજે નાસી આવ્યાં એ શું ચારિત્રવાન સ્ત્રીનું લક્ષણ છે !'

તરુણી તેના બિછાના પર બેસીને બોલી: 'નાસી આવી છું મુક્તિ મેળવવા. માત્ર મારો સ્વામી જ ચારિત્રહીન હોત તો તે હું આપઘાત કરીને જીરવત, પણ મારી સાસુ ને

નથું ? ! જવા દો એ વાત...પણ એક વાત હું તમને કહેતાં ભૂલી ગઈ. મારુ નામ સુખલતા.' પાછાં બંને જણાં થોડી વાર શાંત રહ્યાં. પછી સુખલતા બોલી. 'તમે હજી પરણ્યા લાગતા નથી.'

જહર બોલ્યોઃ 'પરણ્યો હોત તો મારું ધાત–પર ભી આગળ વધ્યો છું એમ તો ન કહેવું પડત...'

'માફ કરજો,' સુખલતા બોલી. 'તમારા અંગત જીવન વિષે મેં પૂછી નાખ્યું તે...હું પણ કેવી લાજશરમ વિનાની છુ ! મે મહિનામાં જેટલું બોલવું જોઈએ એથી વધારે એ કલાકમાં તમારી સાથે બોલી.'

જહર બોલ્યોઃ 'છોકરીઓ જોડે વાત કરવી સારી પણ ગાઢ સંબંધ સારો નહીં. પોતે સ્ત્રી છે એ વાત જ તેઓ ભૂલી શકતી નથી. તમે મહેમાન છો એટલે આટલું તમારું સન્માન કરું છુ–છોકરી છો એટલે નહીં.'

આમ વાતચીત કરતાં તેઓ ક્યારે સૂઈ ગયાં તેનું તેમને ભાન રહ્યું નહીં પરંતુ વહેલી સવારે બારણા પરના લત્તાપ્રહારોથી બંને જાગી ગયાં અને અચંબાથી એકબીજા તરફ જોઈ રહ્યાં. બહુ જ કઠોર ભાષા વાપરતાં અને બારણા ભભડાવતાં કોઈ બૂમો પાડી રહ્યું હતું. જહર સમજી ગયો હતો કે આ બધું ઘરધણીનું આક્રમણ છે પણ હવે તો નાસવાનો રસ્તો નહોતો.

સુખલતા બોલીઃ 'શું થશે ! પકડાઈ જવાનાં. શા માટે તમારી જોડે મરવા આવી !'

એક જણે બહારથી બારણાને ધક્કો મારતાં કહ્યુંઃ 'સાંભળતો નથી ! બારણું ખોલ, એ નવાબજાદા !'

સુખલતા ધીરેથી બોલી· 'મને કોઈ કંઈ પૂછશે તો શો જવાબ આપીશ ! મારે તો નીચે જોવા જેવું થશે.'

જહરે બહુ જ કરુણ સ્વરે પૂછ્યુંઃ 'કેણ છો ભાઈ !'

'મારે બારણું ખોલ.'

'તાવ આવ્યો છે ભાઈ, ઉઠાતું નથી.' કહી તે કામળો ઓઢી બારી પાસે ઊભો રહ્યો; અને સુખલતાને એક ખૂણામાં લપાઈ જવા આસ્તેથી કહ્યું.

બેત્રણ જણ બારી પાસે આવ્યા–બધાએ જ દમ માર્યો–જહર ખૂબ કરગર્યો અને પછી ઘરધણી તેને બે કલાકમાં ઘર ખાલી કરવાનો હુકમ આપી ચાલ્યો ગયો.

જહરે પાછળ જોયું તો સુખલતા મોઢામાં સાડીનો છેડો દબાવી હસતી હતી. રાત્રે જોયેલી સ્ત્રી કરતાં અત્યારે તેને તે વધારે સુંદર અને શિક્ષિત લાગી. તેણે બહાર કોઈ નથી તેની ખાતરી કરી સુખલતાને ગલીને નાકે જઈ ઊભા રહેવાનું કહ્યું. થોડી વાર પછી પોતે પણ આ ખોલીની છેલ્લી વિદાય લઈને ગલીને નાકે જઈ સુખલતાને મળ્યો.

તેને આવેલો જોઈને સુખલતા બોલીઃ 'તમે ક્યાં જવાના !'

'જે દિશામાં ઘરધણી ન હોય ત્યાં. તમે ક્યાં જવાનાં !'

'દક્ષિણ દિશામાં, કારણ મારું સાસરું અને પિયર બંને ઉત્તરમાં છે.'

'પણ દક્ષિણમાં તો સ્મશાન છે.'

'હા પણ એનાથી પહેલાં મારી માસીનું ઘર આવે છે ત્યાં જવું છે.'

'વારુ. આપણો એક રાતનો પરિચય યાદ રહી જશે' બોલીને જહરે વિદાય લેવા માંડી.

સ્નેહાળ સ્મિત કરતાં સુખલતા બોલીઃ 'કેમ કોઈ નાટકી રીતે વિદાય લેવા માંડી ! બોલો તો હવે તમે શું કરશો !'

'ખાસ કંઈ નહીં, બહુ હશે તો એકાદ બાગમાં જઈને સૂઈ જઈશ.'

'હમણાં જ સૂઈ જશો !'

'નહિ, નર વાચનાલયમાં જઈ 'જોઈએ છે'-ની જાહેરખબરો વાંચીશ' કહી તેણે ચાલવા માંડ્યું

સુખલતા હસતી હસતી બોલી. 'તમને તો વિદાય લેતાં પણ નથી આવડતું.'

‘ટેવ નહીં ને એટલે.’ કહીને તે બે ડગલાં આગળ ગયો.

સુખલતા બોલી: ‘એક કામ કરશો? મારી સોનાની બંગડી જરા વેચી આપશો?’

‘ના ના.’

‘કેમ?’

‘પોલીસ પકડે.’

‘પણ તમે કંઈ ચોર ઓછા છો કે પોલીસનો ડર રાખવો પડે?’

‘ચોર હોત તો બીક જ નહોતી. પોલીસની બીક આજકાલ ભણેલા અને ખાનદાનને જ વધુ રાખવાની હોય છે; પણ કહો તો બંગડીઓ વેચવાનું શું કામ પડ્યું?’

‘કાલનું ખાધું નથી.’

‘મારી પાસે બેઆની છે.’

અને જેમ ગઈકાલે પેલી બેઆનીએ જહરને ખવડાવ્યું હતું તેમ આજે સુખલતાને પણ ખવડાવ્યું. હોટેલના માલિકને તેણે કહ્યું: ‘ભાઈ, માફ કરજો. હું કાલે તમને પૈસા આપી જઈશ, અત્યારે મારી પાસે બીજા નથી.’

અને હોટલવાળો પણ ‘કંઈ વાંધો નહીં બહેન!’ કહીને તેની પછવાડે જોઈ રહ્યો.

બહાર આવીને પોતે ઓઢેલી ચાદરનો છેડો છોડતાં તેણે જહરને કહ્યું: ‘લ્યો ખાઈ લ્યો, તમારા માટે લાવી છું.’ અને એમ બંને જણાં હોટેલનું ખાઈને અને જાહેર નળનું પાણી પીને છૂટાં પડ્યાં.

શોધ્યા એ ખબર છે?’ બોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. ‘રસ્તાની બંને બાજુ જોતી જોતી, ગલીકૂંચી, પોલીસથાણાં વગેરે જોતી જોતી ઉતરે અહીં આવી—ભગવાન પાસે તમને મેળવી આપવા માટે એનું માથું ખાવા.’

‘ભગવાનમાં માનો છો?’

‘શરીરમાં હિન્દુનું લોહી છે ખબર છે?’

‘પણ માધીઆએ શું કહ્યું?’

‘એને અગાઉથી ખબર પડી ગએલી કે હું સાસરેથી નાસી આવી છું એટલે ના પાડી.’

‘ઠીક પણ હવે મારો હાથ તો છોડી દો.’

‘હાથ છોડી દઉં તો પાછા તમે જડવા મુશ્કેલ.’ અને સ્નેહાળ હાસ્ય કરતાં બોલી: ‘તમારા સિવાય મારે પણ આશરો નથી.’

જહર ગુસ્સે થઈ બોલ્યો: ‘તમે તો કોઈ નવલકથાની નાયિકાની જેમ વાતો કરવા માંડ્યાં.’

સુખલતા બોલી: ‘નાયિકા થઈ શકું પણ તે કોઈ રંજીપેજી નવલકથાની નહીં.’ અને બંને જણ ગીરદીમાંથી બહાર આવ્યાં.

‘લોકો આપણા વિષે શું ધારશે?’ જહરે કહ્યું.

‘જે ધારવું હોય તે, પણ કહો તો તમે મારી દોસ્તી કરી શકશો?’

‘ત્યારે આ દોસ્તી નથી તો શું છે?’

‘તે તો તમેય જાણતા નથી ને હું યે

બંધાવું નહીં કે જેથી છૂટા પડવું હોય ત્યારે સહેલાઈથી જુદી જુદી દિશામાં જઈ શકાય.' સુખલતા જવાબ આપવા જતી હતી એવામાં માથે શિખાવાળો એક જણ હાથમાં ફૂલની છાબડી લઈ ત્યાં આવ્યો ને જહરને પૂછ્યું: 'ક્યાંથી આવવું ભાઈ!'

જહર બોલ્યો: 'બહુ દૂરથી. મારી સાથે છે તે ગોપાળપુર માતૃ આશ્રમનાં સંચાલિકા છે. હું ત્યાં શિક્ષક છું.'

પેલો બોલ્યો: 'સારું સારું. પધારવું કેમ થયું!'

'આશ્રમને માટે ઉઘરાણું કરવા—તેઓ સતી બ્રહ્મચારિણીને નામે જાણીતાં છે! કંઈ મદદ મળી શકશે!'

સુખલતા નીચું જોઈ રહી હતી. પેલાને વિશ્વાસ બેઠો હોય એમ લાગ્યું એટલે તે બોલ્યો: 'મારું નામ શિવપ્રસાદ ભટાચાર્ય. હું અહીંનો પૂજારી છું. મંદિરની પાછળ રહું છું. સતીમાતા માટે હમણાં જ બધી વ્યવસ્થા કરી દઉં છું. આવો મા, આ બાજુએ.' અને થોડી વાર પછી ભટાચાર્યે કરેલી વ્યવસ્થા પ્રમાણે બ્રહ્મચારિણીનો વેષ ધારણ કરી કોઈ રાજરાણીની જેમ માથું ઊંચું કરીને સુખલતા મંદિરની અંદર આવી ઊભી. તેણે ભગવી સાડી ધારણ કરી હતી. કપાળમાં અને માથામાં સિંદૂર ભરેલાં હતાં. એના મુખ પર દીપ્તિ હતી. આંખમાં સ્વર્ગીય તેજ હતું—એના હોઠ પર ચિત્રકારે આંકી હોય એવી હાસ્યરેખા હતી. આ બધું તેનાં અંગેઅંગની અપરિમિત લાવણ્યશ્રીને મહિમા અર્પતું હતું.

એટલામાં જહરે સતીમા માટે આસન લાવીને પાથર્યું. ભટાચાર્યજીએ થોડાં લાકડાં લાવી અગ્નિ કર્યો અને જોતજોતામાં ત્યાં સ્ત્રી-પુરુષો ભેગાં થઈ ગયાં. લોકો કહેવા લાગ્યા કે સધવા ને કુમારિકાની હસ્તરેખા સતીમા બહુ સારી જુએ છે. બ્રહ્મચારીજી કોઈકને કહેતા હતા: 'બ્રહ્મચારિણી તો હિમાલયથી પરમ હંસપદ પામીને આવે છે.' અને એમ માણસો-ની ભીડ ને શોરબકોર વધવા લાગ્યાં. એટલા-માં ભીડમાંથી એક માણસે આંખમાં આંસુ સહિત આવી, સાષ્ટાંગ પ્રણામ કરી, પોતાના ખીસામાંથી બેઆની કાઢી સતીમાને ધરી.

જહરની આ ચાલાકી જોઈ સુખલતાથી હસ્યા વગર રહેવાયું નહીં. દેવીએ પ્રસન્ન થઈ પેલા માણસના માથે હાથ મૂક્યો ને કહ્યું: 'તારું કલ્યાણ થાઓ.'

બસ, પછી તો લોકો કીડીની જેમ ઊભ-રાવા લાગ્યાં—ભક્તિભાવે બધા સતીને પ્રણામ કરવા લાગ્યા ને યથાશક્તિ આની, બેઆની, ચારઆની વગેરે માતાજીના પગ આગળ પડવા લાગ્યાં.

એટલામાં ભટાચાર્યજીએ ઓરડીમાંથી ત્યાં ડોકિયું કર્યું. તેના મોં પર સંતોષ દેખાયો—તેને લાગ્યું કે સાડી, આસનિયું વગેરે વ્યવ-સ્થાના ખર્ચ જેટલા પૈસા સતીમાના પગ પાસે આવી પડ્યા છે.

*

લોકોની ભીડ ધીમે ધીમે ઓછી થઈ. રાત ઘણી વીતી ગઈ હતી. કોઈ માણસ નથી તે જોઈને સુખલતાએ ધ્યાનનો ભંગ કર્યો. દૂર થાંભલાને અઢેલીને ઝોકાં ખાતા જહરને તેણે બૂમ પાડી: 'અરે સાંભળો છો કે!'

જહર ઊઠીને ત્યાં આવ્યો. એટલામાં ભટાચાર્યજી પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ તો આટલા બધા પૈસા, કપડાં ફળફૂલ વગેરે જોઈને ખુશખુશાલ થઈ ગયા.

જહરે કહ્યું: 'આપનું ભાડું આમાંથી વસૂલ કરી લો.'

ભટાચાર્ય બોલ્યા: 'મારું ભાડું તો પાંચ રૂપિયા છે.'

સુખલતા બોલી: 'પણ અમારે કપડાં ફળ-મેવા નથી જોતાં. એ તો આપ જ રાખો.'

ભટાચાર્ય ખૂબ જ હરખાઈ ગયા. બધી વસ્તુઓ પોતાને ઘેર લઈ ગયા અને પેલાં બંને જણને એક ઓરડીમાં સૂવાની સગવડ કરી આપી.

બંને જણાએ જોયું તો ઓલીમાં દીવો બળતો હતો. જત્તી ઝાંખી કરી સુખલતાએ ભગવી સાડી ઉતારી પહેલાંની સાડી પહેરી લીધી, અને પાછો દીવો મોટો કરી બોલીઃ 'આખું માથું સિંદૂરથી ભરાઈ ગયું છે. માથેથી સિંદૂર ન કાઢું તો કાલે રસ્તા પર પગ મૂકતાં ભારે, પડે......શું કરીએ બોલો તો.'

જહરે પૂછ્યુંઃ 'બધું ય એકદમ કાઢી નાખવું છે?'

સુખલતાએ હસીને જવાબ આપ્યોઃ 'તેમાં પણ મને વાંધો નથી.'

'તમને વાંધો ન હોય પણ મને છે. તમે માથાનું સિંદૂર કાઢી નાખો તો મારે ડૂબી મરવું પડે.'

સુખલતા બોલીઃ 'સિંદૂર પણ રહે અને તમે પણ રાજી રહો-એ વાત કેમ કરીને બને! મારાથી ગરમી સહન નહીં થાય.'

'તો સિંદૂર રહેવા દો. હું જાઉં છું.'

સુખલતા મૃદુ મૃદુ બોલીઃ 'તમે નહીં, સિંદૂર જશે. સિંદૂર કરતાં તમારી મારે વિશેષ ગરજ છે.' ને-પછી પેલી ભગવી સાડીના છેડાથી એ માથાનું સિંદૂર ઘસવા લાગી.

*

બીજે દિવસે ભટાચાર્ય મહાશયની પરોણાગત માણીને જમી-પરવારી બંને જ્યારે રસ્તા પર આવ્યાં ત્યારે સુખલતાએ કહ્યુંઃ 'જરા ઊભા રહો તો.' અને તેણે નીચા નમીને જહરની ચરણરજ લીધી.

'આ કંઈ સમજાયું નહીં.' ભવાં સંકોચી જહરે કહ્યું.

'અત્યારે તમે કેટલી ય વાર મારી ચરણરજ લીધી છે! બોલો તો. હું તો કેટલી ય તમારાં કરતાં નાની.' સુખલતાએ હસીને કહ્યું.

જહરે કહ્યુંઃ 'એના કરતાં એટલું ધ્યાનમાં રાખી લો કે આપણા બેમાંથી કોઈ કોઈના કરતાં નીચું નથી. આપણે બંને સમાન છીએ. આપણી વચ્ચે જે ભાવ હશે તે શ્રદ્ધા પણ નહીં હોય ને સ્નેહ પણ નહીં હશે-તે માત્ર માણસનું માણસ પ્રત્યે માન.'

આસ્તે આસ્તે ચાલતાં તેઓ હવે મોટા રસ્તા પર આવી ગયાં હતાં. એક દુકાનેથી તેણે પોતાને માટે કોટ ખરીદ્યો. થોડે દૂર એક ચંપલવાળાની દુકાને ચઢવાનો સુખલતા પ્રયત્ન કરતી હતી તેને વારતાં જહર બોલ્યોઃ 'એ દુકાને નહીં, બીજી દુકાને ચાલો.'

'કેમ! આટલી મોટી દુકાન છે ને?'

'અહીં તો હું નોકરી કરતો હતો.'

'નોકરી કરતા હતા! બુટવાળાને ત્યાં?'

'નોકરી તો ગમે ત્યાં કરાય.'

'એ તો હોય. પણ એવી સારી નોકરી છોડી શા માટે? લાગે છે કે છોકરીઓ અહીં ચંપલ લેવા આવતી નહીં હોય.'

'હા એમ જ.' જહર બોલ્યો. 'પણ ખરું કારણ તો મેં મેનેજરને ચંપલ મારેલી તે હતું.'

'ચંપલ મારેલી? આ અહિંસાના યુગમાં?' હસતાં હસતાં સુખલતા બોલી.

જહર બોલ્યોઃ 'ત્યારે અહિંસક નહોતો. ત્યારે અપમાનનો બદલો લેવાની વૃત્તિ હતી.'

ને તેઓ બીજી દુકાને ગયાં.

તે જ દિવસે તેમણે કાંસારી પાડામાં એક બે ઓરડીવાળું મકાન ભાડે રાખી લીધું. એક મહિનાનું ભાડું પણ સુખલતાએ ઘરની શેઠાણીને ચૂકવી આપ્યું. બપોરના જહરના ઊંઘી ગયા પછી ઘર વસાવવાની બધી ચીજો સુખલતા ગામમાં જઈને ખરીદ કરી આવી. તેને આવતી જોઈને ઘરમાલિકણ શેઠાણીએ પૂછ્યુંઃ 'કેમ, આટલો જ સામાન છે?'

'ના ના,' સુખલતા બોલી, 'પાસે જ મારું પિયર છે ત્યાંથી પછી મંગાવી લેશું.'

'અંદર સૂતા છે એ તમારા વર છે?'

સુખલતાએ હસતાં હસતાં કહ્યુંઃ 'તમે બરાબર ઓળખ્યા.'

'હં. તે પિયરથી કંઈ ઝઘડો કરીને આવ્યાં લાગો છો?'

'ના ના, ઝઘડો નહીં. જરા મતભેદ, જેવું. આખો જન્મારો કંઇ બાપાને ત્યાં ઓછું રહેવાય છે?' કહીને તે ઓરડામાં આવી. તેણે અને જહરે મળીને યોગ્ય સ્થળે સામાન ગોઠવ્યો. વાળીચોળીને સાફ થએલ ઓરડાને જોઇને જહરને લાગ્યું કે સુખલતા કેવી સરસ ગૃહિણી બની શકે. બારી બહાર જોઇ રહેલી સુખલતાને તેણે કહ્યું: 'આ બધું તો થયું પણ હવે શું?'

સુખલતા બોલી: 'એટલે?'

જહરે પૂછ્યું: 'આ બધું શા માટે? કોને માટે?'

બારી બહાર જોતાં જોતાં સુખલતા બોલી: 'હા, ખરી વાત. આ બધું શા માટે? તમે જ કહો ને? આપણે જુદી જુદી દિશામાં ચાલવાવાળાને આ બંધન શા માટે?'

સુખલતાના મોં તરફ જોઇ જહર બોલ્યો: 'આવી રીતે ભેગાં રહેવાનો અર્થ શો તે તમે જાણો છો ને?'

સુખલતા બોલી: 'જોયું, વળી પાછા તમે તમારી ફિલસૂફીમાં ચડી ગયા. ચાલો જરા ફરી આવીએ. ઘરમાં બેસી રહેવાથી પુરુષનું મગજ અને મન બગડી જાય છે.'

નવાં કપડાં અને નવાં ચંપલ પહેરી બન્ને જણ બહાર નીકળ્યાં. સાંજને સમયે કલકત્તા શહેરનો પ્રાણ ચંચળ બની જાય છે. શહેરમાં બે વસ્તુનો અભાવ હોય છે: માટી ને મમતા. ફૂટપાથ પાસે ઊભેલી રિક્ષામાં બન્ને ચડી બેઠાં. રિક્ષાવાળો ઘંટડી વગાડતો તેમને તાણવા લાગ્યો.

જહર જરા વ્યસ્ત બનતો બોલ્યો: 'રસ્તે કોઇ ઓળખીતું મળ્યું તો?'

'કોનું ઓળખીતું? તમારું કે મારું?'

'મારાં ઓળખીતાં તો જોઇને રાજી થશે. પણ તમારાં ઓળખીતાં...'

'જોઇને મોઢું ફેરવશે.'

થોડે દૂર એક આલીશાન મકાન પાસે આવતાં તેમણે રિક્ષા થોભાવી. બન્ને જણાં મકાનમાં :

દીવાનખાનામાં એક વૃદ્ધ ઉંમરનો વૃદ્ધ પુરુષ છાપું વાંચતો ખુરશીમાં બેઠો હતો. તેણે તેઓની સામે જોયું અને પૂછ્યું: 'બોલો કેમ આવવું થયું?'

સુખલતા કશું બોલે તે પહેલાં જહરે શરૂઆત કરી: 'આપની પાસે અમો બે વાર આવી ગયાં પણ મળવાનો મોકો મળ્યો જ નહીં.'

'હં, આપને શું કામ છે?'

વિનીત કંઠે જહર બોલ્યો: 'આપે મહિલા સંસદનું નામ તો છાપામાં વાંચ્યું હશે?'

પેલા ગૃહસ્થે પૂછ્યું: 'મહિલા સંસદ કે સમિતિ?'

'હા, કોઇ એને સમિતિ કહે છે.' પછી સુખલતાને બતાવીને કહ્યું: 'આ બહેન એનાં મંત્રી છે.'

'એમ કે! સારું સારું.'

અને છેવટે વીસ મિનિટ બાદ જ્યારે બન્ને પાછાં ફૂટપાથ પર પાછાં આવ્યાં ત્યારે જહર રૂપિયા ગણતો હતો.

સુખલતા બોલી: 'હું તો ધારતી હતી કે સોએક રૂપિયા આવશે પણ આ તો પચીસ જ આવ્યા.'

જહરે કહ્યું: 'તમારા રૂપ વિષેનો તમારો ખ્યાલ બહુ ઊંચો લાગે છે.'

પછી રસ્તામાં બેમાંથી કોઇ કશું બોલ્યું નહીં. રાત્રે હોટેલમાં જમીને સિનેમા જોઇને તેઓ ઘરે આવ્યાં. સુખલતા થાકીને ઓરડામાં બેસી ગઇ. જહર બિછાનું ઝાટકવા લાગ્યો. પથારી પાથરી તેણે કહ્યું: 'કેમ સાંભળો છો કે!'

સુખલતાએ બોલી: 'નામ દઇને બોલાવતાં શું થાય છે?'

'તમારું નામ યાદ રહેતું નથી.'

સુખલતા બોલી: 'એ યાદ રાખવા જેવું પણ નથી. કારણ મેં તમને કહ્યું તે તો મારું ખોટું નામ છે...મારું નામ સુખલતા નથી.'

'ત્યારે?' અચંબો પામી જહરે પૂછ્યું.

'મારું સાચું નામ છે શ્રીમતી.'

'શ્રીમતી–નામ સરસ છે. તમને શોભે છે પણ બરોબર.' અને તેણે શ્રીમતી તરફ જોયા કર્યું. તેને લાગ્યું કે સુખલતા કરતાં શ્રીમતી વધુ સુંદર છે જ ! તે બોલ્યો: 'ગમે તે નામ હોય, સ્ત્રી તો એની એ જ ને ?'

શ્રીમતીએ પૂછ્યું: 'તમારું નામ શું ત્યારે ?'

'જહર.'

'જહર...વાહ ! મને પહેલેથી તમારા નામની ખબર હોત તો તમને મારું નામ હીરા છે એમ જ કહેત ને ?' કહીને દીવા તરફ જોઈ શ્રીમતી હસી.

અને રાત ધીમે ધીમે વહેવા લાગી.

*

બીજે દિવસે કોણ જાણે શાય કારણથી શ્રીમતીનું મન ઊકતાવિંત જ ઉદાસ થઈ ગયું. તેને લાગ્યું કે આમ આવા અપરિચિત યુવક સાથે ઘર સજાવીને રહેવું એવા તેના મનોરથ નહોતા. સાસરેથી નાસી આવી ત્યારે તો તેણે એમ જ નક્કી કર્યું હતું કે સ્વતંત્ર જીવન જીવવું. તેથી જ્યારે જહરે 'શું રાંધશું ?' એમ પૂછ્યું ત્યારે તેણે કહ્યું: 'રાંધવું હોય તો તમારે માટે જ રાંધજો, હું જમવાની નથી.'

જહરે કહ્યું: 'ધણી તો હજી જીવતો બેઠો છે અને આ ઉપવાસ વગેરે કેમ કરવા માંડ્યું ?'

'તમારો સ્વભાવ અને ભાષા જોતાં લાગે છે કે આપણે બનશે નહીં.'

'ત્યારે તમે શું એમ ધારતા હતા કે આપણે બનશે !'

'ના, પણ હું હમણાં જ ચાલી જાઉં છું.' શ્રીમતીએ કડવાશથી કહ્યું.

'તો અહીં કોણે તમને બાંધી રાખ્યા છે ! મને ખબર જ છે કે તમે જવાના જ છો. આજ નહીં તો કાલ, ઠરીને ઠામ બેસે તેવી બૈરી તમે નથી.'

ત્યાર બાદ જહરે ચૂલો સળગાવવો શરૂ કર્યો અને શ્રીમતી ચાદર ઓઢીને ઓરડાના ઉંબરા પર ઊભી રહી. જતાં પહેલાં જહરની વિદાય લેવી કે નહીં તેનો વિચાર કરતી હતી ત્યાં તો ઘરની શેઠાણી મધુર હાસ્ય કરતાં આવી.

શેઠાણી બોલી: 'કેમ રાંધવું નથી ?'

શ્રીમતી બોલી: 'અરે હમણાં સ્ટવ પર રાંધી નાખીશ. અમારે બે જણને માટે વળી રાંધવાનું પણ કેટલું ?'

શેઠાણી બોલી: 'હા એ ખરું. તમારે છૈયાં-છોકરાંની કંઈ ઉપાધી નથી ને એ બહુ સારું છે...પણ...તમે બંને ગઈ રાતે અલગ અલગ ઓરડામાં સૂતાં હતાં !'

'કેમ, બને ઓરડા વપરાય તેમાં શું ખોટું ?'

'પણ એમનાથી અલગ સૂઈને તમને ઊંઘ કેમ આવે છે ?'

'ઊંઘ તો સરસ આવે. મરદ માણસ આપણા ઓરડામાં હોય તેના જેવી આફત બીજી એક નહીં. રોજ કંઈ અમે એમ સૂતાં નથી.'

'મને તો થયું કે તમારા બંને વચ્ચે સારો મેળ નથી.' શેઠાણીએ કહ્યું.

'અમારી વચ્ચે જેવો મેળ છે એવો મેળ બંગાળમાં કોઈક જ ધણીધણિયાણીના નસીબમાં હશે.' શ્રીમતીએ હસતાં કહ્યું.

'ખરેખર ! કેવું સરસ !' આંખો વિકસાવી શેઠાણીએ કહ્યું.

શ્રીમતી બોલવા લાગી: 'એક જ ગામમાં અમારાં ઘર. ગામના પાદરમાં ચંપા નદી. ઉત્તરમાં ખજૂરીનાં વન. એ નદીને કાંઠે અને એ વનમાં અમે ઊછરેલાં. નાનપણમાં સંતાકૂકડીની રમતથી માંડીને ભણ્યાંગણ્યાં પણ સાથે જ. દિવસોના દિવસો સુધી જંગલમાં, નદીતીરે, ખેતરોમાં અમે રખડ્યા કરતાં અને એમ રખડવામાંથી અમારો પ્રેમ જન્મેલો.'

'તમારી વાત તો અજબ છે.' બોલી શેઠાણી ધીમે પગલે ચાલી ગઈ.

આટલું બધું બોલ્યા પછી શ્રીમતીને લાગ્યું કે આમ ને આમ ચાલી જવું ઠીક નહીં તેથી તે પાછી રસોડામાં આવી તો જહર ચૂલો ફૂંકતો બેઠો હતો. શ્રીમતીએ કહ્યું: 'બહુ

થયું હવે, ઊઠો સાથી.' અને ઉપરે શ્રીમતીએ જ રાંધ્યું અને બંને જમીપરવારી તૈયાર થઈ બહાર નીકળ્યાં.

શ્રીમતીએ પૂછ્યું: 'તમે કઈ તરફ જશો ?'

'આ બાજુએ જઈશ. તમે ?'

'હું પેલી બાજુ ઊપડીશ. આખા શહેરમાં ભમીશ અને નોકરી મળશે ત્યારે જ જંપીશ.'

અને બંને જણે એક બીજાને 'નમસ્કાર' કરી જુદી જુદી દિશામાં ચાલવા માંડ્યું. થોડે દૂર ગયા પછી શ્રીમતીએ જોયું તો જહર તેના તરફ જોતો ત્યાંજ ઊભો હતો. શ્રીમતીએ ફરીથી નમસ્કાર કર્યા. જહરે સહેજ વિચાર કરીને કહ્યું: 'આ તમારા પૈસા તમે લઈ જાઓ.' તેણે ખીસામાંથી પૈસા કાઢી શ્રીમતી તરફ હાથ લંબાવ્યો.

'ના ના, એવુ તે હોય. પછી તમે શું કરશો ?' શ્રીમતીએ કહ્યું.

'હું તો મારું ગમેતેમ ફોડી લઈશ મને જુગાર રમતાં આવડે છે. તમે કંઈ તે નહીં રમી શકો. અને માત્ર પૈસાના અભાવે તમારુ અપમાન થાય તે હું નહીં સાંખી શકું.' કહી તેણે શ્રીપતીના હાથમાં પૈસા મૂકી દીધા.

શ્રીમતી ધડકને અવાજે બોલી: 'મને બધું જ આપી દીધું તે તમારી પાસે તો કશું રહ્યું નહીં.'

'હા, કંઈ રહ્યું તો નહીં.' બોલી જહર તેના તરફ નજરે નાખ્યા વગર ચાલતો થયો.

*

સાંજ સુધી તો લાયબ્રેરીએ તેને આશરો આપ્યો પણ હવે શું કરવું તેનો વિચાર કરતાં જહર તેના કંસારીપાડાના ઘર પાસે આવી પહોંચ્યો. તાળું જોતાં તેને યાદ આવ્યું કે ચાવી તો શ્રીમતી પાસે રહી ગઈ ફરીથી પાછું તેનું પરિભ્રમણ શરૂ થયું. એક ગલીમાં આવતાં તેને દુલાચંદ મળ્યો. આ કદરૂપો અને પીધેલો દુલાચંદ તેનો મિત્ર હતો. આ મિત્રના સપાટા-માંથી માંડ માંડ બચીને મોટા રસ્તા પર આવતાં કોઈકે તેનો હાથ પકડ્યો.

'અરે જહર ક્યાં રખડે છે !'

જોયું તો સૌરીન. 'ત્રણ દિવસથી શોધું છું પણ કંઈ દેખાતો જ નથી. ચાલ રાધા રાણીનાં લગન છે આજે. તને ખૂબ યાદ કરે છે.' કહી સૌરીન તેને ખેંચવા માંડ્યો. સૌરીન અને રાધારાણી બંને ભાઈબહેન જહરમાં ખૂબ જ રસ લેતાં.

મોડી રાતે લગ્નમાંથી છટકીને જહર એક બાગ પાસે આવી પહોંચ્યો ત્યાં વરસાદ શરૂ થયો. વરસાદ વરસે ત્યારે બે વસ્તુનો અભાવ જહરને ખૂબ સાલતો. એક સાથી અને બીજું ઘર. સાથી યાદ આવતાં જ તેને શ્રીમતી યાદ આવી. પણ જવા દો એ વાત. શ્રીમતી એને માટે તો હવે મરી ગઈ હતી. એની અને શ્રીમતી વચ્ચે એવું કંઈ બંધન નહોતું જેથી એને શ્રીપતીને મળ્યા વગર ચાલે નહીં બાગને દરવાજે તાળું હતું તેથી વાડ ટપી તે અંદર ગયો ને એક છાપરા નીચે બાંકડો હતો ત્યાં જઈ લંબાવ્યું.

તે સૂતો તો ખરો પણ ઊંઘ આવે એમ લાગતું નહોતું. તેનો કોટ, બાંડિયું, બધામાંથી પાણી નીતરતું હતું. એમ ને એમ એને વિચારો આવ્યા જ કર્યા. શ્રીમતી, દુલાચંદ, કંસારીપાડાનું ઘર, સૌરીન અને રાધારાણી–જાણે સીનેમા જોતો હોય તેમ બધું તેની આંખ આગળથી પસાર થતું હતું. અને લાગ્યું કે તે વિધાતાનું રમકડું બની ગયો હતો. અને એમ બે દિવસ વીતી ગયા.

*

ચાલતો ચાલતો ક્યારે એ કંસારીપાડાના ઘર આગળ આવી પહોંચ્યો તેનું જહરને ભાન રહ્યું નહીં. પણ જ્યારે ઘરમાલિકના છોકરાનો અવાજ તેને કાને પડ્યો ત્યારે તેણે જોયું તો પેલો તેને બોલાવી રહ્યો હતો.

'અરે ભાઈ તમે કેમ દેખાતા નથી !' ઘરમાલિકના પુત્રે પૂછ્યું.

'જરા બહારગામ ગયો હતો.' જહરે જવાબ આપ્યો.

'તમારી વહુ આ કૂંચી અને આ કાગળ તમને આપવાનું કહી ગયાં છે.'

ચાવી તથા પત્ર હાથમાં લઈ જયહરે પૂછયુંઃ 'બીજું કંઇ?'

'ના જી, મોટરમાં આવ્યાં હતાં, ઉતાવળમાં હોય એમ લાગતું હતું.'

'બહુ સારું.' બોલી જયહરે પરબીડિયું ફોડી ચિઠ્ઠી વાંચીઃ–

પ્રિય,

તમે કંઈ દેખાયા નહીં! લાગે છે કે તમે ખૂબ હેરાન છો, નહીં? ચાવી મારી પાસે રહી ગઈ,તે માટે માફ કરજો. આ ચિઠ્ઠી મળ્યે નીચેની જગાએ આવજો. હું તમારી રાહ જોઉં છું. જરૂર આવજો.

૧૦૫ સરક્યુલર રોડ —શ્રીમતી

એક મિનિટનો પણ વિલંબ કર્યા સિવાય જયહર ચાલી નીકળ્યો. સંધ્યા વખતે તે એક મહાલય પાસે આવી પહોંચ્યો. ધારી ધારીને એણે શીરનામું બરાબર જોયું. કદાચ ઘર ભૂલ્યો હોય તો! એ સંકોચથી ફાટકમાં ગયો અને દરવાન સાથે અંદર સંદેશો મોકલ્યો. દરવાન અંદર ગયો એટલે ચારે બાજુની સમૃદ્ધિ એણે જોવા માંડી. એને શ્રીમંતાઈ તરફ એક જાતનો ભયમિશ્રિત અણગમો હતો. આ શ્રીમતીનું ઘર? ત્યાં તો શ્રીમતીએ આવીને કહ્યું: 'કાલે કેમ આવ્યા નહીં? આખો દિવસ તમારી રાહ જોઈ.'

'આજે જ ઘરે ગયો. ચિઠ્ઠી મળી કે તરત જ આવ્યો છું. પણ આટલો બધો ફેરફાર કેમ કરીને થયો?' કહી તેણે ઘરનું ઐશ્વર્ય બતાવ્યું.

'અંદર આવો આપણે નિરાંતે વાત કરીએ.' શ્રીમતીએ કહ્યું.

સંકોચ પામીને જયહરે કહ્યું: 'અંદર આવવાનું કહ્યું તે અંદર કોઈ નથી?'

'પહેલાં ચાલો પછી બીજી વાત.' અંદર ગયા પછી કશી ય પાર્શ્વભૂમિકા કર્યા વિના શ્રીમતીએ કહ્યું: 'કાલે બાપાજી ગુજરી ગયા.'

'કાલે!... બાપાજી ગુજરી ગયા...તે તમારા બાપાજી જીવતા હતા?'

'હા,' ઉદાસ ભાવે શ્રીમતી બોલી. 'મા તો હું નાની હતી ત્યારે જ ગુજરી ગયેલ એટલે એ યાદ આવતી નહીં. કાલે માબાપ બંને ગુજરી ગયાં હોય એવું થયું.'

*

મોડી રાતે, જમ્યા પછી શ્રીમતીએ તેના પિતાજીના વીલની વાત કહી. તેના પિતાની ઈચ્છા અનુસાર લોકકલ્યાણ અર્થે એમની બધી મિલકત ખર્ચવાની હતી. વીલ શ્રીમતીના નામનું જ હતું. મરતાં પહેલાં તેના પિતાને તે સાસરેથી નાસી ગઈ છે એના ખબર મળ્યા હતા, અને તેથી તેઓ ખુશી થયા હતા કારણ કે તેમને જમાઈનું ચારિત્ર ગમતું નહીં.

એટલામાં એક તરુણ યુવતીએ આવી શરબતના પ્યાલા મૂક્યા.

'લખીબા,' શ્રીમતીએ કહ્યું: 'આમને ચા પીવાની ટેવ છે.'

'લાવું છું.' કહી લખીબા અંદર ચાલી ગઈ.

અને શ્રીમતીની બાકીની વાત સાંભળતાં જયહરે રાત ત્યાં જ વિતાવી.

*

શ્રીમતીના પિતાનું શ્રાદ્ધ વગેરે ખૂબ ધામધૂમથી ઊકલી ગયા બાદ હોસ્પીટલ, નિશાળો વગેરે બાંધવા માટેનું કામકાજ શરૂ થયું હતું. કોન્ટ્રેક્ટરો, ડૉક્ટરો, નર્સો, માસ્તરો અને મહેતાજીઓને મળવામાં જ શ્રીમતીનો વખત જતો. જયહરને લખીબાને ભણાવવાનું કામકાજ સોંપવામાં આવ્યું હતું. લખીબાનું સ્થાન આ ઘરમાં શ્રીમતીની નાનીબેન જેવું હતું—જો કે શ્રીમતીને રમા નામની સગી નાની બેન તો હતી જ પણ તે તો એક જાગીરદારને પરણી હતી અને સુખમાં હતી. લખીબા બાળવિધવા હતી. શ્રીમતીના પિતાએ તેને પાળીને મોટી કરી હતી. ભણવામાં લખીબા સુશીલ અને હોશિયાર હોવાથી જયહરને તે ગમી ગઈ હતી. જયહર તેને સવારસાંજ કોલેજનું ટ્યુશન

આપતો. ઘરમાં જહરનું સ્થાન ઘણું ઊંચું હતું. સહુ તેને માનથી 'માસ્તરબાપુ' કહી બોલાવતા. શ્રીમતીના ઓરડાની બાજુમાં જ તેનો ઓરડો હતો છતાં આ બધી ધનિકતા તેને ગમતી નહીં. મોટરમાં તે ફરવા જતો પણ તેને લાગતું કે 'મારે માટે મોટરમાં બેસવું સ્વાભાવિક નથી–સ્વાભાવિક છે તેની નીચે કચરાવવું એ.'

એક દિવસ શ્રીમતીને તેણે કહ્યું: 'મને લાગે છે હું આ ઘરમાંથી ચાલ્યો જાઉં.'

'શા માટે જવું છે?' શ્રીમતીએ કહ્યું. 'અહીંથી તમે ગયા કે સીધા મરુભૂમિમાં જઈને પડવાના.'

જહર બોલ્યો: 'દુનિયામાં બધાયને કઈ છાંયડો હોય છે? બધાયને કઈ મીઠું પાણી મળે છે? હું જાણું છું શ્રીમતી, કે આ પૃથ્વી મરુભૂમિ નથી. મરુભૂમિ જેવું કશુંય હોય તો તે આપણું મન.'

થોડી વાર શાંત રહી શ્રીમતી બોલી: 'તમને અહીં રહેવું ગમતું નથી?'

'ના. આ બધી સમૃદ્ધિ જોઈને હું મને પોતાને ભૂલી જાઉં એ મને ગમે એમ નથી. તમે માનતાં હો કે આ બધું મારે જોઈએ છે તો એ તમારી ભૂલ છે. સ્ત્રી અને પૈસા જોઈને જે બધું દુઃખ ભૂલી જાય તે જાતનો માણસ હું નથી.'

શ્રીમતી બોલી: 'પૈસા તો જાણે સમજ્યા. પણ સ્ત્રી એટલે હું એમ તમે કહેવા માગો છો ને?'

'હા તમે જ...' જહર બોલ્યો, 'અને બીજું પણ એક વાનું કહી દઉં છું કે હું લોભી છું. મારું હૃદય કંગાળનું છે. મારામાં...' તેને અટકાવી શ્રીમતી બોલી: 'તેથી જ તમે દુઃખી છો. તમારા મનમાં હજી ગડમથલ થયા કરે છે, આ બાજુએ જાઉં કે પેલી બાજુએ? પ્રેમ કરું કે ન કરું? જીવવાની તમને રુચિ નથી ને મરણની બીક લાગે છે. ઈશ્વરમાં માનતા નથી અને વિપદ વેળાએ આકાશ ભણી જુઓ છો. સંસારમાં તમારા જેવો દરિદ્રી કોઈ નથી. તમે બેજવાબદાર છો, બેપરવા છો, તમારો કંઈ ઢંગધડો નથી...'

જહરે ઊંચે જોયું ને કહ્યું: 'બસ આટલી જ ગાળો દીધી!'

શ્રીમતીએ બારી તરફ જોતાં કહ્યું: 'આ ગાળો નથી, આ તો તમારી સમાલોચના છે.'

એટલામાં ચૈત્રી આકાશમાં અંધારું થવા આવ્યું હતું. એકાએક આકાશને ફાડી નાખતી એક વીજળીની ઝગઝગ એ લોકો બેઠાં હતાં તે ખંડને અજવાળી ગઈ, ને જોરથી મેઘગર્જના થવા માંડી.

શ્રીમતી દુઃખી અવાજે બોલી: 'આવામાં ક્યાં જવાના તમે!'

'નક્કી કશુંય નથી. બસ, જ્યાં ફાવે ત્યાં રખડીશ.'

શ્રીમતી આંસુ સહિત બોલી: 'પણ મેં તમારો શો ગુનો કર્યો છે? શું બગાડ્યું છે તે આમ ચાલ્યા જાઓ છો!'

જહર હસ્યો: 'તમારો કશો જ વાંક નથી શ્રીમતી. જેટલી મારામાં નથી તેટલી શ્રદ્ધા મને તમારામાં છે. તમારા અપૂર્વ વ્યક્તિત્વને હું નમું છું. હું જ્યાં જઈશ ત્યાં તમને સંભારતો જ રહીશ. તમે એવાં મહાન છો કે તમારું બધું હોવા છતાં તમારું કશું નથી. તમે નિર્દોષ છો તેથી જ તમારે આ સજા ભોગવવી પડે છે.' બોલીને જહર ઊભો થઈ ગયો.

બહાર મૂશળધાર વરસાદ વરસતો હતો. વાવાઝોડું પણ શરૂ થયું હતું.

શ્રીમતી પાસે આવીને બોલી: 'બસ આજે જ જવું છે?'

'હા આજે જ મારો અવસર છે.'

'ત્યારે પાછા ક્યારે મળીશું?'

'જ્યારે મારું હૃદય શુદ્ધ થશે અને કહેશે કે તમારા સિવાય મારે બીજું કોઈ નથી ત્યારે.' બોલતો બોલતો જહર બહાર ચાલ્યો ગયો.

બારીને અઢેલીને શ્રીમતી નિશ્ચલ ને નિર્

જીવતી જેમ ક્યાંય સુધી ઊભી રહી. એને લાગ્યું કે જાણે છાતીના ધબકારા બંધ પડ્યા છે.

*

ચાર વર્ષો પછી એક દિવસે રાત્રે ઉજાગરો કરીને શ્રીમતીએ એક કાગળ લખ્યોઃ—

પ્રિય,

આટલે સમયે તમારો પત્ર મળ્યો. મને તો આશા નહોતી કે તમે પત્ર લખશો. કાગળ મળ્યો તેથી આનંદ થયો કે નહીં તે હું જાણતી નથી. લાગે છે કે થોડું દુઃખ પણ થયું. તમારા પત્રે મને એક નવી જ વાત કહી. અર્થાત્ તમે શું નથી તે હું જાણી શકી.

તમારા પત્રના શબ્દે શબ્દે મારા કાનમાં ગુંજન કર્યું કે તમે જે હતા તે નથી રહ્યા. તમારા જીવનમાં ગતિ છે, પરિવર્તન છે. મારે તો એવું કંઈ છે નહીં. અમે તો જેવાં પાંચ વર્ષે તેવાં પચાસે. માત્ર ફૂલ હોય તે ફળ થાય એવો થોડો ફેરફાર થાય છે; કારણ સ્ત્રીઓ કદી નાની હોતી નથી, તેઓ હોય છે માત્ર પૃથ્વીની જેમ સીમાબદ્ધ. તમે પુરુષ છો આકાશ જેવા સીમાહીન. તમે શુદ્ધ થઈ ને મને ઓળખવા મારાથી દૂર ચાલી ગયા. બીજાને જાણતાં પહેલાં પોતાની જાતને જાણવી જોઈએ એ સાચું, પણ તે માટે છૂટા પડવાની જરૂર નહોતી. એનું પરિણામ એ આવ્યું કે હું તો એની એ રહી અને તમે ગયા આડે માર્ગે. તમારા જીવનમાં આમે ય મેળ તો નહીં અને તેમાં તમને મારો સાથ મળ્યો—જો કે ખરી રીતે તો મને તમારો સાથ મળ્યો હતો કારણ કે સાથીની ઝંખના તો પુરુષ કરતાં સ્ત્રીઓને જ દરદમેદ હોય છે એ તમે ક્યાં નથી જાણતા?

હું કેમ છું એ તમારે જાણવું છે? ખરેખર કેમ છું તે તો કહેવું મુશ્કેલ છે, કારણ સ્ત્રીઓ કઇ વખતે કેવી હોય છે તે તો બીચારો વિધાતા પણ જાણતો નથી. પણ એનો અર્થ એવો નથી કે તેમની આજુબાજુ રહસ્ય રહેલું હોય છે, સ્ત્રીઓ રહસ્યમય હોય છે તે તો મેં તમારી પાસેથી જ સાંભળેલું, પણ એ તમારો ગલત ખ્યાલ છે. બાકી મેઘધનુષ્યની જેમ સ્ત્રીઓના મનના રંગ વારંવાર બદલાય છે એ ખરું પણ એ તો એમનો સ્વભાવ છે; એ રહસ્ય ન કહેવાય, સમજ્યા?

પહેલાં તમને એક વાત કહી દઉં. હું મારા બધા વૈભવમાંથી છૂટી થઈ ગઈ છું. રમાને તમે ઓળખો છો—મારી નાની બેન. મિલકતનો ભાગ લેવા તેને બોલાવી પણ એ તૈયાર ન થઈ. એના પતિની મિલકતથી એને સંતોષ છે. હોસ્પીટલ, નિશાળ વગેરેનું કામકાજ ટ્રસ્ટીઓને સોંપી દીધું છે. તમને લાગશે કે ત્યારે હું ક્યાં છું? તમારો પત્ર પણ ઘેર જઈને મારી પાસે સરનામું બદલાઈને આવ્યો છે. અહીંનો પ્રદેશ તદ્દન નવો છે. જે ઓરડામાં બેસીને તમને પત્ર લખું છું તે એક ઝૂંપડી છે. એના થાંભલા સ્ફટિકના નહીં પણ વાંસના છે. આ પત્ર દિવેલના દીવાના ઝાંખા પ્રકાશમાં લખાયો છે. પણ આ બધું વાંચીને એમ ન ધારશો કે મેં હવે સંન્યસ્ત લીધું છે. પુરુષોની જેમ સ્ત્રીના લોહીમાં સંન્યાસ નથી. દરરોજ સવારમાં પદ્મા નદીનું પાણી ભરવા જાઉં છું. કાંઠે ઘડો મૂકીને નદીમાં નાહવા પડું છું, પણ શ્રીકૃષ્ણની છાયા યે દેખાતી નથી, તમારી ય દેખાતી નથી, દેખાય છે માત્ર મારું પ્રતિબિંબ અને ભીને કપડે, ભરેલા ઘડાથી વધારે ભીંજાતી, કેડી પર થઈને ચાલતી જ્યારે ઘરે પાછી આવું ત્યારે...પણ જવા દો...એ બધી વાતો તો તમે પામે દો ત્યારે નિરાંતે કરશું.

તમને લખીઆ સાંભરે છે ને? સાંભરની જ હશે કારણ કે તમે જ કહેલું કે એવી શિષ્યા ભાગ્યશાળી માસ્તરોને જ મળે છે. ખરેખર એના જેવી સચ્ચરિત્ર ને સુશીલ છોકરી મેં ક્યાંય જોઈ નથી. એક દિવસ મને ખબર પડી કે લખીઆ ગર્ભવતી છે. જ્યારે પ્રસવ થશે ત્યારે એનાથી શરમ સહેવાઈ નહીં. એણે ધાર્યું કે મારી આગળ હંમેશાં એને શરમથી નીચું જોવું પડશે, એટલે એ મૂર્ખીએ હોસ્પીટલમાંજ

આપઘાત કર્યો. આટલી નિકટ રહેવા છતાં તે મને ન ઓળખી શકી. પોતાનો ન્યાય પોતે જ કરી નાખ્યો. વિધવાને સંતાન ન થવું જોઈએ એ નીતિભાનનો આ એક નમૂનેદાર દાખલો તે આપતી ગઈ છે. તમને કદાચ આઘાત લાગશે અને નહીં પણ લાગે, પણ મારે મન તો એ રમાથી યે વિશેષ હતી. બાકીનું જાણવાની તમને જરૂર નથી. કારણ દુઃખ વિષેનું તમારું જ્ઞાન મારા કરતાં ઘણું વિશેષ છે.

તમે લખો છો કે તમારા ભૂતકાળ તરફ નજર નાખતાં તમને શરમ આવે છે. પણ બધા ભૂતકાળ તો મૃત છે. એને પાછળ પડી રહેવા દો. તમે તો આગળ જનારા છો, પાછળ જોનારા નથી. એક વસ્તુનો ખ્યાલ કરો કે તમારા ભાવી જીવનની ભાગનારી કોણ છે? આ તમારી શ્રીમતી.

મારું શરીર કેમ છે તે તમારે જાણવું છે? પણ જવા દો શરીરની વાત. આજે મનની વાત આપણે કરીએ. રસની ભાષામાં તમે જેને યૌવન કહો છો તે હવે તમારું પૂરું થયું છે, અને મેં પણ વટાવ્યું છે એટલે એ શરીરમાં હવે કાવ્યની પ્રેરણા નથી, છે માત્ર ઇતિહાસનો વૃત્તાંત.

પ્રિય! તમો આવો જ. તમારે માટે મેં ઘર માંડ્યું છે, ને સજ્યું છે. ઘર પર છે માલતીની લતા. દક્ષિણનો માર્ગ તમારે માટે ખુલ્લો રાખ્યો છે. જ્યાં બપોરનો તડકો ને ફૂલની ગંધ તમને પોઢાડવા માટે તત્પર છે. આખું વાતાવરણ તમને આવકારવા તૈયાર ઊભું છે. તમને તરસ લાગશે ત્યારે માટીના વાસણમાં કેળનો રસ તમારી સામે ધરીશ. પ્રિય, વિલંબ ન કરો, આવો.

આજે તમારા આગમનો સમય છે, પ્રિય! તમે આવો. આજે જ તમારે આવવાનું છે. તમે સ્થાનચ્યુત થઈ છો, તમે રસ્તો ભૂલ્યા છો, તમે મારી પાસે આવો પ્રિય. હું તમારા જીવનમાં સંજીવની બનીશ. તમે આધુનિક યુગના સાચા પ્રતીક છો...ઉત્પીડિત ને અશાંત, અતૃપ્ત અને વિક્ષુબ્ધ...મારે તમને ઓળખવા છે, તમને આશ્રય આપવો છે.

હવે નહીં. રાતના મોડું થયું છે એમ કહેતી નથી પણ હવે તમે મોડું કરો નહીં એ આગ્રહથી કહું છું. જલદી ચાલ્યા આવો. તમારી જગ્યા છે મારી બાજુમાં. જેઓ બધા સુધી દુઃખમાં ડૂબ્યા છે, અપમાન ને લાંછનથી જેઓ કચડાયેલા છે, ભાગ્યની વિડંબનાને લીધે જેને માથું નીચે નમાવી રાખવું ન પડે તેમના તરફથી આ પ્રશાંત સીમામાં ઊભા રહી આપણે નફ્ફટાઈ ને અનાચારની વિરુદ્ધ મોરચો માંડીશું; એ મારા અંતરની વાત તમને કહી તમારી અમીટ નજરને રાહ જોતી બેઠી છું, તો પ્રિય, હવે વિલંબ ન કરશો, ચાલ્યા આવો.

લિ. તમારી પ્રિય બાંધવી

©

'પ્રિય બાંધવી' : અનુવાદક શ્રી ચંદ્રકાન્ત મહેતા
પ્રકાશક : જીવન સાહિત્ય મંદિર
કાલબાદેવી રોડ : મુંબઈ-૨

મહારાણા
પ્રતાપ
છાપ
હીંગ
વાપરવા આગ્રહ રાખો
હીંગવાલા ઠા. ગોપાલજી ...
હીંગ, કપુર ...
૨૯૮, વડગાદી. મુંબઈ નં. ૩ ફોન ૨૨૨૧૦

ખંડ ૨જો : કથામુખ

## ૧ ] મૃગાવતીની વાત

વત્સ દેશ અને કૌશાંબી નગરી. એની શોભાનો તો જાણે આરોવારો નથી. લક્ષ્મી જાણે આડેધડ ઊભરાણી છે. એનાં તો જાણે ઝાડ ઊગ્યાં છે. રૂપના દરિયા રેલાય છે ને આઠે પહોર રંગરાગની નોબત બાજે છે. એવી કૌશાંબી નગરીમાં જનમેજય રાજાનો કુંવર શતાનીક રાજ કરે.

રાજાને બધી ય વાતે સુખ. પણ એક વાતનું મોટું દુઃખ છે કે પેટ વસ્તાર નથી. ને એ તો જેવું કહીએ એવું દુઃખ છે.

રાજરાણીએ ધરમ કર્યાં, ધ્યાન ધર્યાં, તપ કર્યાં, તીરથ કર્યાં; તો ય ભગવાન તુશમાન ન થયો ને રાજાને ઘેર પારણાં ન બંધાણાં રાજા ને રાણી તો બિચારાં સંતાન વિનાનાં દિવસ ને રાત ઝૂરે છે.

ને એવે સમે શાંડિલ્ય મુનિ એક દિવસ કૌશાંબીમાં આવી ચડયા. રાજાએ મુનિરાજની ભર્યે ભાવે સેવા કરી. મુનિ કહેઃ 'એક પુત્રનું દુઃખ છે ને રાજા! એમાં તે શી મોટી વાત છે? યજ્ઞ કરો. યજ્ઞદેવની કૃપાએ કરીને રૂડોરૂપાળો પુત્ર પામશો.'

રાજાએ યજ્ઞ કર્યો. યજ્ઞદેવની કૃપાએ કરીને રાજાની રાણીએ પૂરા માસે બત્રીસ-લક્ષણો જણ્યો.

એનું નામ સહસાનીક.

સહસાનીક તો મોટો થાય છે. ભણે છે ને ગણે છે. ને એ વાતને સમે દેવો અને દાનવો વચ્ચે મોટું યુદ્ધ ફાટી નીકળ્યું. દાનવોનું ખૂબ જોર હતું. એમના કટકે ચારે કોરથી સ્વર્ગને ઘેરી લીધું. ઈંદ્રરાજાનું સિંહાસન ડોલવા લાગ્યું હાહાકાર મચી ગયો.

દેવોના લશ્કરનો તો પાર નહિ. તેત્રીસ કરોડ દેવતાનું સૈન્ય. પણ એ બધાં શોભાનાં પૂતળાં. રંગ અને રાગની મહેફિલ માણવી હોય તો વરરાજા જેવા વરણાગિયા બનીને આવે. સવારીએ ચડવું હોય તો મોટા ઠાઠમાઠ સાથે ચાલી નીકળે પૂજા કરાવવી હોય તો ભારેખમ મોઢું રાખીને બેસી જાય. પણ યુદ્ધનું નામ પડયું કે એ તેત્રીસ કરોડમાંથી એકયે ઊભો ન રહે. દેવો તો બધા ઘરમાં સંતાઈને બેસી - ગયેલા અને રાજ્ય જાય તો ઈંદ્રનું જ જાય એવી સ્થિતિ થઈ પડી.

આવી કટોકટીની ઘડીએ ઈંદ્રરાજને કૌશાંબીનો શતાનીક યાદ આવ્યો. શતાનીક ઈંદ્રનો ભાઈબંધ, ઓપટીએ આવીને ઊભો રહે એવો. ઈંદ્રદેવે માતલિ સારથીને કૌશાંબી મોકલ્યો. મિત્રને ભીડ પડી છે એવું જાણ્યું કે તરત જ શતાનીક યુદ્ધે ચડવા તૈયાર થઈ ગયો. યુગંધર મંત્રીને રાજ્યનું કારભારું સોંપ્યું. સુપ્રતીક સેનાપતિને માથે રક્ષણનો ભાર નાખ્યો અને રાજા ઈંદ્રદેવને મદદ કરવા ચાલી નીકળ્યો.

ભયાનક યુદ્ધ થયું. દાનવો ઊભી પૂંછડીએ નાસી ગયા. ઈંદ્રરાજનો જયજયકાર થયો. પણ યુદ્ધમાં શતાનીક રાજા મરાણો.

શતાનીક મૃત્યુ પામ્યો, એટલે સહસાનીક રાજા થયો.

ઈંદ્રરાજે સ્વર્ગમાં વિજયનો ઉત્સવ શરૂ કર્યો. સહસ્રાનીકને આમંત્રણ આપ્યું. વિમાને ચડીને સહસ્રાનીક વિજયનો ઉત્સવ માણવા સ્વર્ગે ગયો.

સ્વર્ગની શોભાનો તો પાર નહિ. દુનિયાને ખૂણે ખૂણે જેટલું સત્વ ભાળ્યું એ બધું લઈ લઈને ઈંદ્રરાજે સ્વર્ગની સાયબી ઊભી કરી છે. રૂપજોબન ભરી અપ્સરાઓના નાચ થાય છે દેવો છેલ-છબીલા થઈને હરેફરે છે. સ્વર્ગમાં તો જાણે રસ અને સૌન્દર્યના અખંડ જાગ શરૂ થયા છે.

સ્વર્ગની અપ્સરાઓને દીઠી એટલે સહસ્રાનીકનું હૈયું હાથ રહ્યું નથી. એ તો અપ્સરાઓની પાછળ ઘેલો ઘેલો થઈ ગયો છે. ચડતી જુવાની છે, ઊકળતું લોહી છે. એક વખત રંગરંગીલી નજરે ચડી પછી રસિયાનું હૈયું હાથ રહે ખરું?

ઈંદ્રરાજે રાજાના મનોભાવ પારખ્યા છે. કહ્યું છે: 'સ્વર્ગની અપ્સરા તો સ્વર્ગનો શણગાર. પણ એથી યે રંગભરી અને મન-મોહની સુંદરીઓ અવનિને આરે વસે છે.'

ત્યારે રાજાએ પૂછ્યું છે: 'પૃથ્વી ઉપર વળી એવું સૌન્દર્ય હશે ખરું?'

ત્યારે ઈંદ્રે કહ્યું છે. 'પૃથ્વી તો બહુ રત્ના છે, રાજા. આ સ્વર્ગનો વૈભવ છે એ તો પૃથ્વીએ દાનમાં દીધેલો છે. પૃથ્વીને ખૂણે ખૂણેથી વીણી વીણીને આ રસસાગર અહીં રેલાવ્યો છે. સ્વર્ગની અપ્સરાનો મોહ છોડી દે, રાજા. એના કરતાં યે સુંદર અને મદભરી એક રાજ-કુમારી તારી રાણી થશે.'

ત્યારે રાજાએ પૂછ્યું છે: 'પૃથ્વી તો વિશાળ છે ને એમાં હું રાજકુમારીને ક્યાં શોધવા જઈશ?'

ત્યારે ઈંદ્રે કહ્યું છે: 'અયોધ્યા નગરી છે ને એનો કૃતવર્મા રાજા છે. એ રાજાને મૃગાવતી નામની કન્યા છે. રૂપે અને રંગે એનો જોટો ત્રણ જગતમાં નહિ મળે. એ મૃગાવતી કન્યા સાથે તારાં લગ્ન થશે, રાજા.'

સાંભળીને સહસ્રાનીક મૃગાવતીના વિચારે ચડ્યો છે. કેવી હશે? શું કરતી હશે? ને વિચારમાં ને વિચારમાં સ્વર્ગની ગલીઓમાં ફરી રહ્યો છે.

માર્ગમાં તિલોત્તમા સામી મળી છે. તિલોત્તમા તો સકળ સૌન્દર્યનો સાર. બધે-થી તલતલ જેટલું લઈને બ્રહ્માજીએ એની કાયા ઘડેલી. તિલોત્તમાએ રાજાનો મારગ રોક્યો છે: 'મારે મંદિરે પધારો, રાજા.'

રાજા તો મૃગાવતીના ધ્યાનમાં છે. કેવી હશે? શું કરતી હશે? તિલોત્ત-માનું બોલ્યું એને કાન પડ્યું નથી. એ તો આગળની વાટે ચાલી નીકળ્યો છે.

તિલોત્તમાના અભિમાનનો પાર નહિ. રૂપ અને જોબનનો ફુવારો ઊડી રહ્યો છે. અંગ અંગથી રોશની ચમકારા કરે છે. એને અભિમાન કેમ ન હોય? એની વાંસે તો દેવોનાં ધાડાં ફરતાં. કંઈક એની કદમબોસી કરતા. કોઈને એણે દાદ દીધી નથી. બધાને ઠોકરે ઉડાડ્યા છે. ને આજે જ્યારે સામી ઊભીને રાજાને એ વીનવે છે, ત્યારે રાજા તો એની સામું યે જોતો નથી એણે તો આવેશમાં ને આવેશમાં રાજાને શ્રાપ દીધો છે: 'મારો તું અના-દર કરે છે, રાજા. પણ યાદ રાખજે, જેનું તું રટણ કરી રહ્યો છે, એનો તને ચૌદ વર્ષનો વિજોગ થશે.'

પણ રાજાને એના કાંઈ ખબર નથી. એ તો હોંશભેર પાછો આવ્યો છે. ને મૃગાવતીને પરણીને પનોતો થયો છે.

રાણી મૃગાવતીને ઓધાન રહ્યું છે. એને રોજ જુદા જુદા ભાવ થાય છે. ને એમાં એક દિવસ રાણીને રક્તભર્યા સરોવરમાં સ્નાન કરવાની ઇચ્છા થઈ છે. રાજાએ અળતાના રંગથી મોટો બધો હોજ ભરાવ્યો છે. રાણીને કહ્યું છે: ‘ લોહીનો કુંડ તૈયાર છે. સુખેથી સ્નાન કરો. ’

રાણીએ કુંડમાં સેલારા માર્યા છે. એની કાયા લાલ ચટક બની ગઈ છે. અંગે અંગેથી લાલ ચટક રંગ ચૂવે છે એ તો જાણે માંસનો લોચો ન હોય એવી દેખાય છે.

લાલ ચટક બનીને રાણી હોજને કાંઠે ઊભી છે ને એવે સમે આકાશમારગે ગરુડ પક્ષી ઊડતો ઊડતો નીકળ્યો છે. ગરુડરાજે રાણીને દીઠી છે. એને તો થયું કે આવડો મોટો માંસનો લોચો પડ્યો છે. સરસ મજાનું ખાજ છે. ઝડપ મારીને ગરુડરાજે રાણીને ઉપાડી લીધી છે. પવન ઉપર પાંખો માંડીને એ તો ઊડી ગયો છે.

ચારે કોર હાહાકાર મચી ગયો છે: ‘ દોડો દોડો. ’ રાણીને ગરુડ ઉપાડી ગયો.

ઉગમણે-આથમણે માણસો દોડ્યા છે. વનજંગલ, પહાડપર્વત, બધે રાજાના માણસો ફરી વળ્યા છે પરંતુ ક્યાંયથી રાણીનો પત્તો લાગ્યો નથી.

કૌશાંબીના રાજમહેલમાં રાજા બેઠો બેઠો ઝૂરી રહ્યો છે, ને આ તરફ ગરુડરાજ મેરુ પર્વત ઉપર પહોંચ્યો છે. એણે રાણીને પંજામાંથી છૂટી મૂકી છે અને નિરાંતે ભોજન કરવા જાય છે, ત્યાં તો એની નજર એના ખાજ ઉપર પડી છે. એ કાંઈ માંસપિંડ નથી; એ તો જીવતી-જાગતી નારી છે. જીવતા માનવીને ગરુડરાજ ખાય નહિ. ગરુડરાજ દૂર દૂરને દેશ ઊડી ગયો છે અને રાણી ભાનસાન વિનાની પર્વતને માથે એકલીઅટૂલી પડી રહી છે.

રાણીને ભાન આવ્યું છે ને એની નજરે સૃષ્ટિની ભયાનકતા દેખાણી છે. ચારે કોર ઘોર જંગલ છે. સિંહવાઘ હાકોટા નાખે છે. મોટા મોટા અજગરો દોડાદોડી કરી રહ્યા છે. હાથીઓ હુંકાટા કરતા જંગલનાં ઝાડ ઉખેડી રહ્યા છે.

વનજંગલમાં રાણી રખડી રહી છે. ક્યાંય માનવીનું જણ્યું સાચું મળતું નથી. ક્યાંય ઊભા રહેવાનો આધાર નથી. રાજમહેલની વસનારી આજે આળાંઝાળાંમાં આથડી રહી છે એક વસ્ત્ર અંગે હતું એ ય ફાટી ગયું છે અને અંગ ઉપર ઉઝરડાનો પાર નથી.

રાણી વલવલતી ચાલી જાય છે ને એમાં સામેથી મોટો જબ્બર અજગર મોઢું ફાડીને રાણીની સામો દોડ્યો આવે છે. હમણાં જાણે રાણીને ગળી જશે. મોત સામું દોડ્યું આવે છે તો ય રાણીને હૈયે એનો ધ્રાસકો નથી. વનજંગલના રખડપાટ કરતાં તો આ મોત રૂડું છે. રાણીને થયું છે કે ભલો ભગવાન વહારે ચડ્યો ખરો. હાશ, છુટકારો થશે. એ તો અજગરની વાટ જોતી અજગરના મારગમાં ઊભી છે.

પણ ભગવાન તો એનો એ છે. એ તો ભલો યે નથી ને ભૂંડો યે નથી. માનવી એના પ્રત્યે જેવા ભાવથી જુએ, એવા ભાવે એને એ દર્શન દે રસ્તામાં એક ઝાડની ડાળ પડી છે. ફડાકાઈ પડેલી, ત્રાંસી જાણે તલવારની ધાર જ

જોઈ હવે. અજગર સુસવાટા દેતો દોડ્યો આવે છે ને ઓસી ડાળ એના મુખમાં પેસી ગઈ છે. છરીથી કાકડી ભેળાઈ જાય એમ અજગર ઊભો ને ઊભો ચિરાઈ ગયો છે ને રાણીને થયું છે કે આ તો સમજવાને વાંકો થયો છે. મોઢ કરીને મોત આવ્યું'તું, એ ય મુખ મરડી ચાલ્યું ગયું.

આગળ ચાલતાં વળી એક હાથીડાને દીઠો છે. ગાંડાતૂર બનીને દોડ્યો આવે છે. મોટાં મોટાં ઝાડવાં મૂળમાંથી ઉખેડી રહ્યો છે. રાણીને થયું છે કે હવે તો જરૂર ઉદ્ધાર થશે. આ હાથીડો કાંઈ હવે આવ્યો લાગ જવા નહિ દે. પણ રાણીની આવરદા લાંબી છે ને ગાંડો હાથી ડાહ્યો થઈને એક કોરાણેથી આગળ નીકળી ગયો છે.

એમ આફત આવે છે ને આફત ઊતરે છે. રાણી આગળ અને આગળ ચાલી જાય છે. એના રખડપાટનો જાણે કાંઈ આરો નથી. આંખેથી આંસુડાની ધાર ચાલી જાય છે ને અંગેથી લોહી ટપકી રહ્યું છે. પણ કોઈ કરતાં કોઈ એની સારવાર કરનારું નથી ને જીવતો જીવ છે, ત્યાં સુધી એના રખડપાટ પૂરા થવાના નથી.

ને માનવીને લાગે કે રખડપાટ પૂરા થવાના નથી. પણ ભગવાન બીજું જ ધારીને બેઠો હોય છે. ધણીએ ધાર્યું હોય તેમ થાય છે ને એમ આગળ ચાલતાં રાણીની નજરે એક ઋષિકુમાર પડ્યો છે. પેટના દીકરાને દીઠે ય એવી ટાઢક માતાને નહિ વળતી હોય. રાણીના દેહમાં નવું ચેતન આવ્યું છે ને એણે દોટ દીધી છે.

જમદગ્નિ ઋષિનો આશ્રમ છે અને ઋષિકુમાર વનફળ વીણવા જંગલમાં ફરી રહ્યો છે. એણે રાણીને દીઠી છે. દોડ્યો દોડ્યો પાસે ગયો છે: 'વનમાં ભૂલાં પડી ગયાં છો, મા? પણ હવે વાંધો નથી. પિતાશ્રીનો આશ્રમ પાસે જ છે.'

ઋષિકુમાર મૃગાવતી રાણીને આશ્રમે તેડી ગયો છે. ઋષિએ રાણીને દીકરી કરીને રાખી છે. પૂરા માસે રાણીએ પુત્રને જન્મ દીધો છે.

ઋષિએ એનું નામ ઉદયનકુમાર રાખ્યું છે.

એક દિવસ ઉદયનકુમાર શિકારે ગયો છે જંગલમાં એક ગારુડીએ મોટો બધો સાપ પકડ્યો છે. સાપ આછેછ કરે છે, પણ ગારુડી એને છોડી દે એવો મૂરખ નથી. ને એવામાં કુમાર ત્યાં જઈ ચડ્યો છે.

કુમારે કહ્યું છે: 'એલા એય! એ સાપને છોડી દે.'

ત્યારે ગારુડીએ કહ્યું છે: 'સાપને છોડી જ દઉં ને? એના ઉપર તો મારી આજીવિકાનો આધાર છે. સાપને કરંડિયામાં પૂરીશ. શહેરની શેરીઓમાં ફરીશ. લોકોને એકઠા કરીશ. મોરલી વગાડી સાપને મનાવીશ. સાપ ફેણ માંડી ડોલશે અને લોકો પ્રસન્ન થઈ મને ભીખ આપશે.'

ત્યારે ઉદયને કહ્યું છે: 'તારે ભીખનું કામ છે ને! મારું આ કડું આપું સાવ સોનાનું છે.'

ગારુડી કુમાર સામું અને કુમારના કડા સામું જોઇ રહ્યો છે. તેણે કહ્યું છે: 'સોનાનું કડું!'

ત્યારે ઉદયને કહ્યું છે: 'તું સાપને છોડી દે. હું તને સોનાનું કડું આપું. આવી ભીખ તને કદી મળી નહિ હોય.'

ગારુડીએ તો સાપને છોડી દીધો છે. કુમારનું કડું લઈને ખુશી ખુશી થતો ચાલ્યો ગયો છે.

ગારુડી ગયો એટલે સાપને વાચા આવી છે. એ તો વાસુકિ નાગનો ભાઈ છે. દેવતાઈ નાગ છે. એણે કુમારને કહ્યું છે: 'કુમાર ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. સારું થયું તેં મને છોડાવ્યો, નહિતર એ ગારુડી તો મારે માથે સો સો વાનાં કરત'

સાપે કુમારને સરસ મજાની વીણા આપી છે. કદી ન કરમાય એવાં ફૂલડાંની માળા આપી છે, અગરજાનો ગોટો આપ્યો છે. પાનનાં બીડાં આપ્યાં છે. બધું આપી કરી સાપ અંતર્ધાન થઈ ગયો છે. બધું લઈ કરીને કુમાર આશ્રમમાં પાછો આવ્યો છે.

ગારુડી રખડતો રખડતો કૌશાંબી નગરીમાં જઈ ચડ્યો છે ને એક સોનારાની દુકાને કડું વેચવા બેઠો છે. સોની સોનાનું મૂલ કરે છે ને એમ કરતા કડા ઉપર રાજમુદ્રા છે ને સોનીની મુદ્રા ઉપર નજર પડી છે. મુદ્રા જોઈ સોનીને થયું છે કે આ તો રાજાનો માલ છે. કાં તો ચોરી લાવ્યો હશે ને કાં ઇનામ મળ્યું હશે પણ આપણે વાંકમાં નો આવવું. એણે તો કોટવાળને બોલાવ્યો છે.

કોટવાળની તો નજર જ એવી કે જગતમાં પોતે એક જ શાહુકાર છે, બાકીના બધા ચોર છે. એણે તો ગારુડીને ચોર જાણી પકડ્યો છે.' મુસ્કેટાટ બાંધ્યો છે અને કચેરીમાં રાજાની પાસે ખડો કર્યો છે.

કડું જોઈ રાજાએ કહ્યું છે: 'આ તો રાણી મૃગાવતીનું કડું.'

ત્યારે ગારુડીએ કહ્યું છે: 'રાજા ! હું ચોર નથી, લૂંટારો નથી. મેં ચોરી કરી નથી. રાજાના ભંડાર લૂંટ્યા નથી. વનવગડામાંથી એક સાપને પકડ્યો'તો. કોઈ એક ઋષિકુમારે આવી સાપને છોડાવ્યો ને ભીખમાં મને આ કડું આપ્યું છે.'

ત્યારે રાજાએ કહ્યું છે: 'આ ગારુડીને છોડી મેલો; એ તો મારી પ્રિયતમાની ભાળ લાવ્યો છે.'

ત્યારે કોટવાળે ગારુડીનાં બંધન છોડી નાખ્યાં છે. ત્યારે રાજાએ કહ્યું છે: 'ભાઈ ગારુડી, મને જંગલનો મારગ બતાવીશ ?'

ત્યારે ગારુડીએ કહ્યું છે: 'શું કામ નહિ બતાવું ? જંગલ બતાવીશ, જંગલનો મારગ બતાવીશ. જડશે તો જંગલનો સાપ પણ બતાવીશ. અને આ કડાના પહેરનાર કુમારને પણ બતાવીશ.'

રાજાએ ગારુડીને ખોબો ભરીને સોનામહોર આપી છે. લાવલશ્કર તૈયાર કર્યું છે અને રાજા રાણી મૃગાવતીને મળવા જંગલની વાટે ચાલી નીકળ્યો છે.

આગળ આગળ પેલો ગારુડી છે ને પાછળ રાજાની અસવારી છે. બધા જંગલની વાટે ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં જંગલમાં રાત પડી છે.

રાતને સમે બધા વાતો કરતા બેઠા છે ને એમાં કોઈએ રાજાને કહ્યું છે: 'રાજા ! સુખ ને દુ:ખ સંયોગ ને વિયોગ એ તો દુનિયાની ઘટમાળ છે. તમારે માથે તે એવું કર્યું દુ:ખ આવી પડ્યું છે ? એવાં તો દુખ પડ્યાં'તાં એક વખત શ્રીદત્તને માથે ને એની પ્રિયા મૃગાંકવતીને માથે.

ત્યારે રાજાએ પૂછ્યું છે: 'અહો એ વળી શી વાત છે ?'

ત્યારે વાત કરનારે શ્રીદત્ત અને મૃગાંકવતીની વાર્તા માંડી છે. [ચાલુ

## હિંદની આઝાદીનું એક વર્ષ પુરૂં થાય છે

હિંદના ઉદ્યોગોએ ઘણી જ પ્રગતિ સાધી છે અને હિંદવાસીઓએ તેને અપનાવી છે.

દેશના ખૂણે ખૂણે અમારી બનાવટો પ્રસિદ્ધ છે

તમો પણ આજથી જગમશહુર

# પંઢરીનાથ બ્રીલીયન્ટાઈન

વાપરો

સર્વ સ્થળે મળે છે.

બનાવનાર :—

પંઢરીનાથ બ્રીલીઅનટાઈન ડેપો

મુંબઇ - ૨૮. HVB.

# હંસ એન્જીનીયરીંગ વર્કસ

(મીકેનીકલ એન્જીનીયર્સ)

- ઓઈલ એન્જીનનાં સ્પેઅર પાર્ટો
- સ્ટીમ એન્જીનનાં સ્પેઅર પાર્ટો
- પીસ્ટન રીંગ્ઝ તેમજ દરેક જાતનાં દાતાનાં મશીનકટ ચક્કરો, ઉપરાંત પીસ્ટન અને દરેક જાતનાં ઓટો સ્પેઅર પાર્ટસ બનાવનારા.

એકવાર પધારી ખાત્રી કરો.

૧૧, કાવસજી પટેલ સ્ટ્રીટ, યાઝદાની રેસ્ટોરા પાછળ : મુંબઈ ૧.
ટે. નં. ૨૭૪૩૩

# બાદશાહ સોલોમન અને હુદહુદ

નરહરિ કાશ્યપ

[ આપણે જેને ઘટીટાંકણિયો કહીએ છીએ તે જ હુદહુદ. જેનું અંગ્રેજી નામ હુપ્પો છે. તેના શરીરનો રંગ સુંદર બદામી છે. અંદર પાંખમાં કાળા અને ધોળા પટ્ટા હોય છે. તેની ચાંચ પાતળી અને લગભગ બે ઇંચ લાંબી હોય છે. ખાસ ધ્યાન ખેંચે તેવી તેની કલગી છે. એ કલગી જ્યારે બંધ હોય છે ત્યારે જાણે માથા પર બંને બાજુએ ચાંચ હોય તેવો દેખાવ લાગે છે પણ જેવી કલગી ઊઘડે કે તુર્ત જ એ ભ્રમ દૂર થાય છે. ખોરાકમાં તે જીવડાં ખાય છે. તેનું કદ કાબર જેવડું હોય છે. તે ટોળામાં જોવા નહીં મળે કારણ તે એકલરોકલ જ ફરતો રહે છે. નવરાત્રના દિવસો અગાઉ તે આપણે ત્યાં ઉત્તરમાંથી આવે છે અને માર્ચ મહિનાની શરૂઆતમાં પાછાં ચાલ્યાં જાય છે. મૂળ આ પક્ષી ઈજિપ્ત બાજુનું ગણાય છે. ઈજિપ્તના જૂનાં સાહિત્યોમાં આ પખીનો ઉલ્લેખ છે. અને આને માટે કેટલીયે દંતકથાઓ રચાઈ છે જેમાંની એક નીચે આપવામાં આવી છે. — લેખક ]

જૂના વખતમાં સોલોમન નામનો મોટો બાદશાહ રાજ્ય કરતો હતો. તે પોતાના છૂપા મંત્રબળે પ્રાણીમાત્ર પર સત્તા ભોગવતો હતો; દરેક પ્રાણીઓની ભાષા તે સારી રીતે સમજી શકતો હતો તેમજ બોલી શકતો હતો. ટૂંકમાં દરેકેદરેક જીવાત્મા તેની ઇચ્છા મુજબ ચાલતા.

બાદશાહ પાસે એક ચમત્કારિક શેતરંજી હતી, અને તેનો ઉપયોગ તેઓ મુસાફરીએ જવામાં કરતા. તે શેતરંજીમાં કોઈ અલૌકિક શક્તિ હતી. બાદશાહનું હાથીદાંતનું સિંહાસન માત્ર સમાઈ શકતું અથવા તો મોટાં લશ્કરો પણ તેમાં મુસાફરી કરતાં. હવામાં રહેતાં ચાર ભૂત આ શેતરંજીને ઉપાડતા અને બાદશાહ જ્યાં જવા હુકમ કરે ત્યાં લઈ જતા.

આવી રીતે એક વખત બાદશાહ, પોતાની શેતરંજી પર, હાથીદાંતના સિંહાસન પર બેસી, પૃથ્વીના જુદા જુદા દેશોની મુલાકાતે નીકળ્યો હતો. એમ ને એમ મુસાફરી કરતાં કરતાં બપોર થયા ત્યારે બાદશાહના માથા પર સૂર્યનાં કિરણોની ગરમી પડવા માંડી; અને આ ગરમીથી બચવા છત્ર કે એવું કંઈ સાધન સાથે ન હતું. એટલામાં આકાશમાર્ગે ગીધડાંનું એક મોટું ટોળું ઊડતું જતું-જોઈને બાદશાહે તુર્ત જ બૂમ મારી તેમને બોલાવ્યાં અને કીધું કે 'એ ગીધો! મારા માથા પર ઊડવાનું શરૂ કરો, જેથી તમારી પાંખોથી થતા છાંયામાં મને ગરમી ન લાગે.' આ સાંભળી ગીધડાંના પટેલે આગળ આવી જવાબ દીધો કે 'બાદશાહ! અમે હાલ ઉત્તર તરફ જઈએ છીએ અને આપ દક્ષિણ તરફ જવા ધારો છો, માટે આપની સાથે ઊડવાનું અમારાથી બની શકે તેમ નથી. અમને ખબર છે કે આપને સખત ગરમી લાગે છે, પણ તેમાં અમે મદદ કરી શકીએ તેમ નથી. અમે તો જ્યાં જવાનું ધાર્યું છે ત્યાં જ જવા માગીએ છીએ.'

આ સાંભળી બાદશાહ ક્રોધે ભરાયો અને બરાડી ઊઠ્યો: 'હરામી ગીધડાંઓ, આ તમારો બાદશાહ કે જે આખી પૃથ્વી પર રાજ્ય કરે છે તેના હુકમને તાબે થતા નથી! જાઓ તમને શ્રાપ આપું છું કે તમારી ડોક પરનાં તમામ પીંછાં ખરી પડશે; શિયાળાની ઠંડી, ઉનાળાની ગરમી અને ચોમાસાનો ધોધમાર વરસાદ, એ બધું જ આ તમારી નાલાયક ડોક પર પડશે, વળી આજ સુધી ખૂબ આનંદથી ઊડ્યાં છો પણ હવેથી મરેલું માંસ જ ખાણ તરીકે તમને મળશે અને તમારી આખી જાત પૃથ્વીના અંત સુધી ગંદી ગણાશે.' આ પ્રમાણે શ્રાપ આપીને બાદશાહ સોલોમને આગળ મુસાફરી શરૂ કરી. તેટલામાં હુદહુદ નામનાં પંખીઓનું ટોળું ઊડતું સામું મળ્યું. તેમને પણ બાદશાહે રોકી રાખી ગીધડાંને જે કહ્યું હતું તે જ સંભળાવ્યું.

હુદહુદનો રાજા સમજુ હતો. તેણે નમ્રતા-

પૂર્વક જવાબ આપ્યો: 'જહાંપનાહ! અમે તો નાના કદનાં પક્ષીઓ છીએ અને વધુ વિસ્તારમાં છાંયો કરવાને અશક્ત છીએ, છતાં હું મારી આખી જમાતને મદદમાં લઈ બનતો છાંયો કરીશ.'

આ પ્રમાણે વચન આપ્યા પછી, તેણે ઝપાટાભેર બધાને ભેગાં કરી, બાદશાહના માથા પર વાદળાંની માફક ઊડવા માંડ્યું; અને આવી રીતે મુસાફરીના અંત સુધી બાદશાહને સૂર્યનાં કિરણોની ગરમીથી બચાવ્યો. બાદશાહ ખૂબ ખુશ થયા અને તેને પોતાના હાથીદાંતના મહેલમાં આવવાનું આમંત્રણ આપી વિદાય કર્યો.

થોડા દિવસ બાદ જ્યારે હુદહુદનો રાજા, બાદશાહ સોલોમનના હાથીદાંતના મહેલમાં દાખલ થયો ત્યારે સોનાના રત્નજડિત સિંહાસન પર બેસી શાહ કંઈક લખી રહ્યા હતા.

બાદશાહે જેવો હુદહુદને જોયો કે તુર્ત જ આનંદથી બોલી ઊઠ્યા: 'મેં તને એટલા માટે બોલાવ્યો છે કે જે રીતે તે મારી સેવા બજાવી છે અને જે રીતે વફાદારી બતાવી છે તેના બદલામાં મારે તને શું ઇનામ આપવું? અને એવું હું શું આપું કે જે તમોને આખી જિંદગી યાદ રહે.'

આ સાંભળી પેલો રાજા—પોતાને બાદશાહ સન્મુખ ઊભા રહેવાનું મોટું માન અને આપવામાં આવનાર મોટા ઇનામથી—જરા મૂંઝાયો પરંતુ સ્વસ્થ ચિત્તે નમન કરીને બોલ્યો: 'બાદશાહ અમર રહો. આપના આ સેવકને વિચાર કરવા માટે એક દિવસની મુદત આપો કે જેથી હું મારી રાણી અને સલાહકારોને પૂછી ઇનામ બાબત નક્કી કરી શકું.'

બાદશાહે તેમ કરવા સંમતિ આપી.

હુદહુદનો રાજા ઊડીને સીધો પોતાની રાણી પાસે આવ્યો અને ખૂબ હોંશભેર તેને પોતાને બાદશાહે આપેલ મોટા માનની બધી વાત કરી. રાણીએ તુર્ત જ સલાહકારોને બોલાવવા એક જણને મોકલ્યું. થોડી વારમાં બધા આવી પહોંચ્યા, અને એક ઝાડ પર એકઠા થયા. આરંભમાં રાજાએ બધાને વિગતવાર વાત કહી સંભળાવી અને દરેકનો આ બાબતમાં શો અભિપ્રાય છે તે પૂછ્યું. દરેકે પોતપોતાની રીતે મત આપ્યો, જો કે દરેકનો મત એકબીજાથી જુદો પડતો હતો. કોઈએ પૂંછડી લાંબી થાય એવી ઇચ્છા બતાવી તો કોઈએ પીંછાનો રંગ ભૂરો અને લીલો થાય એમ જણાવ્યું. એક જણે તો વળી શાહમૃગની જેવડા થવાની વૃત્તિ દર્શાવી. આ રીતે ચર્ચા કરતાં સૂર્યાસ્ત થયો તોય એકેય નિર્ણય પર તેઓ આવી શક્યા નહીં. છેવટે કંટાળીને રાણીએ રાજાને એક બાજુ લઈ જઈને કહ્યું: 'વહાલા નાથ! મારા બે બોલ સાંભળો. આપણે બાદશાહને માથા પર રક્ષણ આપ્યું છે, માટે આપણા માથા પર સોનાનો તાજ આવે એવી માગણી કરીએ, આથી આપણે બીજાં બધાં પંખીઓથી ચડિયાતાં કહેવાશું. કેમ બરોબર ને!' રાજાને આ વાત ગળે ઊતરી ને બીજાં બધાએ પણ તેમાં મંજૂરી આપી.

તુર્ત જ હુદહુદ, બાદશાહ સોલોમનની હજૂરમાં આવ્યો અને વિનંતી કરી કે 'નામદાર! અમે આપને માથા પર રક્ષણ આપ્યું છે માટે અમારા માથા પર સોનાનો તાજ આવે એવું અમે નક્કી કર્યું છે.'

આ સાંભળી બાદશાહ હસ્યો અને પૂછ્યું: 'આજે તમે નક્કી કર્યું છે તેનું શું પરિણામ આવશે તે વિચારી જોયું છે?'

'હાજી. અમે બધાએ ભેગા મળીને જ નિર્ણય કર્યો છે અને ઇનામ તરીકે સોનાના તાજની જ ઇચ્છા ધરાવીએ છીએ.'

હુદહુદનો આવો નિશ્ચય સાંભળીને શાહે કહ્યું: 'ભલે, તમારા માગ્યા પ્રમાણે થશે. પણ જરા ઊભો રહે, તું સાવ મૂરખ પક્ષી છે, એ તો જ્યારે તારા પર મુસીબત આવશે ત્યારે તું તારી મૂર્ખતા જોઈ શકીશ. પણ તેથી ગભરાઈશ નહીં, મારી પાસે આવજે, હું તને મદદ કરીશ.'

માથા પર સોનાના તાજ સહિત હુદહુદે

બાદશાહ પાસેથી વિદાય લીધી. મહેલમાંથી બહાર નીકળતાં જ પોતાના જાતભાઇઓના માથા પર તેણે સોનાના તાજ જોયા. બધાએ એક સાથે 'બાદશાહ સોલોમન ઘણું જીવો' એવી આનંદ-કિકિયારીઓથી વાતાવરણને ભરી દીધું. બાદશાહ સોલોમનને હાથે મળેલું માન અને માથે સોનાનો તાજ એટલે હુદહુદના ગર્વનું તો પૂછવું જ શું! પક્ષી-જગતના સર્વસત્તાધીશો હોય તેવું વર્તન બીજા પક્ષીઓ પ્રત્યે તેઓ બતાવવા લાગ્યા. દરેક હુદહુદે ઉન્નત મસ્તકે, પગ પછાડીને ચાલવું શરૂ કર્યું. બીજાં પક્ષીઓ આ બાબત કંઈ પૂછે તો ઉદ્ધતાઈથી જવાબ આપવા લાગ્યા. ટૂંકામાં હવે હુદહુદોને કોઇની દરકાર ન રહી. પોતે કેવાં લાગે છે તે જોવા માટે બધા સરોવરને કાંઠે ભેગા થયા. દરેક જણ પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોવા લાગ્યું અને અંદર અંદર એકબીજાથી વધુ રૂપાળા કેમ દેખાવું તેનો પ્રયત્ન કરવા લાગ્યું. એટલું તેમણે નક્કી કર્યું હતું કે બીજાં પંખીઓ હવે રૂપાળાં રહ્યાં નથી. તેમના ગર્વની સીમા ન રહી અને તેમનું તોફાન વધતું ચાલ્યું.

દરમિયાન બન્યું એવું કે તેમની આ બધી હિલચાલ એક શિકારી જોયા કરતો હતો, અને હુદહુદના માથા પર ચળકતી ધાતુ છે અને પોતાની જાત દીપાવવા પાણીમાં વારંવાર જોયા કરે છે એમ સમજી તેણે જાળ પાથરી બુદ્ધિપૂર્વક એક આરસીનો કકડો જાળમાં મૂક્યો.

થોડી વારે એક હુદહુદ પોતાની જાત દીપાવવા આરસીમાં જોવા ગયું અને જાળમાં સપડાયું. શિકારીએ તેને પકડ્યું, અને માથા પર ચળકતી ધાતુનો તાજ જોઇને તેને મારી નાખી, માથા પરનો તાજ કાઢી લીધો. તાજ થેલીમાં નાખીને શિકારી ગામમાં કંસારાની દુકાને આવ્યો, અને પેલો તાજ તેને બતાવીને શું કિંમત ઊપજશે તેમ પૂછ્યું. કંસારાએ તાજ પિત્તળનો છે તેમ કહી શિકારીને નજીવી કિંમત આપી દીધી. ઉપરાંત આવા વધુ તાજ મળે તો કોઈને ય જાણ કર્યા વગર લાવવાની સૂચના આપી શિકારીને વિદાય કર્યો.

શિકારીએ હવે હુદહુદને મારી નાખી તાજ ભેગા કરવાનો ધંધો શરૂ કર્યો. જેટલાં તાજ મળ્યા તેટલા બધા ય તેણે કંસારાને મામૂલી કિંમતમાં વેચ્યા હતા. એક દિવસ જ્યારે તે શિકારેથી પાછો ફરતો હતો તેવામાં એક ઓળખીતો ઝવેરી રસ્તામાં મળ્યો. તેને શિકારીએ આ તાજ બતાવ્યા ત્યારે ઝવેરીના આશ્ચર્યનો પાર ન રહ્યો. શિકારીને પૂછવામાં આવ્યું કે તે આટલા બધા તાજ ક્યાંથી મેળવી લાવ્યો! વધારામાં એમ પણ કહ્યું કે જો આ તાજ મને વેચવામાં આવશે તો બદલામાં સોનાના સિક્કા મળશે. શિકારીને પોતાની ભૂલ સમજાઇ. અને હવેથી તેણે બધા તાજ ઝવેરીને વેચવા માંડ્યા. આવા તાજની ખ્યાતિ ધીમે ધીમે ખૂબ પ્રસરી ગઇ. કેટલાય લોકોએ આ શિકારના ધંધામાં ઝંપલાવ્યું. સોની અને ઝવેરીઓ જાતે જ શિકાર કરવા લાગ્યા. કેટલાક વળી શિકારનો સામાન બનાવવાનો ધંધો શરૂ કર્યો. જાળની કિંમત બજારોમાં વધી ગઈ અને સાથોસાથ તે બનાવનારાઓનાં નસીબ પણ ઊઘડી ગયાં. આ રીતે રોજના સેંકડો હુદહુદોનો કચ્ચરઘાણ નીકળી જતો. તાજના લોભમાં શિકારીઓમાં માંહોમાંહે મારામારી થવા લાગી. આવા કટોકટીના સમયમાં કોઈ પણ હુદહુદ બહાર ફરી શકતું નહીં.

દિનપ્રતિદિન પોતાની જાતની સંખ્યામાં ઘટાડો થતો જોઇને એક રાત્રે રાજાએ એક ખાનગી બેઠક બોલાવી અને આ બાબતમાં હવે શું કરવું તે સૌને પૂછ્યું. દરેકને પોતાની ઘડીઓ ગણાતી લાગતી હતી. બધાએ દોષનો ટોપલો રાજાને માથે ઓઢાડ્યો. એક હુદહુદે તો એટલે સુધી કીધું કે આની સલાહ મુજબ ચાલ્યા તેમાં જ આ નિકંદન નીકળી રહ્યું છે. બીજા ડહાપણવાળાએ એમ કહ્યું કે 'કોઈ આપણો શિકાર ન કરી શકે' એવું ઇનામમાં કેમ ન માગ્યું! સર્વેએ ઉગ્ર સ્વરૂપ પકડ્યું

હતું છતાંય રાજાએ શાંતિ અને ધીરજથી બધું સહન કરી' સૌને સાંભળ્યા. બાદશાહ સોલોમનનાં વચનો તેને યાદ આવ્યાં પણ ત્યાં મદદ માગવા જવામાં જીવનું જોખમ હતું છતાંય પોતાની જાતની હસ્તી ટકાવી રાખવા ખાતર, તે દરબારમાં જવા તૈયાર થયો.

ચોરીછૂપીથી, સાવચેતીપૂર્વક ઊડીને તે બાદશાહ સોલોમનની સન્મુખ હાજર થયો. બાદશાહે આગમનનું કારણ પૂછ્યું તો કંઈ પણ જવાબ આપે તે પહેલાં હુદહુદનો રાજા રડી પડ્યો અને આંખમાં આંસુ સહિત પોતાને માથે પડેલા અત્યાચારની વિગતો સવિસ્તર કહી સંભળાવી.

આછું સ્મિત કરીને શાહે કહ્યું: 'મેં તને અગાઉથી જ ચેતવણી આપી હતી કે તું જે સોનાની ઈચ્છા ધરાવે છે તે ખોટું કરે છે. ચોક્કસ માનજે કે આ મળેલા સોનાના તાજના ગર્વથી જ તારી જાતનું ખંડન થયું છે, પણ તેં બજાવેલી સેવાના બદલામાં મારે તને મદદ કરવી જોઈએ. તેથી આ સોનાના તાજને, પીંછાના તાજમાં ફેરવી નાખું છું કે જેથી તમે પૃથ્વી પર શાંતિમય જીવન ગુજારી શકો.'

'બાકી જીવના રહેલા દરેક હુદહુદના માથા પર પીંછાનો તાજ આવી ગયો હતો. શિકારીઓને જ્યારથી એમ લાગ્યું કે હવે સોનાના તાજ નથી આવતા, ત્યારથી તેમણે પણ હુદહુદને પકડીને મારી નાખવાનું બંધ કર્યું.

હુદહુદોએ બીજાં પક્ષીઓની મૈત્રી ફરી શરૂ કરી અને આનંદથી અને સંપથી જીવન ગુજારવા લાગ્યા ધીમે ધીમે તેમની જાતમાં ખૂબ વધારો થયો જે આજ સુધી એમના વંશવારસો શાંતિમય જીવન ગુજારી રહ્યા છે

(અંગ્રેજી પરથી


✻ રસોઈની લહેજત અને ગૃહીણીની શોભા ✻
વર્ષોથી જનતાએ વખાણેલી અમારી
ટ્રેડ P માર્ક




વાપરવાનો આગ્રહ રાખો
હીંગ વાલા
ઠા. ગોપાલજી ચાંપશીની કું.
હીંગ ✻ કપુર ✻ અજમાના ફુલ ✻ પીપરમીન્ટ
ના ફુલ ✻ તજ ✻ રૂહી ✻ પારો વગેરેના
જથાબંધ તથા છુટક વેપારી
વડગાદી — સેમ્યુઅલ સ્ટ્રીટ મુંબઈ ૩
ટેલીફોન ૨૩૪૫૪ . . . . . . . . . ગ્રામ "SAVITA"

# સમાજ અને સાહિત્યની નવાજૂની

ભાવનગર સાહિત્ય સભાએ તા. ૭–૮–૪૮ ના રોજ 'ટાગોર જયંતી' નિમિત્તે એક કાર્યક્રમ પ્રા રવિશંકર મ. જોશીના પ્રમુખપદે, આલ્ફ્રેડ હાઇસ્કુલના સભાગૃહમાં યોજ્યો હતો શરૂઆતમા શ્રીમતી કુમુદિની જ. રાવળે કવિવર ટાગોરનું એક બંગાળી ગીત ગાયા બાદ શ્રી ભીમજીભાઈ સુશીલ, શ્રી નાથાલાલ દવે, શ્રી નરેન્દ્ર બધેકા અને શ્રી મુકુંદરાય પારાશર્યે પ્રાસંગિક પ્રવચનો કર્યા હતાં.

ઉપરોક્ત સંસ્થાને જ આશ્રયે તા. ૮–૮–૪૮ ના રોજ એ જ સ્થળે સ્થાનિક કવિઓના કાવ્ય-ગાનનો એક કાર્યક્રમ યોજાયો હતો. જૂનાનવા ઓગણીસ કવિઓએ કાવ્યો, ગીતો અને ગઝલોનું, શ્રોતાઓને રા કલાક સુધી એકધારું રસપાન કરાવ્યું હતું.

૧૫મી ઓગસ્ટનું આઝાદીપર્વ ભાવનગરની સંસ્થાઓએ અને જનતાએ હર્ષભેર ઊજવ્યું હતું. તે જ દિવસે પૂજ્ય રાષ્ટ્રપિતાના નામ પરથી, ઘોઘા દરવાજાથી બંદર સુધીના શહેરના રાજમાર્ગનું, 'મહાત્મા ગાંધી રસ્તો' એવુ નામકરણ કરવાનો વિધિ શહેર સુધરાઈ તરફથી કરવામાં આવ્યો હતો.

ધી હિંદુસ્તાન કોમર્શિયલ બેન્ક લિમિટેડની ભાવનગર શાખા, મહાત્મા ગાંધી રસ્તા પર ખારગેટ પાસે તા. ૧૮–૮–૪૮ સે ખોલવામાં આવી છે.

હાલના સૌરાષ્ટ્રના હંગામી રાજપ્રમુખ ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીની હિંદી સરકારે મદ્રાસના ગવર્નર તરીકે નિમણૂક કરી છે.

શ્રી પ્રભાત કલા મંડળ લિમિટેડ (ભાવનગર)ના પ્રથમ નાટક 'ભર્તૃહરિ'નું ઉદ્ઘાટન તા. ૧૪–૮–૪૮સે ભાવનગરના મહારાજા સાહેબના વરદ હસ્તે થયું હતું.

મહાગુજરાતના ગઝલ મંડળનો નવો મુશાયરો જાણીતા સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈને પ્રમુખપદે તા. ૨૨–૮–૪૮ના રોજ સુરત મુકામે યોજાયો હતો.

અમદાવાદના પાક્ષિક 'નાટક'નો જુલાઈનો અંક 'મેક્સીમ ગોર્કી અંક' તરીકે પ્રગટ થયો છે.

જાણીતા 'ભારતી' અઠવાડિકના તંત્રી શ્રી રમણલાલ જાનીને તંત્રીપદે નવું દૈનિક 'વર્તમાન' અમદાવાદથી શરૂ થયું છે.

---

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો

---



જમાનાની સાથે સાથે !

રસોડાની રાણીઓએ
સ્ટેનલેસ સ્ટીલનાં વાસણો
ખરીદવાનું નક્કી કર્યું છે !

ખરીદતી વખતે

# PURE (પ્યોર)

આટલું બરોબર વાંચી ખરીદજો. ઉત્તમ
માલની એ નિશાની છે. ટકાઉપણાની ખાત્રી છે.
ચળકાટ હંમેશનો છે.

સોલએજન્ટ:— **પટેલ્સ યુનાયટેડ** પો. બો. નં. ૧૩૭૭, મુંબઈ ૧

વેપારીઓને ઉદાર શરતો — આજે જ પ્રાઈસ લીસ્ટ મગાવો

સર્વ રોગો પર અકસીર પુરવાર થઇ ચુકેલ બીજે સંજીવની કાઢાના બનાવનાર
મી. બીજેએ શાસ્ત્રોક્ત પદ્ધતિથી તૈયાર કરેલ

# "સૂર્ય બાણ કાઢા"

આ કાઢાના સેવનથી દરેક જાતના જડ કરી બેઠેલા તાવ નાબુદ થાય છે. મંદાગ્નીને સતેજ કરે છે. કકડીને ભુખ લગાડે છે. શરીરનું આકાઇ જવું, દુખાવો થવો, સાંધાનો દુખાવો થવો, શરીરમાં કળતરો થવી. ધાતુક્ષીણતા, તેમજ સ્ત્રીઓના દરેક દરદો ઉપર અકસીર પુરવાર થઇ ચૂકેલ છે. આ કાઢો દેશી વનસ્પતિઓમાંથી તૈયાર કરેલો હોવાથી કશો બાધ કરતો નથી. બાળક, વૃદ્ધ તેમજ સ્ત્રીઓને સરખો ઉપયોગી છે. હજારો માણસોએ વાપરી સંતોષ અનુભવ્યો છે.

આજેજ મંગાવી ખાત્રી કરો

**ન્યૂ બીજે ફાર્માસ્યુટીકલ વર્ક્સ**

ધરૂવાડી, ફરગ્યુસન રોડ, મુંબઈ ૧૩

# મૂંઝવણ !

? ? ?

છેલ્લાં ચાર વર્ષ પછી
કાપડની હાડમારી રેશનીંગ જતાં
ઓછી થઈ અને હવે
બજારમાં ઉત્તમ ક્વોલીટીનાં
તરેહ તરેહનાં કાપડો
મળવા લાગ્યાં....

મળતાં મૂલાયમ કપડાં ઉપર સોહામણી ને આધુનિક ઢબની ડીઝાઇનો છપાવવાં માટેની તમારી મુંઝવણ ટાળવા આજે જ તમારા માનીતા—

## ન્યુ કેશર
## ડાઇંગ ઍન્ડ પ્રીન્ટીંગ વર્કસ

માં પધારવા વિનંતી છે

વેપારીભાઈઓને
જથ્થાબંધ ભાવે
નતનવી ઢબની
ડીઝાઇનોમાં
સાડી છાપી આપીશું

નટવર હાઉસ, અરદેશર દાદીસ્ટ્રીટ, વી. પટેલ-રોડ : મુંબઈ-૪

દરરોજનાં ઘરવપરાશ માટે અને કલઈની ચીંતા ટાળવા

મેટ્રો
માર્કના




સ્ટેનલેસ
સ્ટીલનાં

વાસણો વાપરો

●

લખો :

**મેટ્રો ઇન્ડસ્ટ્રીયલ એન્ડ મેન્યુ. કું.**

હરીહર નિવાસ, ૨૭ ખેતવાડી સૅન્ડહર્સ્ટ રોડ મુંબઈ-૪

●

સ્ટોકીસ્ટ :

**મે. નાનાલાલ વાડીલાલ**

મારવાડી બજાર, મુંબઈ-૨

દેવમંદિરોમાં અને કીમતી ઔષધીઓમાં વાપરવા યોગ્ય

**"શ્રી વિષ્ણુ" છાપ**

શુદ્ધ



કેસર

'સ્પેનદેશના ઉમદા ફુલોમાથી ચૂંટી કાઢેલું' સર્વોત્તમ કેસર

લખો –

**વરજીવનદાસ હીરજીની કું.**





राष्ट्रदेवो भव.




## સ્વતંત્ર દિનના સુમંગળ પ્રભાતે

નિસ્વાર્થ દેશસેવકોને અમારા

કોટી કોટી વંદન હજો......

| ચેરમેન | મેનેજીંગ ડાયરેકટર્સ |
|---|---|
| શેઠ જીવણલાલ ચુનીલાલ ચીનાઇ | શ્રી. રસીકલાલ જીવણલાલ ચીનાઇ |
| શ્રી. મણીબ્હેન ચંદુલાલ નાણાવટી | શ્રી. સોમેષચંદ્ર મણીલાલ નાણાવટી |

## અમારી વિશિષ્ટતાઓ

● સાટીન (નં. ૫૧૫૧ તથા નં. ૧૦૧)

●● ખાખા – ઓરીએન્ટલ

●●● ચેક સાડી – બ્રોકેડસ

●●●● દરેક જાતનું, આધુનિક ઢબનું, સુંદર, ટકાઉ અનેક આકર્ષક રંગોમાં, ઉંચાં જાતનું, રેશમી તથા બનાવટી રેશમનું કાપડ મેળવવાનું માનીતું મથક............

ટેલીફોન : ૬૨૦૫૦-૬૦૪૪૦ ટેલીગ્રામ : "SILKMILLS"

# નેશનલ આર્ટ સીલ્ક મીલ્સ લી.

ઓલ્ડ કસ્તુરચંદ મીલ્સ કમ્પાઉંડ;

દાદર : મુંબઈ-૧૪.

# ગૃહિણીની ફરજ.......



તરેહતરેહનાં ફરસાણ તથા અથાણાંના વપરાશ
માટે બજારૂ ભેળસેળ બનેલા તેલો ન ખરીદે

અને

અમારા " પેરેશ્યુટ " બ્રાન્ડ
રીફાઈન્ડ તલ તેલ ખરીદે

અને

વાનગીઓ વધુ સ્વાદિષ્ટ
અને મધમધતી બનાવે
એજ તેની ફરજ



# રસોઇ માટે:—

THE BOMBAY OIL INDUSTRIES LTD
50, NESBIT ROAD, MAZAGAON

અમારાં

- " પેરેશ્યુટ " બ્રાન્ડ તલનું તેલ
- " પેરેશ્યુટ " બ્રાન્ડ શીંગ તેલ
- " પેરેશ્યુટ " બ્રાન્ડ કોકોવિટ કોપરેલ તેલ

'પેરેશ્યુટ બ્રાન્ડ' લેબલો જોઇને જ ખરીદજો

મળો અગર લખો—

**ધી બોમ્બે ઓઈલ ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ**

૫૦, નેસ્બીટ રોડ, મઝગાંવ : મુંબઈ - ૧૦
ટે. નં. ૪૪૧૨૨

વાર્તાઓનું અનોખું માસિક




જેનો
સંગીન અને રંગીન

# દિવાળી અંક

ધનતેરશને દિવસે
પ્રગટ થશે



ગુજરાતના નામાંકિત વાર્તાકારોની
ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી
એકએકથી ચડિયાતી વાર્તાઓ

ઉપરાંત
પ્રખ્યાત કલાકાર
શ્રી સોમાલાલ શાહની
ત્રિરંગી ચિત્રપ્લેટ
અને
ત્રિરંગી કવર જેકેટ

આપની
નકલ
મેળવવા
રખે
ચૂકતા





પાનાં ૧૫૦ [illegible] માત્ર દોઢ રૂપિયો

આપના ધંધાની જાહેરખબર માટે આજે જ લખો

કહાની કાર્યાલય
દાણાપીઠ
ભાવનગર

જયહિન્દ પબ્લીસીટી સર્વિસ
૪૦૪ કાલબાદેવી રોડ
મુંબઈ-૨



ગુનેગાર ગણાતી બારૈયાકોમની ખમીરવંતી નવલકથા

# પાતાળકૂવો

લે. ઈશ્વર પેટલીકર

૨૫૬ પાનાં કિંમત રૂ ૪-૦-૦

[ટપાલખર્ચ માફ]

બધા ચોપડી વેચવાવાળા વેચે છે

: પ્રાપ્તિસ્થાન :

નવસર્જન કાર્યાલય

મોટા આંકડિયા-કાઠિયાવાડ




તમારી રસોઈ તથા અથાણાની પુરેપુરી જાળવણી તથા સ્વાદીષ્ટતા માટે

"પેરેશુટ" બ્રાન્ડ

તલનું, શીંગનું, કોકોનટ કોપરેલ તેલ જ માંગો

બનાવનાર

ધી બોમ્બે ઓઈલ ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ

૫૦, નેસ્બીન રોડ, મઝગાંવ : મુંબઈ-૧૦

ટે. નં. ૪૪૨૨૨

## વાર્તા મોકલનારને !

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા મહદ્ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને પ્રસિદ્ધ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને આપતા પ્રમાદ થાય છે. — સંપાદક

## કહાની કાર્યાલય


જય હિંદ પબ્લીસિટી સર્વીસ
૪૦૬ કાલબાદેવી રસ્તો
મુંબઈ-૨

સંપાદન અને વ્યવસ્થા અંગે
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬-૧૨-૦
" પરદેશમાં ૯-૦-૦

# કહાની

છૂટક દેશમાં ૦-૧૦-૦
" પરદેશમાં ૧-૦-૦


—ની—

છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર
રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુક્લ
ન્યુસપેપર એજન્ટ : સિદ્ધપુર

એચ. એમ. મારફતીઆ
સેન્ડહર્સ્ટ રોડ, કમલ ટોકીઝ સામે
લહેરી મેન્શન, બીજે માળે, મુંબઈ-૪

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૧૨૦, : મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર


તંત્રી, પ્રકાશક અને મુદ્રક શાંતિલાલ છોટાલાલ પારેખ : સરસ્વતી પ્રેસ : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

સપ્ટેમ્બર ૧૯૪૮



વર્ષ ૪ : અંક ૯

काव्येषु रम्या कथा

# ગાંડો હાથી

વિજયગુપ્ત મૌર્ય

મહેસુરની દક્ષિણે મલબાર અને કોઈમ્બતુરની વચ્ચે આવેલ નિલગિરિના પહાડ અને તેમની ગોદમાં આવેલ વિનાડ પૃથ્વી પરનું એક સ્વર્ગ છે એમ કહું તો તેમાં જરા ય અતિશયોક્તિ નથી. વર્ષના બારે માસ ત્યાં વસંત પાંગરે છે. મલયાનિલની પાંખે ચડીને દર વરસે યાંત્રિક નિયમિતતાથી આવતો મેઘ તેની વનશ્રીના યૌવનને ઉન્મત્ત બનાવે છે, અને એ યૌવનને ભીંજવવામાં તેને જે આનંદ આવે છે તે છોડીને જવાનું તેને મન પણ ક્યાંથી થાય! એટલે તો આખા હિંદુસ્તાનમાંથી પોતાની માયા સંકેલી લીધા પછી પણ તે અહીં ભટક્યા કરે છે. આ પાર્વતીય પ્રદેશને જાત જાતના સાગ, યુકેલિપ્ટસ, રબ્બર, ચંદન, શીમળો, પાંડરવો, આંબલી, ગુલમહોર, અશોક, કેસૂડો, આંબો, વાંસ, હંસરાજ, ઇમારતી લાકડું આપનાર રોઝવુડ, બ્લેકવુડ, સાટીનવુડ સીડાર, અખરોટ અને બીજાં અનેક જાતનાં વૃક્ષો અને હજારો જાતની વેલો શોભાવે છે. જેમણે માત્ર ઉતાકામંડ જ જોયું છે તેમણે તો ટાપટીપની કૃત્રિમતાથી દૂષિત થયેલું સૌન્દર્ય જ જોયું છે; જેમણે ઉતાકામંડ છોડીને આગળ વધી નીલગિરિ અને વિનાડની પ્રકૃતિનું ફાટ ફાટ થતું લાજવાબ્યમાન સૌન્દર્ય જોયું છે તેમણે કુદરતને તેના નિષ્કલંક અને નૈસર્ગિક રૂપમાં જોઈ છે. તેના ગગનચુંબી શિખરો વ્યોમથી વાતો કરે છે, તેનાં શિખરો સાથે હરીફાઈ કરતા વિશાળ વૃક્ષોની ઘટાઓમાં ચિલોત્રા, હારિત, હરેવા, ત્રિવિધ પોપટ, વિવિધ મેના, ચિત્રવિચિત્ર બુલબુલો, શરમાળ શામા જેવા ગવૈયા અને રૂપ તથા રંગમાં એકબીજા સાથે હરીફાઈ કરતાં અનેક પંખીઓ વસે છે. એની શીતળ કુંજો ટીકટીકી અને કુલકી, દૈયડ અને પિદ્દા, લેલા અને કસ્તૂરાના કલરવથી ગાજે છે. તેની શીતળ હવા સુખદ અને હજાર જાતનાં જંગલી ફૂલોની સુગંધથી મહેકે છે અને દેવોને પણ પ્રિય એવો મલયાનિલ વાસના વનમાં અને વૃક્ષોની ઘટામાં ભરાઈને ગુંજે છે. સ્વપ્નસૃષ્ટિમાં જ જાણે જોતા હોઈએ એવાં ચિત્રવિચિત્ર અને મોહક રંગો ધરાવનાર પતંગિયાં તેની પ્રકૃતિમાં રત્નોની જેમ ચમકે છે. તેના ઘાટ અને સપાટ ઉચ્ચ પ્રદેશોમાં એક વખત જંગલી હાથી અને ગૌરનાં ટોળાં વસતાં હતાં. આજે તો શિકારના ઉમદા નામે યુરોપી શિકારીઓએ તેમને રહેંસી નાખ્યાં છે, છતાં બાકી રહ્યાં-સહ્યાં આ ઉમદા પ્રાણીઓ હજી આ પ્રદેશના અમુક ભાગોને શોભાવે છે. તેનાં બીડ, જંગલ, ઝાડી અને વગડામાં હનુમાન, લંગુર, માકડા વગેરે વાનર, વાઘ, દીપડા, જંગલી બિલાડી અને રીંછ



જેવા હિંસક પશુઓ, રોઝ, ચોશિંગા, કાકર, ચિત્તળ અને સાબર જેવાં હરણો વસે છે. આ અને કારીના વાવેતર માટે હવે તો આ પ્રદેશ પ્રખ્યાત બન્યો છે અને તે કારણે અહીં યુરોપી વસાહતો પણ વસી છે.

અગ્નિ વિનાકના નૈલાકોલા જિલ્લામાં મારી જાગીર છે. નૈલાકોલા નામનું એક નાનું ગામડું પણ છે. અહીંથી એક રસ્તો મારી જાગીરમાં થઈને ઉતાકામંદ-કલીકટના ધોરી રાજમાર્ગને મળી જાય છે.

સવારનો વખત હતો. હું મારા બંગલામાં બેઠો બારીમાંથી બહાર સૃષ્ટિસૌન્દર્ય જોતો હતો. મારા બંગલાની આસપાસ કારીનું વિશાળ વાવેતર છે. વાવેતર મૂક્યા પછી જંગલ છે. તે પછી એક બાજુ મારપાણ મઢીનું ૫૦૧૪ ફૂટ ઊંચું શિખર વાદળો સાથે વાતો કરે છે, બીજી બાજુ દદ્દિયાબેટાનું શિખર તેની સાથે હરીફાઈ કરવા જાય છે. પરંતુ તેની ઊંચાઈ ૭૮૮૮ ફૂટ અટકે છે. બેની વચ્ચે સુંદર બીક અને શોલા (જંગલ) છે. સવારની ઠંડી હવામાં સ્ફૂર્તિ મેળવવા મેં ગરમ ચાનો પ્યાલો મોઢે માંડ્યો ત્યાં મારા માનીતા પગી અને શિકારી ચિક-મારાએ દોડતાં આવીને મને હોશભેર ખબર આપી કે આપણી હદમાં એક ગાંડો હાથી આવ્યો છે. હાથીના શિકારની આ ઉમદા તક જોઈને હું ઉત્સાહમાં આવી ગયો.

ખરું કહું તો હાથીના શિકારથી તો હું બહુ વિરુદ્ધ છું. એ ઉમદા પ્રાણી તો જંગલની શોભા છે. અને જો તે વાવેતરમાં જઈને નુકસાન ન કરતો હોય તો તે સંપૂર્ણ નિરુપદ્રવી પ્રાણી છે. તેના શિકારમાં માત્ર લોહી રેડવાની અને પ્રાણ હરવાની પાશવી વૃત્તિ છે. હાથીદાંત માટે ગોરા શિકારીઓએ અગણિત હાથીઓને હણ્યા છે; દંતૂશળનું પ્રલોભન કદાચ આપણે દલીલને ખાતર ક્ષમ્ય ગણીએ તોપણ મકના (દંતૂશળ વિનાના હાથી) હાથણીઓ અને મદનિયાના શિકાર કરવાના દોષનો બચાવ તો કોઈ કલ્પનાથી થઈ શકે તેમ નથી.

પરંતુ ગાંડા હાથીની તો વાત જ જુદી છે. તે માણસનો મોટો દ્રોહી છે અને તેની નજરે ચડેલો માણસ ભાગ્યે જ બચે છે. તેનો રંજ એવો હોય છે કે તેનો નાશ કરવામાં જરા પણ વિલંબ ન કરવો જોઈએ. સાધારણ રીતે માણસ જેમ જંગલી હાથીથી ડરે છે તેમ જંગલી હાથી માણસથી ડરે છે, પછી ભલેને માણસ એકલો હોય અને હાથીઓનું ટોળું હોય! પરંતુ ગાંડો હાથી તો માણસને દેખતવેંત જ સૂંઢ ઊંચી કરી, ચિચિયારી કરી, કાન ઊંચા કરીને હુમલો કરે છે. તેને અટકાવવો અને મારવો એ સૌથી મહાન અને મુશ્કેલ શિકાર છે. તમે કદાચ કહેશો: હાથીની પડછંદ કાયા ઉપર એક ગોળી મારી દેવી તેમાં કઈ મોટી અને મુશ્કેલ વાત છે? પણ હાથી જેવું બળવાન પ્રાણી એમ નથી મરતું. શરીર ઉપર ગમે ત્યાં ગોળી વાગવાથી તે ડરતો નથી, મરતો નથી અને અટકતો પણ નથી. જો તમે તેના મગજ ઉપર નિશાન લઈને ભેજા સોંસરવી ગોળી મારો તો જ તમે તેના હુમલાને ખાળી શકો. તેના શરીરનો બીજો કોમળ ભાગ તેની સૂંઢ છે. પરંતુ ભયંકર ચિચિયારી કરીને ધસી આવતા હાથી ઉપર નિશાન લેવું એ બહુ મુશ્કેલ કામ છે.

હું જ્યારે ગાંડા હાથીનો ઉલ્લેખ કરું છું ત્યારે તમે માત્ર મદઝરતા મસ્ત હાથીની જ કલ્પના ન કરશો. મદથી માતેલા બનેલા મસ્ત હાથીની મસ્તી તો અલ્પજીવી હોય છે અને જ્યારે તેનો મદ ઝરતો બંધ થઈ જાય છે ત્યારે એ જ હાથી પાછો ડાહ્યોડમરો બની જાય છે. હાથીના કુંભસ્થળમાંથી કોઈ સમયે ડામર જેવો કાળો ચીકણો પદાર્થ ઝરે છે. એ એનો મદ છે. મોટે ભાગે એ સમય એના સંવનનકાળ સાથે સંકળાયેલો હોય છે, પરંતુ અન્ય ઋતુમાં પણ તેનો મદ ઝરે છે. પાળેલો હાથી પણ તે વખતે કાબૂમાં નથી રહેતો અને તેનો મિજાજ બહારના માણસને તો શું પણ તેના પોતાના મહાવતને પણ જોખમમાં મૂકી દે છે. પરંતુ જ્યારે તે મદ ઝરવો બંધ

થઈ જાય છે ત્યારે એ જ માતેલો હાથી પાછો શાણો અને કહ્યાગરો બની જાય છે.

હું અહીં જે ગાંડા હાથીનો ઉલ્લેખ કરું છું તે હાથીના માનસનો બીજો પ્રકાર છે. જંગલમાં હાથી ટોળામાં વસે છે અને ટોળાનો મુખી લાંબા દંતૂશળવાળો કદાવર અને બળવાન હાથી હોય છે. જ્યારે ઊતરતી અવસ્થામાં બીજા જુવાન હાથી તેને ટોળામાંથી હાંકી કાઢે છે, અથવા બીજા કોઈ કારણથી તેને પોતાનું ટોળું છોડી દેવું પડે છે, અથવા હાથી જ્યારે મનુષ્યના હાથે ઘવાયો હોય છે ત્યારે તેના માનસમાં અજબ પલટો આવે છે. બહિષ્કાર ને પદભ્રષ્ટતાના અપમાનથી અથવા, જો હાથી ઘવાયેલો હોય તો શરીરમાં ગયેલી ગોળીની વ્યથાથી ક્રુદ્ધ બનેલા હાથીનું માનસ વિકૃત અને દુષ્ટ બને છે. માણસ તેના વેરનો ભોગ બને છે. તે પહાડોમાં, જંગલમાં અને ખેતરોમાં એકલો ભમે છે અને કાળો કેર વર્તાવે છે. ત્યારે તે ગાંડા હાથી તરીકે નામના મેળવે છે અને સરકાર પણ તેનો નાશ નોતરવા માટે ઈનામ જાહેર કરે છે.

કવચિત પાળેલો હાથી નાસીને જંગલમાં જઈને વસે છે ત્યારે તે પણ ગાંડા હાથીનું માનસ ધરાવે છે. મનુષ્યે તેને ગુલામીમાં રાખીને જે દુઃખ દીધું હોય છે, અપમાન કર્યું હોય છે, વૈતરું કરાવ્યું હોય છે તે બધાનો અત્યાઘાત બહુ બૂરો આવે છે. મનુષ્યની સ્વાર્થબુદ્ધિ, નિર્બળતા અને નિરાધારતાને પાળેલો હાથી બરોબર પીછાનતો હોય છે. માણસે તેને જંગલના સ્વતંત્ર જીવનમાંથી પકડીને ગુલામીમાં ધકેલી કેવાં દુઃખ દીધાં હોય છે તે પણ એ ચતુર પ્રાણી બરોબર સમજે છે, એટલે જ્યારે પાળેલો હાથી નાસીને જંગલમાં જઈ પાછો જંગલી બની જાય છે ત્યારે માણસ માટે તે મહાઆફતરૂપ બની જાય છે.

કેટલાક અણઘડ અને લેભાગુ શિકારીઓ હાથીદાંતના લોભમાં પડી હાથીનો શિકાર કરવા જાય છે, પણ પોતાની અણઆવડતને લીધે કે બીજા કોઈપણ કારણથી જ્યારે હાથી ઘવાઈને ભાગી જાય છે અને મરતો નથી ત્યારે તેના વિશાળ શરીરમાં ઊતરી ગયેલી ગોળી તેને સતત વ્યથા કર્યા કરે છે. એ વેદનાથી તેનો સ્વભાવ બહુ ચીડિયો થઈ જાય છે, તે પોતાનું મગજ ગુમાવી બેસે છે અને માણસની નિર્દયતાનું વેર લેવા તે જ્યાં માણસને દેખે છે ત્યાં તેને સૂંઢમાં પકડી, પછાડીને છૂંદી નાખે છે. આ પણ તેના ગાંડપણનો એક પ્રકાર છે.

ગાંડો હાથી અમારી હદમાં આવ્યાનો આ કંઈ પહેલો પ્રસંગ ન હતો. આ પહેલાં એકવાર ઘવાઈને ગાંડો બનેલો હાથી અમારા જંગલમાં આવ્યો હતો. લોકો કહેતા હતા કે ઘવાયા પહેલાં પણ તે ગાંડો હતો. તેના વિષે જાતજાતની લોકવાયકાઓ વહેતી થઈ હતી અને તેમાં કંઈક તથ્ય પણ હતું. એકવાર બે જંગલ ચોકિયાતોનો તેને ભેટો થઈ ગયો. બંને માણસો જીવ લઈને નાઠા, પરંતુ દોડવામાં માણસ હાથી આગળ થોડા જ જઈ શકે! પણ નસીબજોગે પાસે એક અરધી ઢાંકેલી ખાઈ હતી તેમાં તેઓ ઘૂસી ગયા. પરંતુ હાથી કંઈ એમ તેમનો કેડો છોડે? તેણે ખાઈમાં આમ જોયું, તેમ જોયું, ખાઈમાં સૂંઢ ફેરવી, ખાઈને આ છેડે ગયો, બીજે છેડે ગયો, પણ પેલા બડભાગી ચોકિયાતો એવા ખાઈમાં ઊંડા ભરાઈ બેઠા કે હાથીની સૂંઢ તેમને ન પહોંચી. પછી તો તે ચોકીદારોના બહાર નીકળવાની રાહ જોતો ટહેલવા લાગ્યો, પણ તેના કરતાં ચોકીદારો વધારે બુદ્ધિશાળી હતા. એટલામાં એક બીજો માણસ તેના જોવામાં આવી ગયો. ગાંડો હાથી દોડ્યો. પેલા હતભાગી માણસને સૂંઢમાં ઉપાડીને પછાડ્યો અને તેના મૃતદેહને છૂંદી નાખ્યો. તે પછી એક ગાડું તેની હડફેટમાં આવ્યું. તેણે બળદને સૂંઢ વડે ડોકમાંથી પકડી પછાડીને મારી નાખ્યા; ગાડાના ફુરચા ઉડાવી દીધા.

એક દિવસ એક ગોરો શિકારી આવી

ચડ્યો. તેણે આ ગાંડા હાથીની વાત સાંભળી, અને તે હાથીનો શિકાર કરવા તૈયાર થઈ ગયો. મારો એક શિકારી તે વખતે એ ગોરાની નોકરીમાં રહ્યો હતો અને તેના પાસેથી આ અધૂરા પડાના છબરડાની વાત મેં સાંભળી છે. શિકારીએ સાહેબને ગાંડો હાથી શોધી આપ્યો. હાથી નિશ્ચિતપણે એક નીચી જગ્યામાં ચારો કરતો હતો. અઢીસો પગલાં દૂર ઊંચા-ણમાં એક વિશાળ વૃક્ષના થડ પાછળ સંતાઈને સાહેબે હાથી ઉપર ગોળી છોડી. મારા શિકારીએ તેને ઘણો સમજાવ્યો કે હાથી છેટે છે અને તેને આપણી હાજરીની ગંધ પણ નથી, માટે જરા આગળ જઈને નિશાન લ્યો તો ઘા એળે ન જાય. પણ સાહેબની આગળ વધવાની હિંમત ન ચાલી. તેણે તો જ્યાં લાગ ફાવ્યો ત્યાં હાથીના શરીરમાં ગોળીઓ ઠુલાવી દીધી. હાથી આ ઓચિંતા મારાથી પીડા અને ક્રોધમાં સળગી ઊઠ્યો અને બીજી દિશામાં દોડી ગયો, પરંતુ જતાં જતાં બીજી બે ગોળી પોતાના શરીરમાં સમાવતો ગયો.

સીસાની બારેખમ ચાર ચાર ગોળી માંસ-માં ઊંડે ઊતરી ગયા પછી હાથીને કેટલી વેદના થતી હશે તેનો ખ્યાલ તમે જ કરી લેજો. તેના જખમ પાકી પડ્યા અને તેમાં કીડા પડ્યા! મહાપાતના ભોગવતો આ ગાંડો હાથી એકવાર મારા જંગલમાં આવી ચડ્યો. મારા માણસોએ તેની મને ખબર આપી એટલે મેં તેના દુઃખનો અંત આણવા નિશ્ચય કર્યો. હાથીએ અમારી હદમાં આવીને ટેકરી-ની તળેટીમાં નદીકાંઠે આવેલી મારા પગીની ઝૂંપડી તોડી નાખી. પગીના ઘરનાં માણસો બીચારાં નદીમાં પડીને ભાગી છૂટ્યાં.

બીજે દિવસે મારા પગીને લઈને હું હાથીની શોધમાં નીકળ્યો. તે જે રસ્તે ગયો હતો તે રસ્તે તેના શરીરમાંથી કીડા ખરી પડ્યા હતા અને કેટલેક ઠેકાણે તો કીડાનાં ઝૂમખાં પડ્યાં હતાં. બીચારાના જખમમાં કેટલા કીડા હશે અને તેને કેટલી વેદના થતી હશે તેનો હું ખ્યાલ કરું છું ત્યારે મને પણ તેની દયા આવે છે. ઠેકઠેકાણે તેણે કીડાની પીડાં ઓછી કરવા પોતાના જખમ ઝાડ સાથે ઘસ્યા હતા.

સવારથી સાંજ સુધી અમે રખડ્યા, પણ હાથી નજરે ન પડ્યો. હાથી સીધો નહોતો ગયો, પણ લગભગ ગોળાકારમાં ગયો હતો એટલે સાંજે જ્યારે અમે પાછા ફર્યા ત્યારે મારી છાવણી કંઈ બહુ દૂર ન હતી. કમનસીબે બીજે દિવસે ખબર પડી કે હાથી તો અમારી હદ વટાવીને બીજી હદમાં ચાલ્યો ગયો છે. પછી તો તેનું શું થયું તેની મને ખબર નથી, પણ માણસની અવિચારી નિર્દયતા મૂંગા પ્રાણીઓને કેવી શાપરૂપ નીવડે છે તેનો આ એક દાખલો છે.

આ વાતને બાર મહિના થઈ ગયા છે. આ બીજો ગાંડો હાથી અમારી હદમાં આવ્યો છે તે સાંભળીને પહેલા હાથીની સ્મૃતિ તાજી થઈ. મેં નિશ્ચય કર્યો કે આ હાથી વધુ રંજાડ કરે તે પહેલાં તેને આ દુનિયામાંથી મુક્તિ અપાવી દેવી. અને તે પણ ઓછામાં ઓછી પીડા ભોગવવી પડે તે રીતે. આ હાથીએ અમારી હદમાં આવતાવેંત જ રંજાડ શરૂ કરી દીધી હતી. નીચે ખીણ છે તેમાં એક ગામડું છે. મારો એક પગી, તેમાં રહે છે. તેના ઘરના ત્રણ માણસો જંગલમાં કંદમૂળ લેવા ગયા હતા તેમને આ ગાંડા હાથીનો ભેટો થઈ ગયો. મુલાકાત ઓચિંતી જ થઈ અને તેથી ત્રણે માણસો એવા હેબતાઈ ગયા કે તેઓ ભાગી જઈ શકે તે પહેલાં એકને તો હાથીએ પકડીને ત્યાં ને ત્યાં છૂંદી નાખ્યો. બીજો માણસ ઝાડ ઉપર ચઢી જતો હતો, પરંતુ તે સલામત ઊંચાઈએ પહોંચે તે પહેલાં તો અજગરની જેમ હાથીની સૂંઢનો ભરડો તેના શરીરને વીંટી વળ્યો અને હાથીએ તેને પણ પછાડીને પગ નીચે છૂંદી નાખ્યો. ત્રીજો માણસ છટકી ગયો અને તેણે આવીને આ કરુણ ઘટનાની ખબર આપી. મને ખબર મળતાં હું શિકારની તૈયારી કરી તળેટીના

ગામે ગયો તો ખબર પડી કે આગલી રાતે જ ગાંડો હાથી અહીં આવી ગયો હતો અને તેની બીકે લોકો ઘર છોડીને ઊંચાં ઝાડ ઉપર માંચડા બાંધીને રહેતા હતા. બીજે દિવસે અમને ખબર મળી કે ત્યાંથી આશરે ત્રણ માઇલ છેટે એક ખીણમાં આ હાથી છે.

મે રાઇફલ તૈયાર કરી અને મારા શિકારીઓ અને પગીઓને લઇને આ ખીણ પાસે આવ્યો. આસપાસ બેઠા ઘાટની ટેકરીઓ હતી અને નીચે તલાવડીની આસપાસ ખીચોખીચ ઝાડી હતી. એવી ઊંચી ઝાડી કે હાથી પણ તેમાં ન દેખાય. ઝાડીમાં થોડેક સુધી આગળ વધ્યા પછી મને લાગ્યું કે આવું આંધળું સાહસ કરવામાં મૂર્ખાઈ છે, કારણકે આવી ગીચ ઘટામાં જરાય અવાજ કર્યા વિના, બિલ્લીપગા થઇને આગળ વધવુ અશક્ય છે અને હાથીને અમારી હાજરીની ખબર પડ્યા વિના રહેવાની નથી. ઝાડી એવી તો ગીચ છે કે હાથીને અમે ભટકાઈ પડીએ ત્યાં સુધી પણ તે નજરે પડે તેમ નથી. બધો વિચાર કરીને અમે પાછા બહાર નીકળી આવ્યા. બહાર આવીને અમે નવો મોરચો ગોઠવવાની મસલત કરી. થોડી ચર્ચા પછી એમ નક્કી કર્યું કે ખીણના મોં તરફ પગીઓ અને શિકારીઓએ ભેગા થઇને હોકારા કરવા અને ઝાડીમાં પાણા ફેંકવા; આથી હાથી મારી તરફ બીજી બાજુ નીકળશે. તે વખતે મારે તેના શિકારની તક ઝડપી લેવી. પરંતુ આ પ્રમાણે મોરચો ગોઠવવામાં મારી ભૂલ થઇ હતી. અમે સૌ પોતપોતાની નિશ્ચિત જગ્યાએ જઈને ઊભા અને મેં પગીઓને ઇશારત કરી એટલે તેઓએ હોકારા કરવાનું અને પાણા ફેંકવાનું શરૂ કર્યું. થોડી વારમાં ખીણની મધ્યમાં હલચલ થઈ. વનસ્પતિ એટલી ઊંચી હતી કે હાથી તો દેખાતો ન હતો, પરંતુ ઉપરથી સૌરડો પડતો હતો તે મે જોયો. પરંતુ આ શું! હાથી મારી તરફ આવવાને બદલે મારા માણસો તરફ જતો હતો! એ જોઈને મારું હૃદય ધડકવા લાગ્યું. મને મારા માણસોની ફિકર થવા લાગી. મેં મારું બધું બળ વાપરીને બને તેટલા ઊંચા સાદે બૂમ પાડી કે ભાગજો, હાથી તમારી ઉપર આવે છે. આ જંગલી લોકોની ચપળતા પણ વાંદરાને ભુલાવે તેવી હોય છે. તમે આંખનો પલકારો મારો એટલી વારમાં તો તેઓ ઊંચા ઝાડ ઉપર ચડી ગયા અને હાથી સીધો બહાર નીકળી ગયો.

મહિના દિવસ પછી ફરીથી તે ગાંડા હાથીએ મારી હદમાં દેખાવ દીધો. સવારનો વખત હતો. હું જંગલમાં શિકાર કરવા નીકળ્યો હતો. મારા હાથમાં મારી ભારે એક્સપ્રેસ રાઈફલ હતી. મારો શિકારી ચિક-મારા મારી બીજી રાઈફલ લઇને પગીઓ સાથે પાછળ આવતો હતો, પણ તે જરા છેટે રહી ગયો હતો એટલે હું તેની રાહ જોવા એક ઝાડ પાછળ સંતાઇ ગયો. તમે મારા આ વફાદાર સેવક ચિક-મારાનું નામ યાદ રાખજો, એ અદ્ભુત શિકારી મારાં અનેક સાહસોનો સાથી છે.

હાથી મારાથી લગભગ ચારસો પગલાં દૂર એક ઝાડમાંથી કૂણાં કૂણાં પાંદડાં તોડી તોડીને ખાતો હતો. તે અમારાથી નીચાણમાં હતો અને અમે ઊંચાણ ઉપર હતા; વચ્ચે કંઈ અંતરાય ન હતો એટલે હું તેને બરાબર જોઇ શકતો હતો. તેને ઓળખી કાઢવામાં વાર ન લાગી, કારણકે તેનું ડાબું દંતશૂળ લાંબું અને જમણું ટૂંકું હતું. આવા ભયંકર હાથીના શિકાર કરવા ટાણે એક વધારાની રાઇફલ પાસે હોય તે ઇચ્છવા જોગ હતું. મારી પાસે બે જોટાળી બંદૂક તો હતી, પણ આવું જોરાવર અને પડછંદ પ્રાણી બે ગોળાથી ન પણ મરે અને જો મારા ઉપર હુમલો કરે તો તે વખતે બીજી રાઇફલ ભરેલી તૈયાર હોય તો કામ આવે.

હું સંતાઇને હાથી ઉપર બરાબર નજર રાખતો હતો ત્યાં તેણે મારી દિશામાં જોયું, કાન ઊંચા કર્યા અને સૂંઢ ઊંચી કરીને ઊભો. મેં પાછળ જોયું તો ચિક-મારા મને રાઇફલ

આપવા આવવાને બદલે પીઠ ફેરવીને ભાગતો હતો અને તેની સાથે બીજા પગીઓ પણ ભાગતા હતા. મને મારા માણસો માટે અને ખાસ કરીને ચિક-મારા માટે તો ઘણું માન હતું. તેમના જેવા હોશિયાર અને વફાદાર માણસો ઓછા મળે. તેમની આવી વર્તણૂક-થી મને નવાઈ લાગી તેમ ગુસ્સો પણ ચડ્યો. એ ખરું છે કે અહીંના લોકો હાથીથી જેટલા ડરે છે તેટલા કોઈ પ્રાણીથી નથી ડરતા, પરંતુ શું હું તેમના રક્ષણ માટે જવાબદાર ન હતો! તેમને ખબર ન હતી કે હાથી પણ તેમને જોઈને નાસી ગયો છે.

ચિક-મારાની નજર ઓચિંતી હાથી ઉપર પડી. એ ગાંડા હાથીને એણે ઓળખ્યો અને જીવ લઈને ભાગ્યો. તેની સાથે બીજા પગીઓ પણ ભાગ્યા અને બધા જ્યાં ફાવ્યું ત્યાં ઝાડ ઉપર ચઢી ગયા. હાથીને મેં જ્યારે કાન ઊંચા કરતો જોયો ત્યારે જ મને થયું કે તે પાછળ આવતા પગીઓને જોઈ ગયો છે અને તેમના ઉપર ધસારો કરશે. મેં પાછળ જોયું તો તેઓ ભાગતા હતા. મને લાગ્યું કે હાથી હમણાં તેમનો પીછો પકડશે. જો હાથી તેમની પાછળ પડે તો મારા ઝાડ પાસેથી જ તે નીકળે, એટલે મેં લાગ જોઈને તે વખતે તેના કાનમાં બે ગોળા ધરબી દેવા તૈયારી રાખી. પરંતુ હાથી તો હલ્લો કરવાને બદલે નીચાણમાં ઊતરી જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

હાથીને જતો રહેલો જોઈને મારા માણસો નીચે ઊતરીને મારી પાસે આવ્યા. મેં ગુસ્સા-માં તેમને ઠપકો આપ્યો અને તેઓએ માફી માગી લીધી, પણ સાથે ચિક-મારાએ વિનય-પૂર્વક બતાવી દીધું કે તેમાં વાંક મારો હતો. વાત સાવ સાચી હતી. હું કેડી ઉપર સૌથી આગળ હતો અને જ્યારે મેં હાથીને જોયો ત્યારે છાનામાના પાછા ફરી માણસોને ચેતવી દેવાની જરૂર હતી. તેને બદલે હું મૂર્ખાઈ કરીને ઝાડ આડે ઊભો રહ્યો. મારા માણસોને શી ખબર કે અહીં ગાંડો હાથી છે! માણસને પોતાની સલામતીનો વિચાર પહેલો આવે છે.

અમે સાંજ સુધી ગાંડા હાથીનો પીછો પકડ્યો, પરંતુ તે ઝડપથી જતો હતો એટલે ક્યાંય તેનો ભેટો ન થયો. સાંજે ઉંવટે અમે ખાલી હાથે પાછા ફર્યા, કારણ કે આવા જંગલમાં રાતે મોડા પડવામાં સલામતી ન હતી.

એકવાર ફરીથી આ ગાંડા હાથીની મને અણધારી મુલાકાત થઈ ગઈ, પરંતુ આવી રીતે તેની મુલાકાત કરવાની મારી જરાય ઇચ્છા ન હતી, અને આ મુલાકાત મને બહુ ભારે પડી ગઈ. બનાવ એવો બન્યો કે હું ગૌર નામે ઓળખાતા જંગલી પાડાના શિકારે નીકળ્યો હતો. ગૌરને શોધવો હોય તો ધરતી ઉપર તેની ખરી ઊંડી આવી હોય તેના પગલે પગલે તેને શોધવો પડે અને તેમાં કેટલા ગાઉ-ના ગાઉ ભટકવું પડે તે તો શિકારી જ જાણે.

સાંજે શિકારેથી પાછા વળતાં મને રાહત મળે તે માટે મેં મારા માણસોને સૂચના આપી રાખી કે અમુક ઠેકાણે મારો પહાડી ટટ્ટુ લઈ આવી રાખજો. નસીબજોગે મને પાછા ફરતાં બહુ મોડું થઈ ગયું. મારો સાઈસ પણ પાકો માણસ હતો. આવા અઘોર જંગ-લમાં એકલા રહેવાની તેની હિંમત ન ચાલી એટલે તે બીજા બે માણસ સાથે લઈ આવ્યો હતો. સાઈસ એટલી હિંમત ન કરે તો તેમાં એ બીચારાનો દોષ પણ શો? આ ગાઢ જંગલમાં એકલા બેસી રહીને મારી વાટ જોયા કરવી એ કંઈ સાધારણ માણસનું કામ ન હતું. કઈ ઘડીએ ક્યાંથી હાથી આવી પડશે, પાડો નીકળશે, વાઘ કે દીપડો આડો ફરશે તેની શી ખબર! નક્કી કરેલી જગ્યાએ જ્યારે હું પહોંચ્યો ત્યારે અંધારું થઈ ગયું હતું. મારા માણસો બીચારા મારી રાહ જોઈ જોઈ-ને થાકી ગયા હતા. ટટ્ટુ તૈયાર હતો. એટલે હું તેની ઉપર સવાર થયો અને અમે અમારા મુકામ તરફ કૂચ કરી પરંતુ અંધારું એવું કાજળઘેરું હતું કે અમે એકબીજાને જોઈ પણ શકતા ન હતા.

એક તો અંધારી રાત અને તેમાં વળી જંગલ. વૃક્ષોની ઘટા વીંધીને તારાનો પ્રકાશ પણ ન આવી શકે. અહીંથી અમારો મુકામ હતો તો માત્ર પાંચ માઈલને અંતરે પણ એ પાંચ માઈલ આવા અંધારામાં કાપવા તે કંઈ સહેલું કામ ન હતું. મારા એક પગીએ થોડાક સૂકા વેલા ભેગા કર્યા. તેની મશાલ બનાવીને સળગાવી અને મશાલ લઈને આગળ ચાલ્યો. તેની પાછળ હું ઘોડે ચડીને ચાલ્યો અને મારી પાછળ મારા બીજા માણસો ચાલ્યા. આમ અમારું સરઘસ આગળ વધ્યું. અમારી બંને બાજુ ઊંચાં ઝાડ અને ગીચ ઝાડી હતી, અને અંધારી રાતે મશાલના ફરકતા પ્રકાશમાં આ ભયંકર જંગલ વધારે ભયંકર લાગતું હતું. વૃક્ષ અને વેલાના પડછાયા મશાલના ફરકતા પ્રકાશમાં ભૂતાવળની જેમ ડોલતા હતા. જંગલના સૂનકારમાં તમરાનો એકધારો અવાજ સંભળાતો હતો. જંગલની શાંતિનો ભંગ કરતા અમારા વિચિત્ર સરઘસથી ભડકીને કોઈ પંખી પાંખો ફફડાવતું તો અમારા માણસોનાં હૃદય પણ ફફડી ઊઠતાં. વચ્ચે વચ્ચે જમીન ઉપર બેઠેલા દશરથિયા ચક્ ચક્ ચક્ કરતા ઊડી જતા અને રાત્રે નિરંકુશ શાસન કરતા ભૈરવ પક્ષી પોતાના સામ્રાજ્ય ઉપર ચડી આવેલી આ ફોજ જોઈને અમારા ઉપર વાક્બાણોનો મારો ચલાવતા હતા.

અમે આ રીતે એકાદ માઈલ કાપ્યો હશે ત્યાં વચ્ચે એક વળાંક આવ્યો અને જેવો અમે વળાંક વળ્યા ત્યાં બરોબર અમારી સામે માત્ર ચાળીસ પગલાં દૂર બરોબર અમારા માર્ગની વચ્ચે અમે એક હાથીને પૂતળાની જેમ ઊભેલો જોયો અને તેનાં દંતૂશળ જોતાં જ મને ધ્રાસકો પડ્યો. આ તો પેલો ગાંડો હાથી! એક ટૂંકો અને એક લાંબો દંતૂશળ તરત ઓળખાઈ આવ્યા

મશાલનો પ્રકાશ તેના ઉપર પડ્યો અને તેની આંખો ચમકી ઊઠી. મશાલ ધરીને મારી આગળ ચાલતા પગીએ તેને જોયો અને તેના મોમાંથી 'ચીસ નીકળી ગઈ: 'ગાંડો હાથી!' તેની સાથે જ તેના હાથમાંથી મશાલ જમીન ઉપર પડી ગઈ અને ઠરી ગઈ. ઘોર અંધારું થઈ ગયું અને પ્રકાશમાં જોવાને ટેવાઈ ગયેલી આંખો આ અણધાર્યા અંધારામાં સાવ નકામી થઈ ગઈ. કાળના મુખ જેવું ભયંકર અંધારું અમને ગળી ગયું. એક તો અંધારું પોતે ભયજનક અને તેમાં વળી યમદૂત જેવો ગાંડો હાથી અમારી સામે જ ઊભો હતો, પછી તો ભયનું પૂછવું જ શું! ભાગી છૂટવા માટે પડાપડી થઈ પડી. મારો ટટ્ટુ પણ બેકાબૂ બની જીવ ઉપર આવીને ભાગ્યો. બધા માણસો જીવ લઈને ભાગ્યા. પરંતુ જેમ અહીં ઊભા રહેવામાં જોખમ હતું તેમ ભાગવામાં પણ જોખમ હતું, કારણકે અમે જે કેડી ઉપર ચાલતા હતા તે એક ઊંડી કોતરને કાંઠે કાંઠે જતી હતી. ઉતાવળમાં ભાગતાં જેનો પગ ચૂકે તે કોતરમાં જ પડે. હું તો મારા ઘોડાની દયા ઉપર જ હતો! અને ઘોડો, ઘોડાનો શેઠ અને શેઠના બધા નોકર હાથીની દયા ઉપર હતા! પરંતુ ગાંડા હાથી પાસેથી દયાની શી આશા રાખવી? મેં માની લીધું કે આજે બધાનું આવી બન્યું છે. સૌથી ભયંકર તો એ હતું કે અમારી આંખે પાટા બાંધ્યા હોય અને અમે જેટલું જોઈ શકીએ તેનાથી વિશેષ અમે કંઈ જોઈ શકતા ન હતા! આ બધું જાણે હજી ઓછું હોય તેમ હાથીએ એક બુલંદ ચિચિયારી પાડી. જ્યારે હાથી ઉપર અમારી પહેલી દૃષ્ટિ પડી ત્યારે જ તે કાન ઊંચા કરી, સૂંઢનું ગૂંચળું વાળી, માથું ઊંચું કરીને અમારી સામે જોતો હતો અને મશાલ ઠરી ગયા પછી ભાગતાં ભાગતાં જ્યારે તેની, હૃદય સોંસરવી નીકળી જાય તેવી ચિચિયારી સાંભળી ત્યારે તો હું ઘડી જ ગણવા લાગ્યો કે હવે અબઘડી હાથીની સૂંઢ અમારામાંથી કોઈકની આસપાસ વીંટાઈ જશે. પરંતુ જેને હજાર હાથવાળો બચાવે તેને કોણ મારી શકે! હું વિચાર કરું છું કે તે રાતે ન તો હાથીએ કોઈને માર્યો

રસ્તો કાપ્યો હશે ત્યાં અમારા આનંદમાં વિક્ષેપ પડ્યો.

અમે ઢોળાવ ઊતરી જઈને ખીણની લગોલગ પહોંચ્યા હતા ત્યાં ઉપરવાસમાંથી હાથીઓની ભયંકર ચિચિયારી અને ગર્જનાના અવાજ અમારા કાને પડ્યા. વચ્ચે વચ્ચે ફટાકા અને ધબાકા પણ કાને પડ્યા. મારી જિજ્ઞાસા ઉત્તેજિત થઈ. શું થાય છે તે જોવું તો જોઈએ. જંગલમાં માત્ર પોતાની સલામતી જોઈને પ્રકૃતિ સામે આંખ મીંચી રાખવામાં મજા નથી. એવી ટૂંકી દૃષ્ટિ રાખનારને શહેર જ મુબારક હો. જંગલના ભય ભરેલા પાનાં ખોલીને જે માણસ તેના રોમાંચનો અનુભવ નથી કરતો તેને માટે પ્રકૃતિ એક બંધ કરેલું પુસ્તક છે. પરંતુ જ્યાં હાથીની વાત આવે છે ત્યાં ચિક–મારા મારા આ વિચારો સાથે સંમત નથી થતો. મેં ચિક–મારાને કહ્યું કે મારે કંઈ આ બંદૂકડીથી હાથીનો શિકાર નથી કરવો. પરંતુ હાથીની વાત નીકળતાં જ તેની હિંમત ઓસરી જવા લાગી. મેં તેને સમજાવ્યો કે પ્રકૃતિમાં કોઈ મહાન બનાવ બની રહ્યો છે અને તે જોયા વિના મારા પગ આગળ નહિ ઊપડે. ચિક–મારા મારો જક્કી સ્વભાવ જાણતો હતો. મેં તેને ખાતરી આપી કે ઝાડ પાછળ છુપાઈને જોયા પછી આપણે પાછા વળી જશું.

બીચારો ચિક–મારા મારા આગ્રહ પાસે શું કરે? તેને મારી પાછળ ઘસડાવું પડ્યું. અમે ટેકરી ચડવા લાગ્યા. પવન એવી રીતે વાતો હતો કે હાથી જે દિશામાં હતા ત્યાં સીધા અમે જઈએ તો અમારી ગંધ તેમને પળવારમાં પહોંચી જાય, એટલે અમે ચકરાવો લીધો. ઉપરવાસમાં ગયા પછી અમને લાગ્યું કે ટેકરીની પાછળ તળેટીમાં હાથીઓનું યુદ્ધ ચાલી રહ્યું છે. અમે સાવધાનીથી હળવે પગલે આગળ વધ્યા અને તળેટી તરફ જવા લાગ્યા. સારે નસીબે વિશાળ વૃક્ષોના જાહેરમાન થઈ આડે સંતાવાની અમને ઓથ મળતી રહી. ઉવટ વાંસનું એક મોટું ઝાડું વટાવ્યા પછી તળેટીમાં અમારી નજર પહોંચી અને અમે જે દૃશ્ય જોયું તે જિંદગી પર્યંત ભૂલી શકાય તેવું નથી.

ત્યાં હાથીઓ વચ્ચે જીવનમરણનું દારુણ યુદ્ધ ચાલતું હતું. યોદ્ધાઓમાં એક બાજુ પેલો ગાંડો હાથી હતો અને તેના પ્રતિસ્પર્ધી તરીકે બે હાથી હતા. તેમાં એક તો પડછંદ કાયાવાળો અને લાંબા દંતૂશળ ધરાવનાર હાથી હતો. અને બીજો નાનો હતો: મારે કબૂલ કરવું જોઈએ કે આ સમોવડિયાનું યુદ્ધ ન હતું કારણકે ગાંડાની સામે નાના હાથીની ગણના ન કરીએ તોપણ બીજો જે પહાડ જેવો હાથી હતો તેની પાસે ગાંડો તો મગતરા જેવો લાગતો હતો. છતાં ગાંડો હાથી ક્રોધથી એવા જુસ્સાથી એ બંનેનો સામનો કરતો હતો કે તેનો દરેક પ્રહાર મને આફરીન પોકરાવતો હતો. ગાંડાએ પોતાના દુશ્મનોને એવા ઘાયલ કર્યા હતા કે તેમના જખ્મોમાંથી લોહીની નીકો વહેતી હતી. પરંતુ બીજી તરફ આ બહાદુર ગાંડા હાથીએ જે જખ્મો ઝીલ્યા હતા તે જોઈને દયા આવતી હતી. તેના દુશ્મનોએ બરોબર વ્યૂહ ગોઠવ્યો હતો. નાના હાથીએ ગાંડાની સામે માથું ભરાવ્યું હતું અને મોટો ગાંડાની પડખે રહીને તેના પડખામાં પોતાના લાંબા દંતૂશળના જીવલેણ પ્રહાર કરતો હતો. પર્વત ઉપરથી પાણીના ધોધ પડે તેમ ગાંડાના શરીરમાંથી લોહીના ધોધ પડતા હતા. આસપાસની ઝાડી આ યુદ્ધવીરોના ધસારામાં તેમના પગ નીચે છૂંદાઈ ગઈ હતી અને જમીન ઉપર લોહીની નીક વહેતી હતી.

આ ભયંકર દૃશ્ય હતું. ઈંદ્રના વજ્રથી પર્વત કંપે તેમ તેઓ સામસામા દોડીને એકબીજાને ધીક મારી કંપતા હતા: આ યુદ્ધ ઘણો વખત થયા ચાલતું હોય તેમ લાગતું હતું. પરંતુ હવે તેનો અંત છેટે ન હતો. અને પરિણામ વિષે મને શંકા ન હતી. ગાંડો અને નાનો હાથી સામસામા ધીક ચડાવીને

જોર કરતા હતા. ગાંડાની શક્તિ ક્ષીણ થતી જતી હતી એમ હવે લાગ્યું. પરંતુ ગાંડાએ પોતાના ચારે પગ જમીનમાં ભરાવી પોતાના દુશ્મનના ધસારાનો મજબૂત સામનો કર્યો. કમનસીબે પેલો પહાડી માતંગ ગાંડાના પડખામાં એવાં દંતૂશળ ઘોંચતો હતો કે તેની વેદના અસહ્ય થઈ પડી હતી. પહાડી હાથીના દરેક પ્રહારે ગાંડો વેદનાની ચિચિયારી પાડી ઊઠતો, પણ નાનો હાથી તેને ફરવા દેતો ન હતો. પરંતુ મરણિયા થનારની સહનશક્તિને પણ સીમા તો હોય જ ને?

બહુ લોહી વહી જવાથી તથા અસહ્ય વેદના અને થાકથી હવે ગાંડાની શક્તિ વધુ ને વધુ ક્ષીણ થતી જતી હતી. નાના હાથી સામે ધીંક ભરાવીને તે મોટા હાથીનાં દંતૂશળથી બચવા ગોળ ગોળ ફરતો હતો. પડખામાં ઘોંચાતાં દંતૂશળથી બચવા માટે એ બીચારો બીજું શું કરે! મોટો હાથી દોડી દોડીને તેના પડખામાં દંતૂશળ ભોંકતો હતો. હવે પરાકાષ્ટા આવી લાગી. વેદનાથી બરાડતો ગાંડો હાથી ધીંક છોડાવીને પાછળ હટી ગયો અને હું એમ ધારતો હતો કે તે દોડીને નાના હાથીને પ્રહાર કરશે ત્યાં તો તે પીઠ ફેરવી ગયો. હું સમજી ગયો કે ગાંડાએ પોતાની હાર કબૂલી લીધી છે. મને બીક હતી કે બન્ને વિજેતા હાથી હમણાં જ દોટ મૂકીને પરાજિત ગાંડાને પછાડી નાખશે. પરંતુ તેમ ન બન્યું. મેં જોયું કે જ્યારે હારેલો હાથી હાર કબૂલ કરે છે ત્યારે તેનો વિજેતા દુશ્મન તેની શરણાગતીનો સ્વીકાર કરી તેને જવા દે છે. મનુષ્યો કરે છે તેમ વિજેતા હાથી પોતાના દુશ્મનને કેદી નથી બનાવતો, તેની કતલ નથી કરતો કે ન્યાયનું દંભી નાટક રચીને પોતે પોતાના સ્વાર્થ ખાતર ઘડેલા કહેવાતા આંતરરાષ્ટ્રીય કાયદાના નામે–ન્યાયનું નામ અભડાવીને–તેનો વધ નથી કરતો. મેં જોયું કે મનુષ્ય કરતાં હાથી ઊંચી કક્ષાએ છે.

ગાંડો હાથી ધીમે પગલે ખીણમાં ઊતરી ગયો. અમે ઊંચા શ્વાસે આ ભવ્ય દૃશ્ય જોઈ રહ્યા હતા, ત્યાં પેલા બન્ને વિજેતા હાથી અમારા તરફ વળ્યા. અમે ઝાડના થડ પાસે સંતાઈને જ ઊભા હતા. યુદ્ધમાં જીતીને પાછા ફરતા યોદ્ધાઓ જો અમારી ઉપર આક્રમણ કરે તો અમારા બચાવ માટે અમારી પાસે કંઈ સાધન ન હતું, કારણ કે મારી પાસે હળવી બંદૂકડી હતી તે તો માત્ર પંખી મારવામાં જ કામ આવે તેવી હતી. લોહી નીતરતા જખમથી રમ્ય લાગતા આ ફતેહમંદ યોદ્ધાઓ અમારાથી માત્ર પચીસ પગલાં છેટેથી પસાર થયા.

હવે મને ગાંડા હાથીના હાલ જોવાની જિજ્ઞાસા થઈ એટલે જેવા તેના બન્ને દુશ્મન ઢોળાવ ચઢીને અદૃશ્ય થઈ ગયા કે તરત જ અમે ગાંડાનો પીછો પકડ્યો. તેનો માર્ગ શોધવો પડે તેમ ન હતું, કારણ કે તે જે રસ્તે ગયો હતો તે લોહીથી ખરડાયેલો હતો. અમે સમજી ગયા કે આ કમનસીબ જીવ મરવા માટે કોઈ શાંત સ્થળે જઈ રહ્યો છે. ખીણ વચ્ચે એક નદી હતી. હાથીનાં પગલાં તે દિશામાં જતાં હતાં. પરંતુ હવે સંધ્યાકાળ થયો હતો અને ઠરી જતો દીવો જેમ છેલ્લી વખત ઝગમગી ઊઠે તેમ આથમતા દિવસના છેલ્લા આનંદથી જંગલ ગાજી ઊઠ્યું હતું. મનુષ્યજીવનનાં સુખની જેમ આ સંધ્યાનો પ્રકાશ પણ કેવો અલ્પજીવી હોય છે! અને અમારે તો હજી છાવણીમાં પહોંચવું હતું. આથી ગાંડા હાથીને શોધવાનો પ્રયાસ તે વખતે તો પડતો મૂકીને અમારે જતા રહેવું પડ્યું.

જંગલ–જીવનનાં આ ભવ્ય વિચારસ્વપ્નમાં તે રાત મેં વ્યતીત કરી અને બીજી સવારે અમે પાછા ગાંડા હાથીની શોધમાં નીકળી પડ્યા. જ્યાંથી ગઈ કાલે શોધ પડતી મૂકી દીધી હતી ત્યાંથી પાછી શરૂ કરી. જંગલનાં પ્રાણી જ્યારે મોતના કાંઠે આવે છે ત્યારે જંગલનો કોઈ શાંત અને એકાંત ખૂણો શોધે છે કે જ્યાં તે કોઈની ખલેલ વિના શાંતિથી જિંદગીની અંતિમ પળો પૂરી કરી મૃત્યુને ભેટી શકે.

પ્રાણીઓની આ ટેવની આસપાસ કેટલી ય દંતકથાઓ ઊભી 'નીકળી' છે. આફ્રિકાના હાથીઓ મરવા માટે દૂર દૂરના એક ગુપ્ત કબ્રસ્તાનમાં જાય છે એવી માન્યતાએ તો કેટલી ય દંતકથાઓ, વાર્તાઓ અને સિનેમા ફિલ્મોને જન્મ આપેલ છે, પરંતુ તેમાં કંઇ સત્ય નથી. સત્ય એટલું જ છે કે જ્યારે મોત પાસે આવે છે ત્યારે હાથી જો ચાલી શકે તો એવા નિર્જન શાંત અરણ્યમાં ચાલ્યો જાય છે કે જ્યાં મનુષ્ય કે અન્ય પ્રાણીઓની રંજાડ-થી મુક્ત રહીને શાંતિથી મરી શકે.

મૃત્યુને શાંતિથી સત્કારવા આ ગાંડો હાથી પણ કોઇ એવા નિર્જન સ્થળે ગયો હોવો જોઈએ. લોહીથી ખરડાયેલા તેના પગલે પગલે અમે ખીણમાં એક નદી ઉપર પહોંચ્યા. અહીં-થી તે નદીના કાંઠે કાંઠે ચાલ્યો હતો. ઉત્તરે તે એક છીછરા પાણીના તટેથી નદીના સામે પાર ચાલ્યો ગયેલો જણાયો. અમે પણ નદી ઓળંગીને સામે પાર ગયા. ત્યાંથી અમે અરધો માઇલ ચાલ્યા હશું ત્યાં હાથીનો નિષ્પ્રાણ દેહ પડખાભેર પડેલો જોયો. મૃત્યુની છેલ્લી ખેંચ-તાણે તેનું શરીર જમીન ઉપર લાંબું પાથરી દીધું હતું. તેની સૂંઢ પણ લાંબી થઇને પથ-રાયેલી હતી. શરીર ઉપર ઠેરઠેકાણે ઊંડા જખમના ધારા પડ્યા હતા. આવો ભયંકર રક્તસ્રાવ અને આવા ભયંકર યુદ્ધમાં શક્તિ-ના ભયંકર વ્યય પછી પણ તે આટલે દૂર ચાલીને આવ્યો હતો તે જોઇને અમને અચંબો થયો. તેણે કરેલી રંજાડ અને મનુષ્યોની પ્રાણ-હાનિને ભૂલીને મેં તે ઉમદા પ્રાણીની બહાદુરી-ને અંજલિ આપી.

પણ મનુષ્યની જિજ્ઞાસાને પણ ક્યાં છેડો છે! મારે જાણવું હતું કે આ હાથીઓ શા માટે લડી પડ્યા હતા. મેં ગાંડા હાથીના બન્ને પ્રતિસ્પર્ધીઓની શોધમાં માણસો મોકલ્યા અને તેમણે મને ખબર આપી કે તેઓ બન્ને એક મોટા ટોળામાં ભળી ગયા હતા, અને હાથી-ઓનું તે આખું ટોળું મારી છાવણીથી માત્ર બે જ માઇલ છેટે હતું. ગાંડાના બન્ને દુશ્મન પણ સારી રીતે ઘવાયા હતા એટલે મારે તેમના હાલ પણ જાણવા હતા. બીજે દિવસે એ ટોળાની શોધમાં હું મારા પગીઓ સાથે વહેલી સવારે નીકળી પડ્યો. અમે એક નાની ખીણમાં આવ્યા જ્યાં મનુષ્યથી અસ્પૃશ્ય રહેલું ગીચ જંગલ ઊભું હતું. જાત જાતના સાગ, યુકેલિપ્ટસ, રબ્બર, વગેરેના ગગનચુંબી વૃક્ષો ને ઘેરી ઘટા ત્યાં છવાયેલી હતી અને ખરે બપોરે પણ તેમાં સૂર્યનો પ્રકાશ પહોંચી શકતો ન હતો. અહીં એક નાની નદી વહી જાય છે અને તેને સામે કાંઠે વળી તેનાથી પણ વધારે ઘાટું જંગલ ઊભું છે. તે પછી ઘાટના પહાડ ઉન્નત મસ્તક ધારીને ઊભા છે. આ જંગલોમાં કાળા માથાનો માનવી ભાગ્યે જ જાય છે. હા, મધની ઋતુમાં વળી કોઇ હિંમતવાન જંગલ-વાસી ત્યાં સુધી પહોંચી જાય છે અને ઝટપટ મધ ભેગું કરીને ભાગી આવે છે. આ ભેંકાર જંગલમાં અનેક જાતના વાંદરા, હાથી, ગૌર, વાઘ, દીપડા, ચિતળ, સાબર, રીંછ, હરણ અને બીજાં પ્રાણીઓ તથા મેના, પોપટ, ચિલોત્રા, બાપૈયા, ચાતક અને બીજાં સેંકડો જાતનાં પક્ષીઓ વસે છે. પ્રકૃતિનું તે નંદનવન છે.

કેડી વિનાના ઝાડી, જાળાં, ઝાંખરાં અને ઘાસથી છવાયેલા અને ચારે તરફ વીંટાતા, વેલા-ઓથી ઢંકાયેલા આ પ્રદેશમાં અમે હાથીઓની શોધમાં નીકળવાનું સાહસ ખેડ્યું. બહુ સાવધા-નીથી ચારે બાજુ નજર રાખીને જવાનું હતું, કારણકે કયે વખતે કયાંથી ભય આવી પડશે તેની શી ખબર! જ્યારે અમે આ નિર્જન અરણ્યના પેટાળમાં ઊતરી ગયા ત્યારે ચિક-મારાએ અચાનક મારો હાથ પકડી મને ઊભો રાખી દીધો. અને એક વિશાળ ઝાડની નીચે ઊભેલા હાથીના ટોળા તરફ મને ઇશારત કરી.

પહેલાં તો મને આ અંધારામાં કાંઇ ન દેખાયું. પણ હાથીઓની હાલતી સૂંઢ અને પૂંછડી તથા ફફડતા કાન ઉપરથી મારી નજર તેમના ઉપર ઠરી. ચિક-મારાની શકરા જેવી

નજર વિના હું તો તેમને પારખી પણ ન શકત. તેમાં મોટા દંતૂશળવાળા હાથી હતા. મકના હતા, મદનિયા હતા અને હાથણીઓ પણ હતી. પરંતુ અમારા પરિચિત પેલા બે યોદ્ધા જોવામાં ન આવ્યા. અમે અઢાર હાથી ગણ્યા. આવા ભયંકર જંગલમાં આટલા બધા જંગલી હાથીઓને તેમની સ્વતંત્ર અવસ્થામાં જોવા એ વિરલ દૃશ્ય હતું. તેઓ મોટે ભાગે બપોરની તંદ્રામાં હતા. નસીબજોગે પવન ન હતો, એટલે અમે તેમનાથી સમાંતર રહીને લગભગ એક ચક્કર માર્યું, પરંતુ પેલા બે યોદ્ધા તો ન જ મળ્યા.

આ ભવ્ય દૃશ્ય પેટ ભરીને જોયા પછી અમે પાછા ફરવા જતા હતા ત્યાં ચિક-મારાની નજર દૂર એક ઝાડીમાં પડી. તેણે મારું ધ્યાન ખેંચ્યું. અરધો હાથી ઢંકાઈ જાય તેટલું ઊંચું ઘાસ અને આસપાસ ઝાડીની વચ્ચે બંને યોદ્ધા ઊભા હતા. ઉપરથી ગુલમહોરના એક તોતિંગ વૃક્ષની ઝૂકતી ડાળો તેમને લગભગ ઢાંકી દેતી હતી. માખોને ઉડાડવા માટે સતત ચાલ્યા કરતા લાંબા કાન, સૂંઢ અને પૂંછડી ચાલ્યા કરતાં ન હોત તો અમારું ધ્યાન ત્યાં ન પહોંચત. તેમનું ડીંડું અમારા તરફ હતું. અમે બિલ્લીપગા બની સાવચેતીથી તેમની પાસે માત્ર ચાલીસેક પગલાં દૂર એક વિશાળ વૃક્ષ પાસે જઈને તેના થડની ઓથે રહીને બરાબર નિરીક્ષણ કર્યું.

હવે મને ખાતરી થઈ કે વિજયની વરમાળા પહેરનાર આ પડછંદ હાથી આ ટોળાનો નાયક હતો. આ નાયક અને ગાંડા હાથી વચ્ચે યુદ્ધ થવાનું કારણ હવે મારે માત્ર કલ્પી લેવાનું જ હતું. જ્યારે ટોળાનો ઉપરી મદાંધ બનીને ટોળાને રંજાડે છે ત્યારે બીજા હાથીઓ ભેગા મળીને તેને નાયકને સ્થાનેથી પદભ્રષ્ટ કરીને હાંકી કાઢે છે—મનુષ્યોએ પોતાના રક્ષણ માટે જેમ રાજાને નીમ્યો અને રાજા જ્યારે મદાંધ બની પોતાનો ધર્મ ચૂકતો ત્યારે બહુ જૂના કાળમાં પ્રજા તેને પદભ્રષ્ટ કરી તેને સજા કરતી તેમ. અલબત્ત, પ્રજાની મૂર્ખાઈએ અને રાજાની લુચ્ચાઈએ આ રિવાજ તો ભુલાવી દીધો અને રાજા પ્રજાના જાનમાલનો માલિક બની બેઠો. પરંતુ હાથી કંઈ માણસ જેવો મૂર્ખ નથી. એ તો પોતાનો ધર્મ ચૂકનાર નાયકને હાંકી કાઢે છે. ગાંડો હાથી પણ એ રીતે પદચ્યુત થયેલો હોવો જોઈએ. આવા બહિષ્કૃત હાથી પછી વનવાસમાં ગયેલા રાજાની જેમ એકલા જીવે છે, એકલા ફરે છે અને સત્તા, શાસન અને વૈભવ ગુમાવ્યાનો તથા એકલવાયા જીવનનો પ્રત્યાઘાત તેને ચીડિયો, ક્રુદ્ધ, ઝનૂની, મિજાજી અને આક્રમણકારી બનાવી દે છે. આવાં દૂષણોથી તે ગાંડા હાથી તરીકે ઓળખાય છે અને તેનું અસ્તિત્વ જંગલમાં શાપરૂપ બની જાય છે. આપણા ગાંડા હાથીએ ઋતુ દરમિયાન હાથણીઓથી આકર્ષાઈને પાછા ટોળામાં પ્રવેશવાનો પ્રયાસ કર્યો હોવો જોઈએ અને તેના પરિણામે આ તુમુલ યુદ્ધ થયું હોવું જોઈએ, જેના પરિણામે તેના શાપરૂપ જીવનનો અંત આવ્યો.

પ્રકૃતિની વિશાળ રંગભૂમિ ઉપર આવાં ભવ્ય દૃશ્યો તો રોજ રોજ ભજવાતાં હશે, પરંતુ પોતાના નાયકના જુલમની ચક્કીમાં પિસાતી ગરીબ પ્રજા હાથી પાસેથી થોડો પણ બોધ લે તો?

[શ્રી કુમેચર કૃત 'સ્પોર્ટ ઓન ધી નીલગિરિ એન્ડ વિનાડ'ની એક સત્ય ઘટનાને આધારે

એક મોટા શહેરમાં, એક જ શેરીમાં આવેલી પાણીની પાઈપ લાઇન એક માસમાં નવ વખત તૂટી ગઈ. તેથી નળખાતાવાળાઓએ વૈજ્ઞાનિક રીતે તેનાં કારણો ગોતવા ખૂબ મહેનત કરી. અંતે તેમને જણાયું કે તે શેરીમાં રહેતી એક કામ કરવાવાળી બાઈ સાથે તેમના ખાતાનો એક નળવાળો પ્રેમમાં પડ્યો હતો.

—બા. બ્યા.

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

જીવન

લીલાં આંબળાં સાથે બીજાં પાચક અને લોહી વધારનાર ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની નબળાઈમાં સંગીન કામ આપનાર સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

સુંદર-સ્વાદિષ્ટ અને પોષક રોબીન્સની વેરાયટીઝ




બોઈલ્ડ ગુડ
પેન્ડ ગુડ
જ્યુજ્યુબ્સ
માર્શમેલો
ચ્યુંગીંગમ
લોઝેન્જીસ તથા દરેક જાતની પીપરમીન્ટો બાળકોમાં અતિશય પ્રિય બનેલ છે.
વ્યાપારી શરતો તથા પુછપરછ માટે આજે જ લખો.

*

બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.
ઉમદા શરતો

*

લગ્નકાર્ય તથા બીજા અનેક શુભ પ્રસંગોને દિપાવવા

## ઉંચી જાતનો શોભાનો દારૂનો સામાન

જેવા કે:—

ચક્રી, દાડમ, સુપારી, બલુન, જમીન વગેરે
અનેક જાતના અને ઉત્તમ પ્રકારના છતાં પણ
કિંમતમાં દરેક જણને માફક આવે તેવા છે.

**જયહિંદ ફાયર વર્કસ લીમીટેડ**

કારખાનું
ગોરેગાંવ

૪૨, હમામ સ્ટ્રીટ (KB)
કોટ, મુંબઈ

તા. ક.: વેપારી ભાઈઓ આઝાદીના ઉત્સવ ટાણે તથા દિવાળીના વેપાર માટે આજે જ તમારા ઓર્ડરો નોંધાવો.

HVB

# આ પહેરણ

જનાર્દન રાવળ

આકડાના પૂળા જેવી ભરાવદાર મૂછો, કપાળમાં ત્રિપુંડ, માથે લાલ ચટાક ગોળ પાઘડી, બગલાની પાંખ જેવા સફેદ લાંબા કોટ ઉપર સોનેરી કિનારનો ખેસ અને સફાઈથી પહેરેલા મલમલના ઝીણા ધોતિયામાં કંચનલાલ પોતાની બાપીકી જાગીર તપાસવા વિક્ટોરિયન સમયની બગીમાં બેસવા જતા હોય ત્યારે ખરેખર એમનો નાગરી મોભો દીપી ઊઠતો. પણ કંચનલાલને મૂંઝવણ એ હતી કે પોતાનો એકનો એક પુત્ર વિનોદ એ મોભો સાચવી શકશે કે કેમ !

વારસામાં મળેલી બેચાર ગામોની જાગીરનો વહીવટ કરતાં જ કંચનલાલ અરધી સદી વટાવી ગએલા. મોડી ઉંમરે દીકરો થયો એટલે એમનું સુખ પૂર્ણ કક્ષાએ પહોંચતું લાગ્યું. પણ વિનોદ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ કંચનલાલની મૂંઝવણ વધતી ગઈ. કારણકે વિનોદ જોકે હતો તો ચકોર છોકરો પરંતુ એની ફરિયાદો ને તોફાનો ખૂબ વધી ગએલાં. ભણતર તો એને ચડતું જ નહોતું. એટલે એના ભવિષ્ય વિષે કંચનલાલને પાર વિનાની મૂંઝવણ રહેતી.

ગામમાં નિશાળો તો બેત્રણ હતી. પરંતુ સરકારી નિશાળ તરફ કંચનલાલને પક્ષપાત હોવાથી એમણે વિનોદને ત્યાં ભણવા મૂક્યો. પરંતુ વિનોદનો શોખ તો પક્ષીઓને ગલોલથી મારવાનો કે કૂતરાને પૂંછડે ડોલચું બાંધી દોડાવવાનો હતો. એટલે એ ભાગ્યે જ નિશાળમાં હાજર રહેતો. સરકારી નિશાળ એટલે વ્યક્તિગત ધ્યાન તો અપાય નહિ. પરિણામે વિનોદે પહેલી અંગ્રેજીમાં જ બેત્રણ વર્ષ કર્યાં. કંચનલાલે કંટાળીને એને બીજી સંસ્કારી ગણાતી ખાનગી શાળામાં મૂક્યો. એમને એમ કે ત્યાં નહિ ભણે તોપણ સામાન્ય સંસ્કાર તો મેળવશે, નહિ તો વિનોદ હાથથી જશે એવી એમને બીક હતી.

પણ વિનોદનાં તોફાન કાંઈ એમ અટકે એવાં હતાં ? નવી નિશાળમાં વધુ સ્વતંત્રતા મળવાથી એણે તો નવી ટોળી બનાવી પોતે સરદાર બની બીજી ટોળી ઉપર હુમલા કરવા માંડ્યા. શિક્ષકોને પણ સતાવવા માંડ્યા. નવી શાળાના સંચાલકના અથાગ પ્રયત્ન છતાં વિનોદનું ચિત્ત ભણવામાં ન ચોંટ્યું તે ન જ ચોંટ્યું. ઊલટાનું એણે શાળાનું વાતાવરણ કલુષિત કરવા માંડ્યું. પરિણામે તેને શાળામાંથી રજા મળી. કંચનલાલ પણ હવે થાકેલા એટલે વિનોદને ભણાવવાના વધુ પ્રયત્નો કરવાનું એમણે માંડી વાળ્યું.

વિનોદને તો એથી મજા પડી ગઈ. શેરીના છોકરાઓને એકઠા કરી એણે નિતનવાં સાહસો કરવા માંડ્યાં. વિનોદની સાહસિક વૃત્તિ હવે ગલોલથી માત્ર પક્ષીઓને મારવા પૂરતી જ મર્યાદિત ન રહી. પણ સો વાર છેટેથી નગરશેઠની પાઘડી કે મામલતદારના ઘોડાની કાળી આંખ પણ હવે એના નિશાન બનવા લાગ્યાં. વેધકળામાં વિનોદ હવે કોઈપણ તીરંદાજને શરમાવે એવો નિપુણ બનતો જતો હતો. અને એનાં 'વખાણ' ચોગરદમથી કંચનલાલ પાસે આવતાં હતાં. બિચારા કંચનલાલ સૌની સાથે સાંભળીને ઉગ ખાળતા હતા.

પણ વિનોદનાં પરાક્રમ તો રોજ વધતાં જતાં હતાં. શેરીના નાકે ડંગોરો લઈ બેસતા દોલાકાકા ટોળી ન કરવા દે ત્યારે વિનોદની ટોળીનું 'રેશી બેન્ડ' ઘીના ડબાનાં પડઘમ બનાવી એમને બપોરના જાગૃત રાખતું હતું. પડખેના મહોલ્લાની પારવતી ડોશીએ એક છોકરાનો કાન આંબળેલો એટલે ડોશીના બંને કાન ઉતારી લાવવા માટે વિનોદે ઇનામ જાહેર કરેલું. પણ આ બધા તો એનાં નાનાં સાહસો હતાં. એની ખરી મહત્ત્વાકાંક્ષા તો જેસલ કાળાને જેર કરવાની હતી.

જેસલ અને એનો સાગરીત મેઘજી બે

વર્ષોથી બહારવટે ચડેલા. મૂળ તો જેસલ કંચન-લાલની જાગીર પર ખેડ કરતો હતો પણ કાંઈક તકરાર થતાં એ છૂટો થયો અને આસપાસનાં ગામડાંમાં રંજાડ શરૂ કરી દીધી. મેઘજી તો એને પાછળથી આવી મળ્યો પણ બંનેનો એટલા પ્રદેશમાં ભારે ત્રાસ વર્તતો હતો અને જાત જાતની દંતકથાઓ એમના સાહસિક જીવનની આજુબાજુ ગૂંથાતી જતી હતી. વિનોદ એ કથાઓ સાંભળતો અને જેસલને જોવાની એની ઉત્કંઠા પણ વધતી જતી હતી.

*

'અલ્યા મેઘા, જો તો સામે કોણ આવે છે ?' જેસલે ઘોડીની લગામ ખેંચતાં કહ્યું.

'કોઈ છોકરાનું ટોળું લાગે છે બાપુ.' પણ મેઘજી એનું વાક્ય પૂરું કરે એ પહેલાં તો બંદૂકની ગોળીની જેમ સણસણતો એક કાંકરો ઘોડીની પીઠ ઉપર ચોંટી ગયો. અને ઘોડી પાછલા પગે ઊભી થઈ ગઈ.

'મેઘા, ઈ શું થયું ?' જેસલે ઘોડીની લગામ ખેંચતાં કહ્યું.

'આ જુઓ ને બાપુ, પેલો છોકરો.' મેઘાએ દૂરથી હાથમાં ગલોલ ફેરવતો ફેરવતો એક છોકરો દોડ્યો આવતો હતો તેના તરફ આંગળી ચીંધી.

'કોણ છે એ !'

'બીજું કોણ હોય ! કંચનલાલ શેઠનો છોકરો—ભારે આળવીતરો છે.'

'એમ ! કંચનલાલનો !' જેસલની આંખમાં કોઈ યોજના રમતી હતી. 'જો, આપણે એને જવા દેવાનો નથી.'

'કેમ બાપુ છોકરાને શું કરશો !'

'ખબર છે કંચનલાલના છોકરાના કેટલા પૈસા ઊપજે ! શેઠનો એકનો એક દીકરો છે એ કાં ભૂલી જા !'

એટલામાં વિનોદ પાસે આવી પહોંચ્યો હતો.

'એલા એ ય જેસલ કાળાને જોયો ક્યાં ય ?' કેડ ઉપર બે હાથ મૂકી વિનોદે જેસલને જ પ્રશ્ન પૂછ્યો.

'હા, ભાઈ હા, તારે એનું શું કામ છે !

'મારે એની સાથે લડવું છે.'

સાંભળીને જેસલ અને મેઘજી હસી પડ્યા

'મારી હારે આવે તો બતાવું.' જેસલ યુક્તિ કરી. 'હાલ, ચડી જા મારી પાછળ.'

વિનોદને વધુ કહેવું પડે એવું નહોતું ગાડીના ઘોડા ઉપર તો એ કેટલી ય વાર ચડે એટલે જેસલનો હાથ પકડી ઘોડી પર જેસલની પાછળ ગોઠવાઈ ગયો.

*

જેમ જેમ સૂરજ નારાયણ નીચા નમ જતા હતા તેમ તેમ ડુંગરોની હારમાળાન ઓળાઓ ખેતરોમાં લંબાતા જતા હતા. રસ્તે વિકટ હતો એટલે બંને ઘોડાઓ ધીમે ધીમે ચાલ્યા જતા હતા. વિનોદ એકેએક ગુફા અ કોતરોને મનમાં નોંધતો જતો હતો. અને આવ કોઈક જગ્યાએ જ જેસલ સંતાયો હશે એ અનુમાન બાંધી ગોફણને ખેંચતો જતો હતો.

'એલા કેટલું છેટું છે હવે !' વિનોદની ધીરજ ખૂટતી જતી હતી.

'આ આવ્યું. સામે પેલી ધજાગરી ફરે ત્યાં.'

બે પહાડની વચ્ચે પત્થરનો એક નાનો ઢગલો હતો અને એની વચ્ચે નાની ધજ ખોડેલી હતી. જેસલને જોવાની વિનોદની તાલાવેલી ખૂબ વધી ગઈ અને એણે પગની એડી ઘોડીના પડખામાં દબાવવા માંડી.

'અલ્યા સખણા નથી રે'વાતું કે ! ભા અવળચંડા લાગો છો !' જેસલને વિનોદનો પરિચય થતો જતો હતો.

'તે જલદી દોડાવ ને ! મારે જેસલ હા લડવું છે.' એમ બોલતાં બોલતાં વિનો તાણેલી ગોફણ જેસલના કાન ઉપર છોડી. ઘોડ પણ કાંઈક અજુગતું લાગવાથી એકાએક ઊભ રહી ગઈ.

'એલા ભાઈ, તું તો ભારે આળવીતરો લાગે છે.' જેસલ ઘોડી પરથી ઊતરી ગયો અને ઘોડીનું ચોકઠું પકડી બીજું ઊતરવા લાગ્યો.

વિનોદ હજી ઘોડી ઉપર જ હતો. વિદાય લેતા સૂરજ ભગવાનના સોનેરી કિરણો વિનોદનાં ઝુલ્ફાં સાથે રમત કરી જતાં હતાં વિનોદની તીવ્ર દૃષ્ટિ પહાડના પત્થરે પત્થરં અને ઝાડના દરેક ઝુંડ ઉપર ફરી વળતી હતી અને તેનો સમગ્ર દેહ કોઈ પણ જાતના ભયના સામના માટે તૈયાર થઈ ગયો હતો—જેસલને દેખતાં જ જાણે એના પર કૂદી પડશે.

ધજાગરીવાળી જગ્યા આવી અને ઘોડી ઊભી રહી. પત્થરના ઢગલાની પાસે થોડી ઝાડની ડાળીઓ પડી હતી. પાછળ પડી ગયેલા મેઘજીએ આવી પહોંચી એને એક બાજુ ખેંચી ત્યાં તો એક ઊંડી ગુફાનું દ્વાર ખુલ્લું થયું. ગુફા જોતાંવેંત વિનોદ ઘોડી ઉપરથી નીચે ઊતરી પડ્યો. અને અંદર ધસવા ગયો.

‘ઊભો તો રે’ અદ્દા, તું તો બહુ અધીરિયો લાગે છે.’ જેસલે વિનોદને માંડ માંડ રોક્યો.

મેઘજીએ ગુફામાં દાખલ થતાં દીવાસળી સળગાવીને આગળ ચાલવા માંડયું. ઘોડીને એક ઝાડ સાથે બાંધી જેસલે વિનોદનું કાંડુ પકડયું અને મેઘજીની પાછળ ચાલવા માંડયું. થોડાંક પગલાં દૂર રસ્તો વાંક વળતો હતો. વાંક પાસેજ એક નાના ગોખલા જેવી જગ્યામાંથી મેઘજીએ નાનું ટમટમિયું કાઢયું અને દીવાસળીથી સળગાવ્યું. પ્રકાશ થતાં ગુફાની અંદરના ભાગનો કાંઈક ખ્યાલ આવે એમ હતું. અંદરથી ગુફા પહોળી થતી જતી હતી અને છત પણ જરા ઊંચી હતી. વાંકમાં આવેલા એ વિશાળ ઓરડા જેવા ભાગમાં દિવસે પણ પૂરતો પ્રકાશ આવવો મુશ્કેલ હતો. ટમટમિયાના પ્રકાશમાં વિનોદે જોયું તો એક બાજુ ગોળ વીંટા કરીને ગોદડીઓ મૂકી હતી. તો બીજી બાજુ થોડાંક વાસણ અને ડબ્બાં પડ્યાં હતાં. એ હતો જેસલ મેઘજીનો રાંધવાનો સામાન

વિનોદની આંખો આખા ખંડમાં ફરી વળી અને એક જગ્યાએ આવીને ઠરી ગઈ. ગુફાની દીવાલના ટેકે બે બંદૂકો ટેકવેલી હતી અને ખીટીમાં કારતૂસના પટ્ટા ભરાવેલા હતા.

‘આ કોની બંદૂક છે?’ વિનોદે પૂછ્યું.

‘એનું તારે શું કામ છે ભાઈ? તને ભૂખ લાગી છે ને! મેઘા જા, જઈને ચૂલો સળગાવ તો.’ જેસલે વિનોદનું ધ્યાન બીજે દોરવા માંડ્યું.

‘પણ હું તો જેસલને મળવા આવ્યો છું. જેસલ ક્યાં છે?’

‘જો ભાઈ, આ જેસલની જ ગુફા છે. અત્યારે તો એ બહાર ગયો લાગે છે. પણ સવાર પડતાં તો જરૂર આવી પુગશે. તને એ સવારે મળશે.’

‘અત્યારે ક્યાં ગયો હશે?’

‘ગયો હશે કોઈ ગામગામ ભાંગવા.’ દીવાલને ઓઠીંકણે બેસી જેસલે હોકલી ભરવા માંડી.

‘તે હાલ ને આપણે ય એની ભેગા થઈ જઈએ.’ વિનોદને પરાક્રમ કરવાની તાલાવેલી લાગી હતી.

‘ગાંડો થયો ગાંડો. અટાણે તો જેસલ હશે બાર ગાઉ દૂર, તું ક્યાંથી ત્યાં પોં’ચવાનો હતો? અને મોટો ભડનો બેટો ન જોયો હોય તો ગામ ભાંગવા જાવું છે! હજી તો મૂછનો દોરો નથી ફૂટ્યો ત્યાં ફડાકા શું મારે છે? બામણ વાણિયા તે વળી ગામ ભાંગતા હશે!’

‘એમ! એવું છે!’ કુમાર વયના વિનોદે બાંયો ચડાવવા માંડી. અને હજી જેસલ એની હોકલી નીચે મૂકે તે પહેલાં તો જોરથી એક લપડાક જેસલને ચોડી દીધી.

‘મારો બેટો, ભારે આગવીતરો છે. ઊભો રે’ તું.’ જેસલે વિનોદના કાન પકડ્યા. પણ વિનોદ કાંઈ એમ ગાંજ્યો જાય એમ નહોતો. બન્ને હાથ જેસલની કેડ આજુબાજુ વીંટી એણે જેસલના સાથળ ઉપર જોરથી મોઢું દબાવ્યું અને બચકું ભરી લીધું.

‘ઓ બાપ રે! એલા એય છોડ નહિ તો...’ જેસલની બૂમ સાંભળી બહાર લાકડાં વીણવા ગયેલો મેઘજી દોડી આવ્યો. અને વિનોદનો પગ પકડી તેને દૂર હડસેલી ગયો.

'એલા મેઘા, આ તો માથે પડે એવો છે. તું ઝટ જા અને કંચનલાલની ડેલીએ ચિઠ્ઠી બાંધી આવ. જો દસ હજારથી ઓછા ન લખતો. મને એમ કે પાંચ હજારથી પતશે પણ હવે ઓછું નથી લેવું. જા ઝટ ઊપડ. હું ખીચડી મૂકી દઉં છું. મારી રૂપડીને લઈ જજે એટલે જલદી પાછા અવાય.'

મેઘજીએ લાકડાં પડતાં મૂકી માથે ફેંટિયું બાંધ્યું અને બહાર ઊપડ્યો.

'મેઘા,' જેસલે મેઘજીને પાછો બોલાવ્યો. 'જો બશેરેક ગાંઠિયા ને શેરેક પેંડા સારા નરભેશંકર ગાંઠિયાવાળાને ત્યાંથી લેતો આવજે. આ બાબુભાઈને પેંડા ભાવશે, કેમ બાબુભાઈ?' જેસલને લાગ્યું કે હવે બીજી જ પદ્ધતિ અજમાવવી પડશે.

'પેંડા નહિ, મને તો બરફી ભાવે છે.' વિનોદે કહ્યું.

'ઠીક ભાઈ બરફી. મેઘા! પેંડાને બદલે બરફી લાવજે. હાઉ!'

ઘડીક વારમાં તો મેઘો ઘોડી તબડાવતો દષ્ટિપાર થઈ ગયો.

*

પૂર્વ દિશામાં જ્યારે અદ્‌ભુત રંગમેળવણી થઈ રહી હતી ત્યારે ગુફાને નાકે મેઘજી ચૂલા ઉપર ચા, ખાંડ ને દૂધની મેળવણી કરી રહ્યો હતો. ચા થઈ ગઈ એટલે તપેલી ઉતારી મેઘજી અંદર ગયો. 'બાબુભાઈ, ઓ બાબુભાઈ! ઊઠો હવે ઊઠો. ચા થઈ ગઈ.' મેઘજીએ વિનોદને ઉઠાડવા માંડ્યો.

પડખું ફરીને વિનોદ ફરી પાછો સૂઈ ગયો.

'બાબુભાઈ ઓ બાબુભાઈ, ઊઠવું નથી હવે?' મેઘજીએ વિનોદને હટાવ્યો.

'હવે સૂવા દે ને! આવ્યો મોટો ઉઠાડવાવાળો!'

'પણ ભાઈ, ચા પી લો. ચા ઠરી જાશે.'

'ભલે ઠરી જાય, એમાં તારા બાપનું શું જાય છે!' વિનોદે ફરી પડખું ફરતાં મેઘજીને એક તમાચો ચોડી દીધો.

'પણ બાબુભાઈ, હમણાં જેસલ આવશે.' મેઘાએ રોષ કર્યા વિના બોલયે રાખ્યું.

'હેં! જેસલ આવ્યો?' વિનોદની ઊંઘ ઊડી ગઈ અને એક છલંગે એ ઊભો થઈ ગયો.

'હું એમ કહું છું કે તમે આ ચા પી લો એટલી વારમાં જેસલ કાળા આવી પહોંચશે.'

વિનોદને એ વાત ગળે ઊતરી અને રોજની ટેવ પ્રમાણે મોઢું ધોયા વિના જ ચા પીવા બેઠો.

'મેઘા, પેલો...રાતે હતો એ ક્યાં ગયો! તું બાપુ કહેતો'તો ને એ!' વિનોદે પૂછ્યું.

'એ તો ભાઈ, તમારા માટે આમ ને રમકડાં લેવા હેઠે ગયા છે.'

'હેઠે એટલે ક્યાં?'

'ગામમાં. પહાડની તળેટીમાં એક ગામ છે ત્યાં.'

'ઠીક પણ એલા, આ બંદૂક કોની છે?'

'ઈ ભાઈ મને ન પૂછતા. બાપુ આવે એટલે પૂછજો.'

'પણ ઈને અડતા નહિ હો! નહિતર હું ને તમે બેય કૂંઈક જાશું.'

'પણ મારે તો બંદૂક જોવી જ છે.'

'પણ બાબુભાઈ તમે કાંઈ નો સમજો. ને નાહકના જીવ ખોઈ બેસશો.'

'તે તું શીખવને? તને તો આવડે છે ને!'

'મારાથી નો અડાય. હમણાં બાપુ આવશે, ને તમને શીખવશે. હાલો મારે પાણું ઇંધણાં ભેગાં કરવાનું મોડું થશે.' એમ કહી મેઘજી ગુફાની બહાર નીકળી ગયો અને જેસલને આવતો જોઈ બોલી ઊઠ્યોઃ 'અરે બાબુભાઈ, જુઓ બાપુ આવે. તમારા માટે કાંઈક લાવતા લાગે છે.'

વિનોદે ગુફાની બહાર નીકળી જોયું તો નીચેની વાંકીચૂકી કેડી પરથી જેસલની ઘોડી ધીમે ધીમે ચાલી આવતી હતી.

'લ્યો બાપુ તો આવી ગયા. એમને ચા કરી આપવી પડશે. હું કારગટિયાં લઈ આવું.'

મેઘજી ટેકરીની પાછળના ભાગમાં સૂકાં

એકઠાં કરવા ઊપડ્યો. વિનોદ એક પથ્થર ઉપર બેસી ગયો અને કાંકરો શોધી એણે ગોફણમાં ભરાવ્યો અને રબ્બર ખેંચીને જેસલ તરફ ઉડાડ્યો. જેસલના કપાળમાં ચરકો કરતોક ને કાંકરો દૂર ઊડી ગયો. થોડી વારમાં લોહી-લોહાણુ કપડાં સાથે જેસલ ઉપર આવી પહોંચ્યો.

'કેમ બાબુભાઈ, પક્ષી મારો છો?' જેસલે હસીને કપાળ લૂછતાં પૂછ્યું.

'ના ના; કેમ કેવુંક વાગ્યું? કે'તો'તો ને કે બામણ-વાણિયા શું કરે!'

'હા બાપા હા. તમે તો પાકા નિશાન-બાજ લાગો છો. જુઓ, હું તમારે માટે ભાગ લાવ્યો છું. હાલો અંદર આપું.'

અંદર જઈને જેસલે પોટકું ખોલ્યું. એક પડીકામાં પીપરમીટ હતી અને બીજામાં કાંદાનાં ભજિયાં હતાં. જેસલે બંને પડીકાં ખોલી નાખ્યાં. 'બાબુભાઈ, તમને ભજિયાં બહુ ભાવે, ખરું?'

'ના ના, ભજિયામાં તે શું ખાવું'તું! મને તો પતરવેલિયાં ભાવે.'

'અને આ જુઓ તમારા માટે રંગીન દૂરબીન લાવ્યો છું.' જેસલે દેશી કેલીડીઓ-સ્કોપ કાઢ્યું.

'પણ આમાં તો કાચના કટકા દેખાય છે. આપે ક્યાં દેખાય છે?'

'પણ બાબુભાઈ, કાચના કટકા ય તે કેવા સરસ લાગે છે!'

'છટ્! આને શું કરે? હજી તો જેસલ હાથ પકડે તે પહેલાં તો વિનોદે દૂરબીનને પત્થર સાથે અફાળી ટુકડા કરી નાખ્યા.

'પણ બાબુભાઈ, એ મફતનું...'

'તે કોણે ઈ લાવવાનું કહ્યું'તું? મારે તો ઘોડો જોઈએ છે.'

'ઘોડી તો આપણે જીવતી છે ભાઈ. પછી શું?'

'નહિ, એમ નહિ; લાકડાનો મોટો ઘોડો.'

'એવડો મોટો ઘોડો હું કઈ રીતે લાવું!'

'તો તું ઘોડો થઈ જા. મારે ઘોડેસવારી શીખવી છે.'

'પણ બાબુભાઈ, હું...?'

'હા, તું ઘોડો થા નહિતર આવ લડવા.' વિનોદે ગોફણને ખેંચવા માંડી.

જેસલને માટે બીજો રસ્તો નહોતો. કોઈ પણ હિસાબે વિનોદને ખુશ કરી એ રાત કાઢવાની હતી. એટલા વખતમાં કંચનલાલ બાળેશ્વર મહાદેવના સીંબડે દસ હજાર રૂપિયાની નોટો બાંધી જાય એવી બાંસાચિઠ્ઠી મેઘજી કંચન-લાલની ડેલીએ બાંધી આવ્યો હતો. પણ જેસલને ખાતરી થતી જતી હતી કે બીજી રાત પણ કાઢવી બહુ વસમી હતી.

આવા પ્રમાણે જેસલ ચાર પગે થઈ ગયો અને વિનોદ એના ઉપર ચડી બેઠો. ગલોલને ચાબુક બનાવી એણે જેસલની પીઠ ઉપર ઝૂડવા માંડી.

'એલા હવે મને જેસલ પાસે લઈ જા. હાલ, હાલ.' વિનોદે ડચકારા બોલાવવા માંડ્યા. જેસલ વિનોદને પીઠ ઉપર રાખી ગુફાના નાકા સુધી આવ્યો.

'ચાલ, ચાલ ઘોડી, ચાલતી કેમ નથી?' વિનોદે બંને પગની આંટી જેસલના પેટ ફરતી મારી દીધી હતી. અને વધારે ભીંસ આપતો જતો હતો.

'ઓ બાબુભાઈ, હવે હેઠા ઊતરો. બહુ દુઃખે છે.'

મેઘજીએ પાસે આવતાં આ દૃશ્ય જોયું એટલે વિનોદના હાથ પકડી ઉતારવા માંડ્યો.

'બાબુભાઈ, હવે ઊતરી જાવ, બહુ થયું.' મેઘજી પણ વિનંતિ જ કરતો હતો.

'એક શરતે ઊતરું.'

'શું?'

'મને જેસલ પાસે લઈ જા.'

'હા ભાઈ, હા. જેસલ પાસે લઈ જાઉં, પણ હમણાં તો ઊતરી જાવ.' જેસલ કરગર્યો.

'નહિ. ક્યારે લઈ જઈશ?'

'હમણાં જ...તમે ઊતરો એટલી જ વાર.'

'ચોક્કસ !'

'ચોક્કસ.'

'અને નહિ થઈ જા તો ?'

'તો આ બંદૂક પડી છે ને, તે મને મારજો.'

'ઠીક લે.' વિનોદ જેસલની પીઠ ઉપરથી ઊતરી ગયો. 'ચાલ જેસલ પાસે.'

'જેસલ તો તમારી સામે છે, બાબુભાઈ!' મેઘજીએ ફોડ પાડયો.

'કોણ આ !'

'હા એ જ જેસલ કાળા.'

'એમ ! કેમ અલ્યા તું બધાને બહુ રંજાડે છે ? આવી જા લડવું હોય તો.'

'પણ બાબુભાઈ, એમ મારી હારે લડવાથી શો ફાયદો ? તમારે તો ગામ ભાંગવું છે ને ! ત્યારે મારી હારે આવજો ને.'

'સારું ત્યારે આ બંદૂક તારી છે !'

'હા.'

'મને ફોડતાં શીખવીશ ને !'

'હાસ્તો. તમે તો હવે મારા સરદાર બન્યા; એટલે શીખવવું જ પડશે ને.' જેસલને હવે ખાતરી થઈ ગઈ હતી કે એક રાત જો નિરાંતે કાઢવી હોય તો વિનોદને પટાવ્યા સિવાય બીજો રસ્તો નહોતો.

'ઠીક ત્યારે જો જેસલ, આપણે આજે કયું ગામ ભાંગશું ?' વિનોદ હવે બહારવટિયાનો સરદાર બન્યો હતો.

'તમે કો' તે.'

'પહેલું વીસરિયું ભાંગીએ.'

'વીંછિયું તો તમારા બાપુનું ગામ, બાબુભાઈ!'

'તેથી શું ? મારા બાપુ પોલીસ હારે રહીને લડશે ને હું તારી હારે.' વિનોદની દૃષ્ટિ સ્પષ્ટ હતી. જેસલને હવે ખાતરી થઈ ગઈ કે આ નાગરનો છોકરો કોળીકાઠીને પણ શરમાવે એવો હતો.

'પણ બાબુભાઈ, તમને ઘર સાંભરતું'

'ના રે, ઘરે કાંઈ આના જેવી મજા આવે !'

બપોરના 'સરદાર' સાથે કણીના લાડવા અને ગાંઠિયાનું ભાતું લીધા પછી જેસલ આ આફતમાંથી કેમ ઊગરવું તેના વિચારમાં પડ્યો. વિનોદને મારી નાખવામાં કંઈ જ ફાયદો નહોતો. અને એને સાથે રાખવામાં પણ જોખમ હતું. જાસાચિઠ્ઠીનો જવાબ આવી ગયા પછી જ કાંઈક નિર્ણય કરવો એમ વિચારી જેસલે જરા આડું પડખું કર્યું. ઘડીક આંખ મીંચાણી હશે ત્યાં પડખામાં ગોદો વાગવાથી જેસલ જાગી ગયો. પડખે ફરીને જુએ તો વિનોદ બંદૂકના કુંદાને જેસલ ઉપર ટેકવી સળિયાથી બંદૂકની નળી સાફ કરતો હતો.

'પણ બાબુભાઈ, એમ બંદૂક નો આવડે. હમણાં મૂકી દો જોઈ.'

'મને બાબુભાઈ કેમ કહે છે ! હું તો તારો સરદાર છું. મને બંદૂક ફોડતાં નહિ શીખવે તો આ મારી મલોખ જોઈ છે ને !'

'હા ભાઈ, હા, કોણે તમને ના પાડી! પણ બઠીક જપીને આડે પડખે તો થાવા દેશો કે નહિ !'

'ઠીક તું તારે ઊંઘી જા. હું બહાર રમીશ.'

'પણ ભાઈ—અરે સરદારજી, આ બંદૂક મૂકતા જાવ.'

વિનોદ બંદૂક મૂકી, મલોખ ફેરવતો બહાર દોડ્યો.

'અલ્યા મેઘા, આજ રાતે જાળેશ્વર મહાદેવ જઈને, જોઈ આવ. નો., કંચનલાલ શેઠનો શું જવાબ છે. જેટલા રૂપિયા આપ્યા હોય એટલા લઈ આવજે. એટલે કાલ સવાર પહેલાં આને ઘર ભેગો કરી દઈએ. આ તો છતે જાતે ય પોસાય એમ નથી.'

'પણ બાપુ, ઈ જરી ખરો ! ઘરભરની કાંઈ માયા લાગતી નથી. બિલકુલ જંગલી જેવો છે.'

'પણ હવે શું થાય ? પાછો દેવો પહોં-

તું તારે આજે વે'લો ઊપડજે—જલદી પાછું અવાય.'

નિરભ્ર આકાશમાં જેમ તારાનાં ઝૂમખાં ઝગમગતાં હતાં એમ નીચે મેદાનમાં ગામડાંઓના ઝૂમખાંમાંથી પ્રકાશ આવતો હતો. મેઘજી એવા પ્રકાશના એંધાણે એની ઘોડીને બરાબર હાંકયે જતો હતો. એકેએક પથ્થર અને પાંદડું એની જાણમાં હતાં એટલે ભૂલા પડવાનો તો સંભવ જ નહોતો. જાળેશ્વર મહાદેવથી થોડે દૂર ઘોડી પરથી ઊતરી એણે એક ઝાડ સાથે એને બાંધી અને પછી નક્કી કરેલા લીંબડા તરફ ઊપડ્યો. મધરાતનો વખત હતો એટલે મંદિર બંધ હતું. અને ચોરલુટારુના ભોને લીધે પૂજારી પણ આરતી પતાવી વાળુટાણે ગામ ભેગો થઇ જતો. મંદિરના કૂવાની પડખે જ ઘટાદાર લીંબડો હતો. મેઘજી લીંબડા ફરતો ફરી વળ્યો પણ ક્યાંય થેલી જેવું હાથ ન આવ્યું. એણે દીવાસળી સળગાવી ઉપર જોયું તો બે ડાળના મૂળમાં કાંઈક કાગળ જેવું હતું. ઊંચો હાથ કરી એણે ચિઠ્ઠી લઇ લીધી. દીવાસળીના અજવાળે ઝટપટ ચિઠ્ઠી વાંચી એણે નિવાસસ્થાન તરફ ઘોડી હાંકી મૂકી.

'કેમ મેઘા, કાંઈ હાથ આવ્યું ?' જેસલ મેઘજીની વાટ જોતો જાગતો જ પડ્યો હતો. વિનોદ એક બાજુ ગાઢ નિદ્રામાં હતો.

'લ્યો વાંચો,' મેઘજી ચિઠ્ઠી આપતાં બેસી ગયો.

ટમટમિયાના પ્રકાશમાં જેસલે ચિઠ્ઠી વાંચવી શરૂ કરી:

'તમારી ચિઠ્ઠી મળી. બે દિવસ માટે પણ મને રાહત આપવા માટે ઉપકાર. મને લાગે છે કે અત્યાર સુધીમાં ચિ. વિનોદનો તમને પૂરો પરિચય થઈ ગયો હશે. આ આફતમાંથી જો ખરેખર બચવું હોય તો આવતી કાલે રાત્રે બાર વાગ્યા સુધીમાં અમારા મકાનની પછીતની વંડી પાસે રૂ. ૫૦૦૦) અંકે પાંચ હજાર મૂકી જશો અને વિનોદને વંડીમાં ઉતારશો તો ચાલશે. વિનોદ જો ન માને તો અમને બૂમ પાડશો. આટલી શરતો કબૂલ હોય તો તમને પકડવાના કે પકડાવવાના કોઈ પ્રયત્નો અમે નહિ કરીએ; નહિ તો પછી ઈશ્વર તમને સહાય કરો. કંચનલાલ

ચિઠ્ઠી વાંચતાં વાંચતાં જેસલના કપાળે પરસેવો વળી ગયો.

'મેઘા, આ તો ફસાઇ ગયા.'

'હા, બાપુ. પણ છૂટવાનો કોઇ ઉપાય ?'

'કંચનલાલની શરતો કબૂલ રાખવી પડશે એ વિના આમાંથી નહિ છુટાય. એમ માનશું કે એક ગામ નો'તું ભાગ્યું.'

'એ તો ઠીક પણ આ રેઢિયાળ માનશે તો ને !'

'એ તો એને સમજાવીશું. પણ જો તારે ખૂબ હુશિયારી રાખવી પડશે. એને આપણી વાતની જરા ય ગંધ નો આવવી જોઇએ.'

'એમાં નો કે'વું પડે બાપુ.'

*

સવારથી વિનોદ ખૂબ ઉત્સાહમાં હતો. કારણકે આજે લૌબાડિયું ભાંગવા જવાનું હતું. પોતે ક્યાં સંતાઇ કેવી રીતે ગોળીબાર કરશે એના ચાળા ગુફાની દીવાલની ઓથે રહીને કરતો હતો અને સરદારની અદાથી જેસલ અને મેઘજી બન્નેને હુકમો આપતો હતો. આજે એના હરખનો પાર નહોતો કારણ કે આજે ખરેખરું સાહસ કરવાનું હતું.

'પણ બાબુભાઈ, આપણી પાસે ત્રીજી બંદૂક તો નથી ! તમે શું કરશો ?'

'મેઘજીની બંદૂક હું લઈશ.' વિનોદને કાંઇ સુઝેલી હતી જ નહિ.

'એના કરતાં આપણે એક ત્રીજી બંદૂક લઈ આવીએ તો ?'

'પણ ક્યાંથી ?'

'કહે છે કે તમારા બાપુ પાસે એક ફસ્ટ ક્લાસ બંદૂક છે. ગઇ લડાઇમાં સરકારને પૈસા આપ્યા ત્યારની ભેટ મળેલી છે એમ લોકો વાતું કરે છે. ખરી વાત ?'

'હંઅ, ડેલીની ઉપરના ઓરડામાં ભીંત પર ટિંગાય છે.'

'આપણે ઇ બંદૂક લઈ આવીએ તો ?'

'બસ, તો પછી કાંઇ વાંધો નહિ.' વિનોદને એમ કે બંદૂક ફોડવી એટલે માત્ર ઘોડો જ દબાવવાનો.

'પણ પહેલાં આપણે તમારા બાપુને ત્યાં જવું પડશે ને બંદૂક લઇ પછી સીમડિયા ભણી હાંડી મૂકશું.'

વિનોદને પણ આ યોજના ગમી ગઈ. એ તો કોઇ પણ સાહસ માટે તૈયાર જ હતો.

*

બપોરનો ધોમ ધખતો હતો. વિનોદ ગુફાની સડક ઉપરથી પક્ષીઓને ગલોલથી ઉડાડતો હતો. જેસલ અને મેઘજી ગુફામાં આડે પડખે થયા હતા. પણ બેમાંથા એકેયની આંખમાં નીંદર નહોતી, કેમ કરીને આ બલામાંથી છૂટવું એનો જ બન્ને વિચાર કરતા હતા.

'બાપુ, પેલો હમણા બાર ગયો લાગે છે. અહીંથી વેતા થઈ જઈએ તો ! એના કર્યું એ ભોગવી લેશે.' મેઘજીનો આ વિચાર જેસલને મગજે ઊતરી ગયો. એ તુરત ઊભો થયો અને માથે પાઘડી બાંધી ખભે બંદૂક ભરાવી દીધી. મેઘજીએ બહાર જઈ આસપાસ નજર કરી પણ વિનોદ દેખાયો નહિ. મેઘજી અંદર આવ્યો એટલે બન્ને જણાએ થઈને એક મોટો પથ્થર ખસેડ્યો. નીચે બે હાથ ઊંડો ખાડો હતો તેમાં ચોરીનો માલ ભરેલો હતો. તેમાંથી ઘરેણું એક મોટું કવર જેસલે ખેંચી કાઢ્યું અને બંડીના ખીસામાં મૂકી દીધું. થોડી વારમાં તો બન્ને બહારવટિયા ઘોડી ખૂંદવા તૈયાર થઇ ગયા.

આસ્તેથી અવાજ કર્યા વિના પોતાની ઘોડીને તૈયાર કરી, મેઘજી જ્યાં ચડવા જાય ત્યાં બંદૂકની ગોળીની જેમ એક પથ્થર છૂટતો આવી તેના પગ પર ચોંટ્યો. વેદના સહન ન થવાથી મેઘજી નીચે ફસડાઈ પડ્યો.

'હાં ! મને મૂકીને ભાગી જવું'તું કેમ !' હાથમાં ગલોલ ફેરવતો વિનોદ સામેથી હસતો હસતો આવતો હતો.

'ના ના, બાબુભાઈ એવું હોય ! આ તો અમે નીચેથી કોઈ માણસને આવતાં જોયો એટલે તૈયાર થતા હતા.'

'નીચેથી વળી કોણ આવે છે ! હું અહીં જ બેઠો છું ને !' વિનોદે પાસેના ઊંચા ખડક તરફ આંગળી ચીંધી.

આ ખડક એવી જગ્યાએ આવ્યા હતો કે ત્યાંથી ચારે બાજુ માઇલો સુધી નજર પડતી. અને તળેટીમાંથી કોઈ આવતું હોય તે પણ જોઈ શકાતું.

'ઠીક ઠીક, પણ તમારે ચા પીવી છે ને ?' જેસલે ઘોડીને ફરી ઝાડ સાથે બાંધતાં કહ્યું, 'જા મેઘા, તું ચા મૂક.'

મનમાં વિનોદને કેટલીય ગાળો દેતો દેતો મેઘજી લંગડાતો લંગડાતો ચા મૂકવા ગયો. જેસલે માથેથી પાઘડી ઉતારી બંદૂક ભીંતને ટેકે મૂકી.

*

'જેસલ, આપણી ઘોડીઓ તૈયાર છે ?' અંધારું થતું જતું હતું તેમ વિનોદની તાલાવેલી વધતી જતી હતી.

'હા બાબુભાઈ—અરે સરદારજી, બધું તૈયાર છે. હવે તમે વાળુ કરી લો. એટલે પછી આપણે ઊપડીએ.'

પણ વિનોદને આજે ખાવામાં રસ નહોતો. એને તો પોલીસની સામે ગોળીઓની રમઝટ બોલાવવાના જ વિચાર આવતા હતા. ખાતાં ખાતાં વિનોદ દિવાસ્વપ્નમાં સરી પડ્યો. પોતે આગળ અને જેસલ અને મેઘજી પાછળ એમ ત્રણ જણાની ટોળી સીમડિયામાં દાખલ થાય છે કે તુરત ગામના દરબારો પણ ઘરમાં ભરાઈ જઈ બારણાં બંધ કરી દે છે. પછી પોતે સરદાર તરીકે જેસલને હવામાં બંદૂકના બહાર કરવા હુકમ કરે છે. બદૂકનો અવાજ સાંભળી પોલીસના માણસો હથિયારો સાથે દોડી આવે છે, અને ગામના ચોરા પાસે જ ધીંગાણું

મચે છે. એમાં એ પોતાની ગલોલથી કેટલાય-ને ઘાયલ કરે છે. ચોરાની દીવાલની ઓથે રહી જેસલ સામા પક્ષના કેટલા ય માણસોને ઠાર કરે છે. ત્યાં તો સનનન કરતી એક ગોળી આવે છે અને વિનોદના હાથમાંની ગલોલ દૂર જઈને પડે છે. વિનોદ જુએ છે તો સામેના છાપરા પરથી ફોજદાર પોતે ગોળીબાર કરતા હોય છે. ફોજદાર જેસલ સામે નિશાન માંડતા જાય છે ત્યાં તો વિનોદના હાથમાંથી છૂટેલો પત્થર ફોજદારના હાથ ઉપર વાગે છે અને…

'અરે અરે બાબુભાઈ, આ શું!' વિનોદ હજી એના દિવાસ્વપ્નમાંથી પૂરો જાગે તે પહેલાં તો અગ્નિની જ્વાળાએ ઊંચે ટિંગાતી જેસલની બંડીને ભરખી લીધી. આખી ગુફામાં ભડકે બળતા ગોદડાના પ્રકાશથી અજવાળું પથરાઈ ગયું. વિનોદે પત્થરનો ઘા ફોજદારના હાથ ઉપર કરવાને બદલે ખાતાં ખાતાં પડખે પડેલું ટમટમિયું ઉપાડી ખૂણામાં પડેલા પાગરણ ઉપર ઝીંક્યું હતું. પરિણામે એની ઉપર જ ટિંગાતી ખીસામાં નોટો ભરેલી જેસલની બંડી પણ આગના સપાટામાં આવી ગઈ. મેઘજી ડોલ લઈ ધૂળ ભરી આવવા બહાર દોડ્યો.

જેસલ અને મેઘજીએ ધૂળ છાંટી આગ ઠારી પણ એ પહેલાં તો બધાં કપડાં બળીને રાખ થઈ ગયાં હતાં.

'મેઘા, ઝટ ઘોડી તૈયાર કર. હવે મોડું થાય છે.' જેસલને લાગ્યું કે હવે એક ઘડી પણ મોડું કરવામાં સાર નહોતો. એની ધીરજ હવે ખૂટી પડી હતી.

'પણ બાપુ, નોટોનું…!'

'એનું થઈ રહેશે. હું તો કાઢું છું. તું ઘોડીને પલાણ નાખ. બાબુભાઈ, મેઘાની હારે બહાર જાવ, હું હમણાં આવું છું.' બંને બહાર ગયા એટલે જેસલે એક ઝીણી તરાડમાં ચપ્પુનું પાનું નાખી પત્થર ખસેડ્યો અને ગોખલામાંથી એક દાબડી કાઢી પાઘડી-માં ભરાવી દીધી.

*

અંધારી રાતના તારા ઝબૂકતા હતા અને બંને ઘોડી જંગલની વાંકીચૂકી કેડી ઉપરથી ચાલી જતી હતી. ઘોડીના ડાબલા સિવાય સર્વત્ર સૂમસામ હતું. ક્યારેક કોઈ પક્ષી ફફડાટ કરતું ઝાડ પરથી ઊડી જતું હતું તો ક્યારેક કોઈ ડાળી પવનનો વીંજણો ઢોળી સાહસવીરોનું સ્વાગત કરતી હતી. થોડે થોડે અંતરેથી નીકળતા શિયાળવાના સૂરો ચોરોની દંતકથાને સાચી પાડતા હતા પણ આ ચોરો તો લીધેલું પાછું આપવા જતા હતા; ઋણ-મુક્ત થવા માગતા હતા.

જાગેશ્વર મહાદેવ પાસેથી બંને ઘોડી પસાર થતાં જેસલના મુખમાંથી અસ્પષ્ટ શબ્દો સરી પડ્યા, 'હે ભગવાન, આજે જો હેમખેમ પાછા લાવ તો બામણના વેશમાં તને એક થાળ ધરાવી જઈશ. અને કૂવો સમરાવવા સો રૂપિયા આપી જઈશ.'

ગામથી થોડેક દૂર બંને ઘોડી ઊભી રહી. એક ઝાડ સાથે ઘોડીઓને બાંધી બંને જણા બિલ્લીપગે ગામમાં દાખલ થયા. આઠમના અર્ધ ચંદ્રમાના પ્રકાશમાં નાગરવાડમાં આવેલું કંચનલાલનું મેડીવાળું ભવ્ય મકાન અછતું રહે એવું નહોતું. મુખ્ય રસ્તો પડતો મૂકી વિનોદની દોરવણી નીચે ત્રણે જણા પછીતની ગલીમાં ઊતરી પડ્યા.

મધરાતનો સમય હતો. ડેલીમાંના ગલ્લી પણ ઝોકું ખાઈ ગયા હતા. મેડીની બારીમાં-થી ઝાંખો પ્રકાશ આવતો હતો. એ ઉપરથી લાગતું હતું કે કંચનલાલ પણ સૂઈ ગયા હતા!

વિનોદ આ ઘરના એક એક પત્થરનો ભોમિયો હતો. એટલે એણે પાછળની વંડી ઉપર ચડવા માંડ્યું. પણ જેસલે તેનો હાથ ખેંચી છેક કાન આગળ મોઢું લાવીને પૂછ્યું, 'બાબુભાઈ, બંદૂક ક્યાં છે?'

'ઉપર બાપુ સૂતા છે એ ઓરડામાં.'

'ઉપર કોણ જશે?'

'હું જઈને લઈ આવું છું. તમે અહીં નીચે ઊભા રહો. કોઈ પડકારે તો ફૂંકી

રેલો.' વિનોદની હિંમત જોઈ જેસલ છક થઈ ગયો હતો.

'પણ બાબુભાઈ, તમને પકડે તો દયો આ દાબડી. એ એના નાક આગળ ધરશો કે તુરત તે બેભાન થઈ જશે. સમજ્યા ને?'

'સારું લાવ.' વિનોદે જેસલે આપેલ દાબડી ખિસ્સામાં મૂકી. જોતજોતામાં તો વિનોદ વંડી ઉપરથી છજા ઉપર અને ત્યાંથી બારી ઉપર પહોંચી ગયો. વિનોદ જ્યાં બારી ઠેકવા જાય ત્યાં નીચેથી એક પત્થર આવ્યો અને બારીના એક કાચના ભુક્કા કરી પતરા ઉપર પડ્યો. વિનોદે નીચે નજર કરી તો બે ઓળાઓ ઝપાટાબંધ અંધારામાં અલોપ થઈ જતા દેખાયા.

'જેસલ! હું આવું છું.' વિનોદથી બૂમ પડાઈ ગઈ. એ જ વખતે પાછળથી કંચનલાલે આવીને એનું કાંડું પકડ્યું, અને ખેંચીને એને ઓરડામાં લઈ લીધો.

*

તળેટી છોડી ડુંગરાનો ઢોળાવ ઘોડીઓ ચડવા માંડી ત્યારે જેસલે કપાળ પરથી પરસેવો લૂછ્યો.

'હાશ, માંડ છૂટ્યા!'

'પણ બાપુ, પેલા સાંકાને તમે દાબડી શેની આપી, છીંકણીની!'

'ના રે, એ તો મારું દેવું ચુકાવ્યું.'

'દેવું? તમારે વળી શાનું દેવું?'

'ઘણાં વર્ષોનું મારે કંચનલાલ શેઠનું દેવું હતું. હું જ્યારે શેઠની નોકરીમાં હતો ત્યારે એમને કોઈ સંતાન નહિ. જાળેશ્વર મહાદેવ દીકરો દે એ માટે શેઠે સમાક કરેલો અને મહાદેવના થાળમાં રૂપાનો નાગ અને ઉપર મણિ જડાવેલા.' જેસલે ભૂતકાળ ઉખેળ્યો.

'પછી!'

'પછી એક દી મણિ નીકળી ગયેલો ત્યારે મને મણિ જડાવવા મોકલ્યો. મારું મન બગડ્યું અને ખોટો પત્થર જડાવી હું મંદિરમાં મૂકી આવ્યો.'

'પણ શેઠની મનખાનું શું થયું!'

'બીજું શું થાય વળી, આ કપૂત પાક્યો! સોડાના સોઢી ચુસી ચુમીને મણિ ચડાવે પછી ભગવાને ય મે'ર શાનો કરે! હું તો આજે એનો મણિ ને 'હીરો' પાછા આપી એ પાપમાંથી છૂટ્યો. નોરા તો કપાતરે બાળી મૂકી પછી બીજું શું આપવું?' જેસલે નિરાંતનો દમ ખેંચ્યો.

'બાપુ, થાળ ક્યારે ધરાવશું! આવતા સોમવારે?'

'હા ભાઈ હા, શ્રાવણિયા સોમવાર જેવો બીજો વાર કયો? જય જાળેશ્વર ભગવાન.' જેસલે સામી ટેકરી પર જોયું. શિખરની પાછળનો અર્ધચન્દ્ર શિવનું સ્મરણ કરાવતો હતો. [ સુચિત

મહારાણા પ્રતાપ છાપ હીંગ
વાપરવા આગ્રહ રાખો
૨૨૮, વડગાદી. મુંબઈ નં ૩ ફોન ૨૨૨૧૦

એ. એચ. વ્હીલરના રેલ્વે સ્ટોલ પરથી 'કહાની' મળે છે

# સગાઈ સંગાર [ છેલ્લો હપ્તો ]

મયૂર

ભોરિયો ધરતીને માથે ઢળી પડ્યો ને એ પડતાં તો દુનિયાને માથે ઝંઝાવાત ઊપડ્યા છે. ડુંગરા ડોલી ઊઠ્યા છે ને ધરતી ધ્રૂજવા લાગી છે. સીમાડીના મોલને કંપવા શરૂ થયો છે ને ઝાડપાન તો જાણે હમણાં ઊખડીને ધરણીએ ઢળી પડશે ધણ ઊભી પૂંછડીએ નાઠાં છે ને પંખીડાં ફીચીફીચી કરતાં દીશી દશે ઊડવા માંડ્યાં છે. એ તો બધાં ક્યાં જઈને ઊભાં રહેશે એની કોઈ ખબર નથી.

નાગલોકમાં ખબર પહોંચ્યા છે ને ચારે કોર ઉલ્કાપાત મચી રહ્યો છે. આજ સુધી તો એકલો ભુજંગિયો ઝપટે ચડ્યો'તો ને એની વાંસે એક ભેરિયો હતો. એક ભેરિયો જતાં તો એના કોણ જાણે કેટલાય કોટા ફૂટશે ને હવે નાગનો બચ્ચો કેમ કરીને જીવતો રહેશે! નાગ તો બધા નાસીને દરમાં ભરાવા મંડ્યા છે.

સગઈ સંગાર એના રંગમોલમાં બેઠી બેઠી દિવસ ગણે છે ને એના જોગંદરની વાટ જુએ છે. કાયાને રંગ ચડ્યો છે ને રસની રેલો હવે તો અંગ અંગમાંથી બહાર ઢોળાઈ રહી છે. એને પાહુલે નૂરય સમાતું નથી ને હૈયું મહેરામણની જેમ હાલકલોલક થઈ રહ્યું છે. ઢેલડી સોળે કળાએ ખીલી રહી છે ને બેઠી બેઠી એના જોગંદરની વાટ જુએ છે. કે દી માણીગર આવે ને કે દી એના હૈયાના ઉલ્કાપાત શમે

ને એમાં વાવંટોળે ચડીને ધરતીના ઝંઝાવાત એને આભી વળ્યા છે. એ ઝંઝાવાતે તો એક દિવસ પ્રીતમ આવીને પનોતો થવાનો હતો. પણ આજે તો એમાં માઠાં ઓસાણ છે ને પદમણી કારમી ચીસ પાડીને બોલી ઊઠી છે: 'મારો જોગંદર ધરતીએ ઢળી પડ્યો.'

ચીસ સાંભળતાં તો સરખી સહિયરો દોડી આવી છે: 'પચ્છમની પદમણીને આજે એકાએક કુન્યમૂરું શું થઈ ગયું!'

તો કે 'અસૂરું થઈ ગયું છે, બાઈઓ! મારો જોગંદર નોધારો પડ્યો છે ને મારે ને એને હવે છેટું પડે છે. મારે જોગંદરની વાટે જાવું છે.'

પદમણી એના જોગંદરને મળવા સાબદી થઈ છે.

ને ત્યાં તો ખાંડણિયા રેઢા મૂકીને બહેન તગઈ સંગાર આવી છે: 'મનેય આજે તો માઠાં ઓસાણ આવ્યાં છે, બહેન! ઝેરી નાગોએ જોગંદરને ડંખ દીધા છે ને પદમણીનો પ્રીતમ ધરતીએ ઢળી પડ્યો છે.'

તો કે 'વાત તો સાચી છે, બહેન તગઈ. જેવું તને કોક કહી ગયું એવી વાત મારે કાને ય અથડાણી છે.'

'ને પીઠે દારૂ વેચતી'તી ત્યાં મારા કાનમાં ય કોક એની ફૂંક મારી ગયું છે.' બોલતીક ને કલાલણ પીઠું રેઢું મૂકીને આવી છે.

તગઈએ કહ્યું છે: 'મારાં સાંબેલાં સાબદાં કરું. મંત્ર ભણીને એને વહેતાં મૂકું. એ તો જ્યાં જ્યાં નાગને ભાળશે, ત્યાં ત્યાં ધીંગાણું કરશે ને ધરતીને માથે એક નાગને નહિ રહેવા દે.'

ને કલાલણે કહ્યું છે: 'મંત્ર શીખતી'તી એ તો મસાણે મૂકીને આવી છું. પણ મારી કરામત હું ભૂલી ગઈ નથી. મારી કરામતે નાગ લિસોટા બની જશે ને પછી એ તો ડંશે નહિ દે ને ડરાવશે ય નહિ.'

તો કે 'તમારી વિદ્યાનો તો કોઈ આરો-ઓવારો નથી, બહેનો. પણ મારે હતું એ તો હારીને બેઠી છું. હવે કોની સાટુ ધીંગાણું કરું! દુનિયામાં મારે તો હવે કોઈ સગું નથી, કોઈ સાંઈ નથી. મારું હતું એ અણુદીઠે પંથ પડ્યું છે ને એને આંબી લેવા હું જાઉં છું. સાચી સગાઈ હોય તો સાથે આવો ને નહિતર બેઠી બેઠી તમારો ધંધો સાચવો.'

લાંબા વખત સુધી વરસાદ ન આવ્યો એટલે આજે લોકસમૂહ પ્રાર્થના કરવા ભેગો મળ્યો હતો...પ્રાર્થનાવિધિ શરૂ થવા પહેલાં, જેમના પવિત્ર હાથો વડે વરુણદેવને આમંત્રણ આપવાનું હતું તેઓ ઊભા થયા અને બોલ્યા, 'ભાઈઓ! મને લાગે છે કે તમને તમારી પ્રાર્થનામાં શ્રદ્ધા નથી.'
સમૂહમાંથી બેત્રણ અવાજો: 'અરે એવું તે હોય! શું જોઈને કહો છો કે શ્રદ્ધા નથી?'
'ભાઈઓ, તમને જો તમારી પ્રાર્થનામાં શ્રદ્ધા હોય તો હું પૂછું છું કે,' પેલા ગૃહસ્થે કહ્યું, 'લાવ્યા છો તમે કોઈ છત્રી કે રેઈનકોટ?'
—આ. વ્યા.

---

તો કે 'જ્યાં અમારી પદમણી ત્યાં અમે. તું જ્યાં દેરી જઈશ ત્યાં અમે આવશું ને તું કહીશ તે અમે કરશું.'

ગામને ગોંદરે પડ્યા પડ્યા જોગંદરના ચેલા મફતનું ખાઈને મોજ માણે છે ને એ તો બધા સૂતા જાગી ઊઠ્યા છે. એની પાંસળીમાં કોક ઘોદા માર્યા છે ને એના કાનમાં કાળનો પવન સુસવાટા મારે છે. આળસ ખંખેરીને એ તો ઊઠ્યા છે ને પદમણીની પાસે આવ્યા છે: 'અમારો જોગંદર અમને બોલાવે છે. વન વનના વાયરા વાત લાવ્યા છે. પંખીને મોઢેથી વાત સાંભળી છે. અમારા જોગંદરને મળવા' અમે જઈએ છીએ. પદમણી! હવે તો રામ રામ છે.'

તો કે 'જેણે તમને બોલાવ્યા, એણે મને ય સાદ દીધો. છે હું યે તમારી સાથે આવું છું.'

તો કે 'તારો સાથ ને સથવારો તો હવે તૂટી ગયો, પદમણી. મારગ સૂઝે તો ચાલી આવજે. લાંબી વાટ છે ને અમથી ખોટી થવાય તેમ નથી.'

જોગંદરના ચેલા ચાલી નીસર્યા છે.

સનઈ સીંગારે એની વિદ્યા યાદ કરી છે. એની વિદ્યાએ એને પાંખો આપી છે. બે બગલમાં બે બહેનકી છે ને પદમણી પવનની પાવડીએ ચડીને ખરરર કરતી આકાશે ઊડી છે.

ચંચ રાઠોડ એની કચેરી ભરીને બેઠો છે. એની કચેરીએ મોટા માન્ધાતા બિરાજ્યા છે ને કસુંબાનો રંગ જામી રહ્યો છે. માણેકમોતી-એ દીવડા ઝગમગે છે ને કંચનીઓ નાચગાન કરી રહી છે. રંગની રમઝટ જામી છે ને એમાં એકાએક ને અણચિંતવ્યા કચેરીમાં વાવંટોળ ચડ્યા છે. ઝમરખ દીવડા ઝાંખા પડ્યા છે. કંચનીના પગને આંટીઓ ચડી છે ને ચંચ રાઠોડ કહે: 'હાં બેલી! સાબદા થઈ જાઓ. એક દિવસ નવકુળ નાગે જાકારો દીધો ને ભુજંગિયો આપણી કચેરીમાં આવ્યો'તો. આશરાધરમ માનીને એને પેટમાં સંતાડ્યો'તો, ને એ અકરમી ગણને માથે અવગણ કરી ગયો. તે દિવસનું નાગના કુળ સાથે આપણે વેર. આજે ધરતી માડી ઓશાણ દઈ રહી છે ને નક્કી ભુજંગિયો ભેરિયાને આંબી વળ્યો લાગે છે. આપણે સહુ સાબદા થઈ બહાર નીસરો. જોજો એક નાગનો છૈયો અણુરો ન રહી જાય.'

ને ચંચ રાઠોડે લાવલશ્કર લઈને નાગના કુળ સામે કૂચ શરૂ કરી છે.

સિદ્ધવડ હેઠે બેઠો બેઠો સિદ્ધગુરુ એની સાધનામાં પડ્યો છે. ફરતું કૂંડાળું છે ને કૂંડાળામાં સાધનસામગ્રી છે. મસાણના મડા ઉપર પલાણ કરી એ તો મન્ત્ર જપે છે ને મેલા દેવોને આહુતિ આપે છે. ત્યાં તો એકાએક એના આસનમાં પ્રાણનો સંચાર થયો છે. આસન ઉછાળા મારી રહ્યું છે. સિદ્ધ બોલ્યો છે: 'બચ્ચા! એવી તે શી ઉતાવળ છે! રાત તો હજી બહોત બાકી છે.'

ને તોય એનું આસન રોક્યું રોકાણું નથી. ઉપર સિદ્ધ બેસી રહ્યો છે ને આસને આકાશમાર્ગે ગતિ કરી છે. સિદ્ધ બબડ્યો છે: 'એને તો પદમણીનો જોગંદર બોલાવી રહ્યો છે. અચ્છા તો ચલો ભાઈ!'

ને એમ ચારે દશેથી ચાર જૂથ ભેરિયાની અંતિમ ગતિ નિહાળવા ને એને સહાય કરવા ચાલી નીસર્યાં છે.

ને ઓલ્યા જોગંદરના ચેલા એના ગુરુના મંત્રબળે કરીને સહુથી વહેલા પહોંચ્યા છે. ગુરુ ધરતીએ ઢળી પડ્યો છે. એમાં રંગ નથી, રાગ નથી. ને હવે એ તો કોઈ દિવસ જાગવાનો નથી. ચેલાએ એમની વિદ્યા અજમાવી છે, તોય જોગંદરે આંખ ઉઘાડી નથી ને ચેલા કહેઃ 'આમાં હવે જીવ નથી ને આપણે ગુરુની આજ્ઞાનું પાલન કરીએ.'

ગુરુએ ચેલાને કહી રાખ્યું છે કે કદીકને મને કાંઈક થાય તો મને બાળશો મા કે દાટશો મા. મારી કાયાને શેકીને એની પ્રસાદી આરોગી જજો. ચેલાએ ભેરિયાનું શબ ઉપાડી લીધું છે. નિરાંતની જગ્યા શોધી છે ને એ તો ગુરુનું શબ શેકવા બેઠા છે.

ભુજંગિયો ભોણમાં ભરાઈને બેઠો છે ને ત્યાં બેઠા બેઠા એણે ચેલાની મત પારખી છે. એ તો વિચારે છે કે આ તો ભૂંડી થવા બેઠી. ચેલા ગુરુનું શબ આરોગશે તો એક ભેરિયો મટીને ચાલીસ ભેરવા ઊભા થશે ને પછી તો આપણને ઠરીને ઠામ બેસવા નહિ દે. આનું કાંક કરવું જોશે.

ચેલા બેઠા બેઠા ગુરુનું શબ શેકે છે ને ત્યાં બ્રાહ્મણને વેશે ભુજંગિયો આવ્યો છેઃ 'એલા ભાઈ! આ શું કરો છો! તમે તો અઘોરી નથી દીસતા. માણસનાં મડાં કાં તો શિયાળવાં ખાય ને કાં તો અઘોરપંથી એનો આહાર કરે. તમે તો માણસ જેવા માણસ છો ને અવળે પથે ક્યાંથી પડ્યા! પેટ ન ભરાતું હોય તો ફોડી નાખો.'

ત્યારે ચેલાએ કહ્યું છેઃ 'ગુરુએ અમને આજ્ઞા કરી છે. એની આજ્ઞાનું અમે પાલન કરીએ છીએ.'

તો કે 'તમારો ગુરુ અધરમી ને એણે તમનેય ઊંધે રસ્તે દોર્યા.'

તો કે 'અમે ધરમ અધરમ કાંઈ જાણીએ નહિ. અમારો ગુરુ અમને ઊંધી મત નો દે. અમારે મન ગુરુ અમારો ઈશ્વર. એ કહે એટલું અમે કરીએ.'

એક જમાનાના ખાઈબદેલા તીજોરીફાડુને ઘણા વખતથી પોલિસના સકંજામાં ન સપડાતો જોઈને એક પોલિસ અમલદારે તેને પૂછ્યું,
'હમણાં તો તું કંઈ દેખાતો જ નથી!'
'સાહેબ! મેં એ ધંધો તો છોડી દીધો છે.' ચોરે કહ્યું.
'તો પછી તારું ગુજરાન કેમ ચાલે છે!' પોલિસ અમલદારે પૂછ્યું.
'તીજોરી તોડવાનાં હથિયારો હું ભાડે આપું છું સાહેબ!' પેલાએ જવાબ આપ્યો.

—આ. ભ્યા.

તો કે 'તમારો ગુરુ તો હવે ચાલ્યો ગયો. ને હવે એણે કહ્યું'તું એ તમે કર્યું છે એવું એ જોવા કાંઈ આવવાનો નથી. દેખીપેખીને શીદને પાપમાં પડો છો! આ તો ગુરુનું મોત બગાડો છો ને તમારી આટલા વરસની ગુરુસેવા ઉપર પાણી ફેરવો છો!'

તો કે 'અમે તો ગુરુની આજ્ઞા માનીને એની સેવા ઉપર કળશ ચડાવીએ છીએ.'

તો કે 'ગુરુએ તમારાં પારખાં લેવા આવી અવળી વાત કરી હશે. માનવીનો ધર્મ મૂકી દેવાની વાત કોઈ સિદ્ધ કે સાધુ કરે ખરો!'

ને ચેલા વિચારમાં પડી ગયા છે. વાત તો સાચી છે. પણ ગુરુએ આજ્ઞા કરી છે ને એનું કહ્યું નહિ માનીએ તો આપણી શી ગતિ થશે!

ચેલાની મૂંઝવણ પારખીને ભુજંગિયાએ કહ્યું છેઃ 'ગત અવગત તો જે થાવી હશે તે થાશે. પણ દેખીપેખીને પાપનાં પોટલાં બાંધો છો એ તો અધોગતિના પથ જ છે ને!'

તો કે 'અમારે ત્યારે શું કરવું!'

તો કે 'તમારે કાંઈ કરવું કે કારવવું. ગુરુની કાયા દરિયાપીરને સોંપી દ્યો. એને ઠીક પડશે તો સાચવશે ને ઠીક પડશે તો ભરખી જશે.'

ને ચેલા બ્રાહ્મણને વચને ભરમાયા છે. એમણે ગુરુના શબને સમુદ્રમાં સમાતાં દીધું છે. સમુદ્રમાં સ્નાન કરી કારવીને એ તો પાછા ફરી ગયા છે.

અહોહો ! કાળની ગત તો જુઓ. ભોરિયો હતો ત્યારે કોઇ એનું એક વેણુ પાછું ન ઠેલતું ને આજે એના નિત્યના સંગાથીઓએ એની અવજ્ઞા કરી છે. ગુરુને એમ હતું કે ચેલા કાયા આરોગી પોતાની વિદ્યા પામશે. એણે તો ગુરુભાવે બધું દઇ દેવાની વાત કરી હતી, પણ નસીબમાં ન સમાતું હોય તો માનવીને ક્યાંથી મળે ! એ તો અકરમીના કાણા પડિયા જેવી વાત થઇ છે !

ને ભુજંગિયો પોરસમાં આવી ગયો છે. એકને ઠેકાણે એણે બે કરી બતાવ્યા છે. ભોરિયા જેવા ભોરિયાને એણે મહાત કર્યો છે ને ધરતીને માથે બીજા ચાલીસ ભોરિયા ઊભા થાતા'તા એને ય થભાવી રાખ્યા છે. એ તો મૂઠો મરડે છે ને ફેણા પહોળી કરી ફૂંફાડા મારે છે. એનો મરક તો ક્યાંઈ માતો નથી.

પણ અભિમાન રાજા રાવણનું ય રહ્યું નથી. ભુજંગિયો ફેણા ઊંચી કરી ડોલી રહ્યો છે, ત્યાં સિદ્ધગુરુ શંખ ઉપર સવારી કરી એને આભી વળ્યો છે: 'તું સમજતો હશે, ભુજંગિયા, કે ભોરિયો મરી ગયો. પણ તું ભીંત ભૂલ્યો. ભોરિયો તો અમર છે. એ કોઇ દિવસ મરે નહિ. દેખ, તારી ચારે તરફ ભોરિયાની કતાર જામી રહી છે.'

ને ભુજંગિયાએ નજર ફેરવી છે. કાંઇ લાખો ને કરોડો ભોરિયા કૂંડાળું કરીને હાથમાં ગાળિયો લઇ એને નાથવા ઊભા છે. એની દશો દેવાઇ ગઇ છે. ફરતા ભોરિયાના જૂથ છે ને ઉપર આકાશમારગે શંખની પાવડીએ ચડી સિદ્ધગુરુ ચક્કર લગાવી રહ્યો છે.

ભુજંગિયાનું અભિમાન ગળી ગયું છે. જાતનો નશો ઊતરી ગયો છે. ત્યારે તો એણે એકને બદલે અનેક દુશ્મન ઊભા કર્યા ! દુશ્મનોનો કાંઇ આરોવારો નથી. ફરતાં દુશ્મનોનાં દળકટક છે ને ઉપર સિદ્ધગુરુ ઘૂમણે ચડ્યો છે. એ તો ઘડીક બાજરૂપે દેખાય છે તો ઘડીક ગરુડરૂપે દર્શન દે છે. આમાં તો હવે ક્યાંયે ઉગારો નથી. હવે તો એક ધરતીમાતાનો આશરો છે. ભુજંગિયે ધરતીના હૈયામાં સમાવા ફેણા સંકોરી છે ને ધરતીમાં મોઢું ભરાવ્યું છે.

ત્યાં તો ચંચ રાઠોડે પડકારો કર્યો છે: 'હવે ક્યાં જાઇશ ભુજંગિયા ! આજે હવે ચંચ રાઠોડના ચીપિયા તને જીવતો જાવા નહિ દે.'

ભુજંગિયાને અંગે ચીપટી આવી છે. એ તો સમજ્યો છે કે ધરતી એના અંગ સંકોડે છે. પણ એને ખબર નથી કે ચારે કોર ચંચ રાઠોડના ચીપિયા મોઢું ફાડીને ઊભા છે ને એને ચીપિયે એ સલવાયો છે.

પદમણી આવી પહોંચી છે ને સિદ્ધે પદમણીને કહ્યું છે: 'દેખ પદમણી ! તારા જોગંદરે ભુજંગિયાને નાથ્યો.'

તો કે 'ગુરુદેવ ! ભોરિયો તો ગામતરું કરી ગયો. એ તો હવે ધરતી પર શોધ્યો નહિ જડે.'

તો કે 'ભોરિયો ક્યાંય ગયો નથી, પદમણી ! ભોરિયો એક મટી અનેક બન્યો. તારી નજર ઉઘાડી રાખી જરા આકુઅવળું જો, પદમણી ! આખું જગત ભરીને ભોરિયા ઊભા છે. રૂડા ને રૂપાળા, કામણગારા ને છેલછબીલા, કાંઇ લાખો ને કરોડો ભોરિયા દુનિયાને માથે હરેફરે છે ને રંગની રેલ રેલાવે છે. દુનિયાને ખૂણે ખૂણેથી એની મોહક મોરલી બજી રહી છે ને એ મોરલી માથે ડોલી રહી છે.'

તો કે 'રસમસ્તી એકલે હાથે નહિ જામે, ગુરુજી ! મારી પ્રતિજ્ઞા પૂરી થઇ છે. હવે તો દુનિયાં અમરતના ઓડકાર માણશે. હવે મારે હુંપણાનું કાંઇ કામ નથી. હું યે એક મટી અનેક બનીશ. ઘરઘરને ખૂણે ખૂણે, ધરતીને આરે ને ઓવારે હું ને મારો ભોરિયો એકનાં અનેક થઇને પરવરશું, રંગ ને રાગ રેલાવશું ને દુનિયાને હરીભરી બનાવશું.'

પદમણીએ સૂરજદેવ સામી નજર કરી છે. સૂરજદેવે એને તેજની ચિનગારી આપી છે. ને માટીની કાયા માટીમાં મળી ગઇ છે.

ને પદમણી ને એનો જોગંદર એક મટી અનેક થઇ માનવીના ઘરઘરમાં સમાવા ત્યાંથી ચાલી નીકળ્યાં છે.

[ધીંતધી

# ગોરો ભિખારી

ઉમર કુરૈશી

'અલ્લાહ મહેરબાન, કુલ મહેરબાન અલ્લાહ !'

બજારની પાસે આવેલા પુલના ખૂણા-માંથી ઊઠતા ભિખારીના એ કરુણ પોકારથી તળ ખુશાલકોટનો કોઈ વતની તો ભાગ્યે જ અજાણ્યુ હશે. પુલના ખૂણામાં લપાયેલા એ ચીંથરેહાલ લંગડા ભિખારીને મન તાપ અને ઠંડી, વરસાદ ને બરફ ( ખુશાલકોટમાં બરફ પડે છે ) બધું ય સરખુ હતુ એ ભિખારીના આર્તસ્વરથી કાન એવા તો ટેવાઈ ગયા હતા કે એક દિવસ કલબમાંથી પાછા ફરતાં જ્યારે મેં એ અવાજ ન સાંભળ્યો ત્યારે મન કેમ જાણે વિહ્વળ થઈ ગયુ.

એ વખતે હુ ખુશાલકોટની હૉસ્પિતાલમાં સિવિલ સર્જન તરીકે હતો.

દરરોજના નિયમ મુજબ સવારમાં બધા વૉર્ડના દર્દીઓની મુલાકાત લઈ હું ઘરે જવા-ની તૈયારી કરતો હતો ત્યાં મારો મદદનીશ પ્રતાનરામ આવી ચડ્યો.

'સાહેબ, એક બીજો ઘાયલ પણ આવ્યો છે.' પ્રતાને કહ્યુ.

'શું થયું છ એને !' મેં પૂછ્યુ.

'ટમટમ નીચે આવી ગયો છે. ઇજા તો વધારેપડતી નથી થઈ, પણ એના બૂમબરાડા થી હું તો ત્રાસી ગયા.'

પ્રતાન સાથે જઈ મેં દરદીના ઓરડાનું બારણું ઉઘાડ્યુ ત્યાં તો હમેશનો પેલા પરિચિત અવાજ કાને અથડાયોઃ 'અલ્લાહ મહેરબાન, કુલ મહેરબાન અલ્લાહ !'

મારા મોઢા પરનો આશ્ચર્યભાવ પારખી જઇ પ્રતાન બોલ્યોઃ 'હા, સાહેબ ! એ જ છે–પેલો લગડો ભિખારી.'

આની–બેઆની આપવા નિમિત્તે એમ તો ઘણી વાર હું એ ભિખારી પાસે ગયો હતો પણ ક્યારેય મેં એને નીરખા નીરખીને જોયો ન હતો. એટલે જ્યારે હું એના પર ઝૂક્યો ત્યારે એના વદનની ચીંથરે વીંટી કાન્તિએ મને ઘડીભર તો મુગ્ધ કરી નાખ્યો. તેની ચામડી ગોરી હતી. પાઘડીની પકડમાંથી છટકી પડતા તેના લાંબા સફેદ વાળ તેની ઝૂલતી સફેદ દાઢી સાથે ગેલ કરતા હતા. ચહેરો પણ ભરાવદાર અને પ્રભાવશાળી હતો. એ અકસ્માત ગઈકાલે સાંજે જ બન્યો હતો. એક દોડી જતી નાની ટમટમ પુલના ખૂણા સાથે અથડાઈ પડી હતી અને લંગડા ભિખારીને આઘા ખસવાની તક મળે એ પહેલાં જ ટમટમનું એક પૈડુ એના ઉપર ફરી વળ્યુ હતું. શરીરમાં ક્યાય હાડકાની ભાંગતૂટ તો નહોતી થઈ પણ ઈજા ઘણે ઠેકાણે થઈ હતી. વિશેષ તો આ અણધાર્યા આક્રમણથી હેબતાઇ જઇ એ મૂર્છા ખાઇને ઢળી પડ્યો હતો.

મને એમ હતુ કે એને જલદી આરામ થઇ જશે પણ મારી એ ધારણા ખોટી પડી. દિવસો પર દિવસો વીત્યા પણ એ તો પથારીવશ જ રહ્યો. કોઇ કોઈ વાર એનું મન ખૂબ જ બેચેન બની જતું ત્યારે એ માછલીની જેમ પથારીમાં તરફડતો. કોઇ વાર સવારથી સાંજ સુધી એનો પેલો કરુણ પોકાર–'અલ્લાહ મહેરબાન, કુલ મહેરબાન અલ્લાહ !' કર્યા કરતો અને કોઇ વાર રાતભર કુરાનની આયાતો રટ્યા કરતો. નિત્યના અનુભવે એટલું તો હું પામી શક્યો હતો કે એને કોઇ પ્રબળ આંત-રિક વેદના સતાવી રહી છે–જંપવા દેતી નથી.

આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો.

હું એ વૉર્ડમાં દાખલ થતો હતો ત્યાં જ પ્રતાન સામો મળ્યો.

'સાહેબ, હવે તો ભિખારી બિચારો આજ છૂટી જવાનો. માગથી તો એની વેદના જોઇ નથી જતી.' પ્રતાને લાગણીપૂર્વક કહ્યુ.

જવાબમાં હું મૂગો જ રહ્યો. એના ખાટલા

ડૉક્ટર: તમને ટાઈફૉઈડ થયો છે.
દરદી: બે મહિના પહેલાં મને આ જ રીતે તાવ આવ્યો'તો ત્યારે તો તમે ન્યુમોનિયા કહ્યો હતો.
ડૉક્ટર: ભાઈ! તમે જાણો છો કે બે માસમાં તો વિજ્ઞાન કેટલું આગળ વધી જાય છે?

—બા. બ્યા.

પાસે જઈ જોયું તો એના ચહેરા પર અત્યારે વેદનાની રેખા સરખી નહોતી, અને એની વેધક કાળી આંખોમાં એક પ્રકારની અનોખી ચમક દેખાતી હતી. જાણે એના મનની વ્યથા-માત્ર નીતરી ગઈ હોય એવો સ્વસ્થ એ જણાતો હતો.

'મને અહીં આવ્યાને કેટલા દિવસ થયા હશે સાહેબ!' દરરોજના બબડાટ અને વેદનાના ચિત્કારને બદલે આજે 'સાહેબનું' સંબોધન પહેલી જ વાર સાંભળી હું આશ્ચર્ય પામ્યો—જાણે એ ભિખારી જ નહિ, ભિખારીનો અવાજ જ નહિ.

'આજે પચીસમો દિવસ છે, ભાઈ!' મેં કેસમાંની દાખલતારીખ વાંચી જવાબ આપ્યો.

'મને આરામ નહિ થાય, સાહેબ!' એના અવાજની કરુણતાએ મને પણ હલાવી નાખ્યો. તેને શો જવાબ આપવો એની મૂંઝવણમાં હું હતો ત્યાં તે પોતે જ બોલ્યો: 'મને ખબર છે, સાહેબ...અને હવે મને જિંદગીનો મોહ પણ નથી રહ્યો. પણ મરતાં પહેલાં મારે એક વાત કહેવાની છે આપને.'

'મેં બનતી બધી કોશિશ કરી છે તારે માટે ભાઈ! તારે જે વાત કહેવી હોય તે મન ખોલીને મને કહે. તારી જે કાંઈ ઇચ્છા હશે તે બર લાવવા મારાથી બનતું બધું કરી છૂટીશ.' ખાટલા પર બેસી મેં તેનો હાથ મમતાથી મારા હાથમાં લેતાં કહ્યું.

'મારે આપની એકલાની સાથે જ વાત કરવી છે.' પ્રતાન તરફ જોતાં તેણે કહ્યું.

મારી આજ્ઞાની રાહ પણ જોયા વિના પ્રતાન ત્યાંથી ચાલ્યો ગયો. પ્રતાનના ગયા પછી ભિખારીના ચહેરા પર જે ફેરફાર થયો તે ખરેખર અજાયબીમાં નાખી દે તેવો હતો. એના અંતરમાં લાગણીઓ અને ઊર્મિઓનું જાણે તુમુલ યુદ્ધ જામ્યું હતું. થોડી વારે સ્વસ્થ છતાં ધીરગંભીર અવાજે તેણે કહ્યું: 'દાક્તર સાહેબ, આપે કદી ખૂની જેક રોકસ-લેન્ડ વિશે કાંઈ સાંભળ્યું છે!'

અંગ્રેજી ભાષા પર પ્રભુત્વ ધરાવનાર નહિ પણ અંગ્રેજ ખાનદાનમાં જન્મેલો અને અંગ્રેજ ઘરમાં અને અંગ્રેજ વાતાવરણમાં ઊછરેલો અને કેળવાયેલો માણસ જે જાતની અંગ્રેજી ભાષા બોલે એવી ભાષામાં સ્વાભાવિક લઢણથી પુછાયેલા આ પ્રશ્ને થોડીક તો મને અવાક કરી નાખ્યો. એ મારી સામે આતુરતાભરી મીટ માંડી રહ્યો.

'સાંભળ્યું તો છે.' મેં કહ્યું.

ત્રણ દાયકા પૂર્વેની એ ઘટના હતી. ત્યારે હું હિંદુસ્તાનને કિનારે ઊતર્યો પણ ન હતો. જેક રોકસલેન્ડે લાલપુરની બરાકમાં પોતાના ત્રણ સાથીઓનાં ખૂન કરેલાં અને કોઈ એને પકડે તે પહેલાં જ એ નાસી છૂટેલો. પોલીસની ઘણી તપાસ છતાં, પછી એનો પત્તો જ લાગ્યો નહોતો. લોકો હજી પણ કોઈ કોઈ વાર એની વાત કરતાં.

'ત્રીસ વર્ષ પહેલાંની એ વાત, ખરું ને સાહેબ!' એણે કહ્યું. 'હું પોતે જ એ ત્રણ ત્રણ ખૂનો કરનાર જેક રોકસલેન્ડ!!'

તરત તો ઇતબાર કેમ આવે કે જેને આજ વરસોથી જોતા આવ્યા છીએ તે ભિખારી બીજો કોઈ નહિ પણ ત્રીસ વરસ પહેલાં ત્રણ ત્રણ ગોરાઓનાં કરપીણ ખૂન કરનાર એ ગોરો જ છે અને આજે એ

હૉસ્પિતાલને બિછાને પડ્યો પડ્યો પોતાના અંતકાળે પોતાના ગુનાનો એકરાર કરી રહ્યો છે. ઘડીક તો મને થયું કે આ બધી બનાવટ જ છે પણ તો પછી તેની આ ગોરા જેવી તળપદી જબાન અને રૂપાળી કાયાનું શું? અને જાણે મારા મનની એ ગડમથલ પામી એનો ઉકેલ લાવતો હોય તેમ તેણે શરૂ કર્યું:

'આપને નવાઈ લાગતી હશે કે આટઆટલાં વર્ષો સુધી હું અદાલતની આંખ અને પોલીસના પીછામાંથી કેમ બચી શક્યો, ખરું ને?

'દાક્તર સાહેબ, ત્રીશ વર્ષ પહેલાનો એ પ્રસંગ યાદ આવતાં મન આકુળવ્યાકુળ થઈ જાય છે. ઓહ! કેવાં કેવાં સ્વપ્નો ઘડ્યાં હતાં, કેવી કેવી કલ્પનાઓ કરી હતી ઇંગ્લાંડનો કિનારો છોડતાં...પણ જવા દો...એ બધું યાદ કરી કરીને હરખાવાનો કે પસ્તાવાનો અત્યારે વખત નથી, ને વધારે વાર બોલવા જેટલી હવે મારામાં શક્તિ પણ નથી. ટૂંકમાં જ હું બધી વાત આપને કહી દઈશ...આપને વધારે ખોટી નહિ કરું સાહેબ! અને મને ય હવે દુનિયામાં ખોટી થવું પાલવે એમ નથી.

'મેં જે નરાધમોને એકી સાથે રાઇફલથી ફૂંકી દીધા એ ત્રણ એ જ સજાને લાયક હતા. મૂએલાની નિંદા કરવી મને ગમતી નથી, પણ ખરું કહું છું સાહેબ, કે તે રાત્રે ખાઈપી ચકચૂર બનીને બરાક બહાર નીકળતા એ ત્રણ શેતાનોને ત્યાં ને ત્યાં જ ઢાળી દીધા ન હોત તો એક ગભરુ બાળા અને એના આબરૂદાર ખાનદાન પર આભ જ તૂટી પડ્યું હોત. માત્ર એકએ નહિ પણ બાર બાર માણસોના ભર્યાભાદર્યા કુટુંબની આબરૂનો એ પ્રશ્ન હતો... સમજ્યાને સાહેબ! સસલાં ને હરણાંનો શિકાર કરતો હોઉં એમ ઠંડે કાળજે મેં ત્રણ ત્રણ વાર રાઇફલ નહોતી ફોડી એમના પર.

'અને પછી હું ભાગ્યો–ગયો ભાલપુરની બજારમાં દુકાન લઈને બેઠેલા બલંદખાનને ત્યાં. હિંદુસ્તાનમાં ગોરી ચામડીવાળા માટે લાંબાવખત સુધી સંતાતા ફરવું એ લગભગ અશક્ય–એટલે જ બધા માનતા હતા કે મને પકડાતાં વાર નહિ લાગે.

'મારા પિતા લશ્કરમાં વરસો સુધી સાર્જન્ટ મેજર હતા. એ દરમિયાન બલંદખાને એમની વફાદારીથી સેવા બજાવેલી, અને હું પણ એ જિગરદાર નોકરની નિગેહબાનીમાં જ ઊછર્યો હતો. બલંદખાનને અંગ્રેજી તો આવડે નહિ; એ મારી સાથે હિંદુસ્તાનીમાં જ બોલતો એટલે હિંદુસ્તાની તો જાણે મારી બીજી માતૃભાષા થઈ પડી હતી.

'બલંદખાનને મેં ધડકતે હૈયે બધી વાત કરી. એ સાંભળીને ડોસો ઘડીક તો ગમગીન બની ગયો. 'મેરે માલિક, તુમને યે અચ્છા નહીં કિયા. ખયર, હોના થા સો હો ગયા–અલ્લાહકી મરઝી.' અને બીજી જ પળે પ્રસંગની ગંભીરતા સમજી ડોસો ટટાર થઈ ગયો.

'રાત્રિનો સમય હતો એટલે હું આવ્યો ત્યારે બજારમાં માણસોની ઝાઝી અવરજવર નહોતી. આખરે અમે નક્કી કર્યું કે બધો ઊહાપોહ શમી જાય ત્યાં સુધી મારે પઠાણી લિબાસમાં ઘરની ચાર દીવાલો વચ્ચે જ પુરાઈ રહેવું. અમારી આ તરકીબ કારગત નીવડવાની અમને ખાતરી હતી કેમકે લશ્કરી બરાકથી માત્ર પચાસ જ કદમને અંતરે આવેલા

✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤

જાદુગરે અનેક તાજુબીભર્યા ખેલો કર્યા પછી એક વીંટી લીધી અને તેને મોંમાં નાખીને ગળી જવાનો અભિનય કર્યો પછી પ્રેક્ષકમાંથી એકને બોલાવીને મોં ફાડી અંદર જોવા કહ્યું અને પૂછ્યું: 'છે કશું અંદર?'

ઝીણી આંખોવાળા તે પ્રેક્ષકે થોડી વાર ધારી ધારીને જાદુગરના મોંમાં જોયું અને કહ્યું: 'પાયોરિયા છે.'

—બા. વ્યા.

✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤✤

મકાનમાં મારા સંતાઈ રહેવાની કોઈને કલ્પના સુદ્ધાં પણ આવે તેમ નહોતું. સત્તાવાળા બીચારા તાત્કાલિક તો એમની ટેવ મુજબ ખૂનીની શોધમાં આસપાસનો માઈલો સુધીનો વિસ્તાર અને શહેરના રાજમાર્ગો જ ખૂંદી વળવાના હતા.

'આમ બલંદખાનના ઘરના કારાવાસમાં ત્રણ મહિના પસાર થઈ ગયા. તે દરમિયાન મેં ક્યારેય ઘરના ઉંબર બહાર પગ નહોતો મૂક્યો. અલબત્ત, ઘરના નાનકડા જાળિયામાંથી ઘણી વાર હું સામેના મેદાન પર થતી લશ્કરી કવાયત જોઈ રહેતો અને ઘરની નજીક થઈ પસાર થતા મારા સાથીઓનો અવાજ પણ સાંભળી રહેતો. ક્યાં એ મુક્ત જીવન અને ક્યાં આ ગુપ્તવાસ!

'બલંદખાને શરૂઆતથી જ એવી વાત વહેતી મૂકેલી કે પોતાનો ભાઈ દિલ્હીમાં ગુજરી જતાં, લકવાનો ભોગ થઈ પડેલો પોતાનો અપંગ ભત્રીજો પોતાને ત્યાં આવ્યો છે. વળી આ નાટક બરાબર ભજવાય એટલા માટે એણે પોતાના એક દિલોજાન દોસ્ત હકીમને પણ અમારે ત્યાં મલમપટ્ટી માટે નિયમિત આવતો કરેલો.

'એકની એક જગ્યામાં સંતાઈ પણ ક્યાં સુધી રહેવાય! મારે માથેથી તાત્કાલિક ભય તો ખસી ગયો હતો. હવે અહીં વધારે વખત રહેવામાં દેખીતું જ જોખમ હતું. પરિણામે કોઈ દૂરના મુલકમાં ઊતરી જવાનો નિર્ણય કરી મેં તે માટેની તૈયારી પણ કરી. પણ અફસોસ! હું એ મકાનને છેલ્લી સલામ ફરમાવું એ પહેલાં જ, નીચેની બલંદખાનની દુકાનમાં જબરી આગ લાગી. હકીમે અને બલંદખાને બહુ જ સિફત અને ઝડપથી મને બીજા મકાનમાં ખસેડ્યો ન હોત તો ત્રણ ત્રણ સાથીઓની હત્યાના પાપની શુદ્ધિ માટે મારે જીવતાં જ બળી મરવું પડત.

'બલંદખાનની દુકાન એ જ અમારા નિર્વાહનું એકમાત્ર સાધન હતું. એ બળી જતાં બીચારો બલંદખાન નિરાધાર જેવી સ્થિતિમાં આવી પડ્યો. જો કે હકીમ બાપડો અમને યથાશક્તિ મદદ કરતો પણ એ ક્યાં સુધી! આવી પરિસ્થિતિમાં બલંદખાનને છોડી ચાલી નીકળવું એ મારે મન ત્રણ સાથીઓની હત્યા કરતાંય મોટો અપરાધ હતો; નહિતર મારો વિચાર કલકત્તા પહોંચી, એકાદ સ્ટીમરમાં ઝુકાવી હિંદનો કિનારો છોડી દેવાનો હતો.

'ખુશાલકોટમાં બલંદખાનનો એક દૂરનો સગો રહેતો હતો. બલંદખાન માટે હવે એ એક જ આસરો હતો; પરિણામે અમે ખુશાલકોટ તરફ ઊપડી જવાનું નક્કી કર્યું, અને એક મધરાતે નીકળી પડ્યા.

'મેં અને બલંદખાને પગપાળા જ કરેલી એ માઈલોની કંટાળા ભરેલી મુસાફરી યાદ આવતાં આજ પણ પગમાં કળતર થાય છે ને મન વેદનાથી ભરાઈ જાય છે રસ્તામાં અમારી પાસેની ટૂંકી મૂડી ખૂટી પડી, એટલે રસ્તે મળતી કોઈ વણજાર પાસેથી અમે ખાવાનું ભીખી લેતા અને ક્યારેક તો માત્ર પાણીથી જ પેટ ભરી ટાંટિયા ઘસડ્યે રાખતા. અને એ વખતની ડોસાની ધીરજે અને હિંમતે જ મારી ત્યાર પછીની જિંદગી ટકાવી રાખી છે.

'પારાવાર કષ્ટ વેઠી અમે ખુશાલકોટની સરાઈમાં પહોંચ્યા ત્યારે જઈફ બલંદખાન સાવ તૂટી ગયો હતો. મેં ગામમાં આવી તેના પેલા સગાની તપાસ કરી તો એ તો એકાદ વરસ પહેલાં જ બાળબચ્ચાં લઈને લાહોર ઊપડી ગયેલો.

'બીજે દિવસે હું કોઈ ધંધોરોજગાર શોધી કાઢવા નીકળ્યો. એ જ વખતે સરહદ સુધીનો પાકો રસ્તો બંધાતો હતો; સેંકડો માણસો કામ કરતા હતા. હું જઈને તેના બંગાળી કન્ટ્રાક્ટરને મળ્યો અને એણે મને પણ દાડિયા તરીકે રાખી લીધો.

'દિવસભરની કાળી મજૂરી પછી સાંજે જે દાડી મળતી એનાથી મારું અને બલંદખાનનું પેટ માંડ ભરાતું. પણ અમારી કાંગી

મુસાફરીમાં એની રહીસહી શક્તિ ખરચી બેઠેલો બલંદખાન હવે પોતાની જીવનસફર લંબાવી શકે તેમ નહોતું અને...હું ભાગીને એને ત્યાં ગયો હતો તેવી એક રાતે, હું અને એ ખુશાલકોટ આવવા નીકળ્યા હતા તેવા ઘોર અંધારે એનો જીવનચિરાગ મારી પર આશિષના ઉજાસ તે જ વેરી, મારા જ ખોળામાં બુઝાઈ ગયો.

'બલંદખાનના અવસાનને બીજે જ અઠવાડિયે, રસ્તામાં આવતા પુલ પર ગોઠવાતો લોખંડનો મોટો ગડર સરકી પડવાનો અકસ્માત બન્યો. એ અકસ્માતમાં એક મજૂર તો ત્યાં જ કચડાઈ મૂઓ અને મારો પણ એક પગ ઉંડા નીચે આવી ગયો. મને તુરત ઇસ્પિતાલ ભેગો કરવામાં આવ્યો. કાબેલ ડૉક્ટરની સારવારથી મારો પગ તો બચ્યો પણ હવે જીવનભર બગલમાં ઘોડી ભરાવ્યાં વિના ચાલવું અશક્ય હતું.

'ઇસ્પિતાલમાંથી બહાર નીકળતાં જ મને એક ભિખારીનો ભેટો થઇ ગયો. મારાથી પણ હવે બીજું કામ તો થઈ શકે તેમ નહોતું એટલે એ ભિખારીની વાત માની લઈ હું એની સાથે ગયો. તેણે મને ભિખારીની બિરાદરીમાં દાખલ કરાવી દીધો.

'દાક્તર સાહેબ, કાળની અકળ ગતિનો વિચાર કરોઃ પિતાની જેમ લશ્કરમાં મોટો હોદ્દો મેળવવાની મહત્ત્વાકાંક્ષા, જગતના બહાદુરોની નામાવલીમાં નોંધાવાના કોડ, આદર્શ જિંદગી અને ભર્યાભાદર્યાં કુટુંબનાં સ્વપ્નાં...એને બદલે હડધૂત ભિખારી બની, રસ્તાની ધૂળ પર ભાંગેલો પગ લાંબો કરી દુનિયાની દયાને ઢંઢોળવા કરવા પડતા કરુણ પોકાર જ રહ્યા નસીબમાં.

'ભિખારીની બિરાદરીએ ભૂતકાળનું બધું દુઃખ ભૂલવાડી દીધું હતું. જાણે જન્મથી જ લંગડો હોઉં અને ભિખારીને ત્યાં જ જન્મ લીધો હોય એવો ટેવાઈ ગયો હતો આ નવા જીવનથી. એમાં કડકડતો શિયાળો આવ્યો. પગ તો ઠોઠને વાંસળા જેવો થઇ ગયો અને પીડાનો કોઈ પાર ન રહ્યો. ઊભા થઈને ચાલવું તો ઠીક પણ ઊભા થવું જ મુશ્કેલ હતું. મારા સાથીઓ ક્યાંકથી જૂનોપાનો ઊનનો ધાબળો ભીખી લાવ્યા અને પગે વીંટ્યો. એનાથી પગને જરા ગરમાવો મળ્યો એટલે પીડા પણ શમી. પછી મારા એ સાથીઓના જ કહેવાથી પુલના એ ખૂણામાં બેઠા બેઠા આપ જેવાના દિલનાં દ્વાર આર્તસ્વરે ખખડાવી જે મળે તે ઉપર જિંદગીના એ કમનસીબ દિવસો પૂરા કરવા લાગ્યો.'

એ ઘડીક થંભી ગયો. એના મુખ પરના ભાવો કહેતા હતા કે આટલું બધું એક સાથે બોલી નાખવામાં એને ખૂબ શ્રમ પડ્યો હતો. મારી તો જાણે જીભ જ સિવાઈ ગઈ હતી. મેં તેના માથા પર હાથ ફેરવ્યો.

થોડી વાર મારી સામે કરુણાભરી નજરે ટીકી રહી, ઉધરસનાં બેત્રણ ઠસકાં ખાઈ તે બોલ્યો. તેના આ વખતના ધીમા–બેસતા જતા અવાજે, મારા મનમાં થોડી કુશંકા જન્માવી. હું સાંભળી રહ્યો.

'સાહેબ, સાંભળ્યું ને આપે! આજથી અઠ્ઠાવીશ વરસ પરની એ વાત. અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ વરસ સુધી એક પણ દિવસ ચૂક્યા વિના તાપ–ઠંડી કે વરસાદ–બરફની પરવા કર્યા વિના ત્યાં–પુલના એ ખૂણામાં રાતનાં અંધારાં ઊતરતાં સુધી અંતરને વલોવી નાખતો કરુણ પોકાર જગવતો બેસી રહ્યો છું.'

એકાએક એને સખત ઉધરસ ચડી અને એ પથારીમાં અડધો બેઠો થઈ ગયો. પાસેના ટેબલ પરથી પાણીનું ટમલર લેવા મેં હાથ લંબાવ્યો. પણ એ ટમલર એના હોઠ પાસે પહોંચે એ પહેલાં જ એ ધબ દઈને ઓશીકા પર પટકાઈ પડ્યો. એની આંખો ઊંચે ચડી ગઈ. એના મોઢામાંથી અસ્પષ્ટ શબ્દો સરી પડ્યાઃ 'અલ્લાહ મહેરબાન,' અને એનો ભરાવદાર ચહેરો એક બાજુ ઢળી પડ્યો.

[અમૈષ પરથી

## બહેનોને ખુશ ખબર !

આધુનિક ઢબની નતનવી
ડીઝાઈનોમાં તમારી સોહામણી
સાડીઓ છાપવા-રંગવાનું
આધુનીક ઢબનું અજોડ સ્થળ





ન્યુ
કેશર ડાઇંગ એન્ડ પ્રીન્ટીંગ વર્કસ



બહારગામના
વેપારીભાઈઓને
જથ્થાબંધના ભાવે
સાડીઓ
છાપી આપવામાં
આવશે.

મળો અગર લખો—

નટવર હાઉસ, અરદેશર દાદીસ્ટ્રીટ, વી. પટેલ રોડ : મુંબઈ-૪

मोज्येपु माता !

આ સૂત્રનું માન ખાટવા
કઈ ગૃહિણી તત્પર નહિ હોય ?

## પ્યોર
## (PURE)

સ્ટેનલેસ સ્ટીલનાં વાસણો
આજે જ વસાવી
કુટુંબના દરેક સભ્યને—

" સ્વચ્છતાની સાથોસાથ
વધુ ખાઓ-વધુ પીઓ "
નો ગુરુમંત્ર ભણાવી દયો.

વેપારીઓએ શરતો માટે
તથા તમારી માંગ વીશે
આજે જ જણાવો

પો. બો. નં. ૧૩૭૭

સોલએજન્ટઃ— **પટેલ્સ યુનાયટેડ**
ઓમ્બ મ્યુચ્યુઅલ એનેક્ષ, ગનબો સ્ટ્રીટ, કોટ, મુંબઈ

... આજે જ મંગાવો

વેપારીઓને ઉદાર શરતો

# બીજું ઇનામ

મુનિકુમાર મં. ભટ્ટ

સમ્રાટ રુદ્રદામનના વખતની આ કથા છે. પાટલિપુત્રમાં તે વખતે વિચિત્રકેતુ સેનાપતિ ઘણો વિખ્યાત હતો. તેણે અનેક યુદ્ધો જીત્યાં હતાં. અનેક નરવરોને નમાવ્યા હતા. તે નીડર હતો, બળવાન હતો, ખૂબસૂરત હતો અને પ્રજાનો માનીતો હતો. જ્યારે જ્યારે વિચિત્રકેતુ વિજય કરીને પાટલિપુત્રમાં પ્રવેશ કરતો ત્યારે તેને સન્માનવા પ્રજા હર્ષઘેલી થઈ ઊમટતી. વાદ્યોના અવાજો વચ્ચે તેનો પ્રવેશ થતો, સ્થળે સ્થળે મહિલાઓ તેને કુમકુમ, પુષ્પ અને મોતીથી વધાવતી. લોકો કહેતાં કે ધન્ય છે તે નારી જે આવા વીર પુરુષની અર્ધાંગના બનવાનું સૌભાગ્ય ધરાવતી હોય.

જો તેમણે વિચિત્રકેતુની અર્ધાંગનાને જ એ વાત કહી હોત તો તેમનો ભ્રમ તુરત ભાગત. વિચિત્રકેતુ ને તેની અર્ધાંગના ભાગ્યે જ એકબીજાં સાથે બોલતાં. સેનાપતિજી રોજ રાતે ચોકીને અને રક્ષણને મિષે ઘરની બહાર નીકળી જતા અને રાત્રિનો મોટો ભાગ તેમની અનેક પ્રેયસીઓમાંથી એકને ઘેર ગાળતા. આ તે કાળ હતો કે જ્યારે મગધની મહિલાઓ પોતાના દેશના સૈનિકોનું બહુમાન કરતી; નીતિનાં બંધનો શિથિલ હતાં અને સૈનિકોની આવી નબળાઈઓ તેમના વિજયનાં મૂલ્ય તરીકે સહી લેવામાં આવતી.

તેવામાં મદ્રદેશ સાથેનો વિગ્રહ શરૂ થયો. અને તેમાં પણ વિચિત્રકેતુને મોકલવામાં આવ્યો. વિચિત્રકેતુએ એક શસ્ત્ર શોધ્યું હતું તેની મદદથી એક જ માણસ ઘણાને મારી શકતો. એ શસ્ત્રની મદદથી વિચિત્રકેતુએ ઘણાં થોડાં માણસો વડે મદ્રના મોટા સૈન્યને હરાવીને તાબે કર્યું. મદ્રદેશ તાબે થયો. અને પુનઃ એકવાર વિજય સંપાદન કરી વિચિત્રકેતુ પોતાને દેશ પાછો ફર્યો. આ મહત્ત્વનો વિજય હતો અને વિચિત્રકેતુને એમ હતું કે આ વિજય પછી તેની પદવી અને પ્રતિષ્ઠા તો ઘણાં વધશે એટલું જ નહીં કિન્તુ તેને દ્રવ્યલાભ પણ થશે અને તેની પ્રેયસીઓની સંખ્યા પણ તે વધારી શકશે. અને તે માન્યતા ખોટી નહોતી. જ્યારે તે પાટલિપુત્રમાં પાછો ફર્યો ત્યારે તેને અભિનંદન આપવા આખું ગામ ઊમટ્યું હતું. ચોરે ને ચૌટે રંગોળીઓ પુરાઈ હતી અને તોરણો લટકાવ્યાં હતાં. ઠામેઠામ લોકો તેને પુષ્પથી વધાવતાં હતાં. રાજા રુદ્રદામને દરબાર ભરી તેને દંડનાયક સ્થાપ્યો અને મહાજન મંડળ તેને માન આપવા રાહ જોઈ રહ્યું.

મહાજન મંડળની ઇચ્છા એવી હતી કે હંમેશાં સ્મરણમાં રહી જાય તેવું વિચિત્રકેતુ માટે કાંઈક કરવું જોઈએ. જાગીર આપવી તેનો તો કોઈ અર્થ નહોતો કેમકે તે ગમે તેટલો પ્રદેશ જીતી શકતો હતો. છડી ચામર આપવું તે યોગ્ય નહોતું કેમકે તે તો સમ્રાટ રુદ્રદામનને શોભે. પૈસા કે ધન તે તો રાજ્ય આપવાનું જ હતું અને વળી તે ચંચલ કહેવાય. એટલે ઘણા વિચારને અંતે બધાએ એમ નક્કી કર્યું કે જ્યારે જ્યારે વિચિત્રગુપ્ત બહાર જાય ત્યારે એક વાંસળી વગાડનાર તેની આગળ ચાલે કે જેથી બધાને ખબર પડે કે મદ્રદેશ વિજયી સેનાપતિ વિચિત્રકેતુ પધારે છે.

આ કાળમાં માણસની પ્રધાન ઇચ્છા દ્રવ્ય કરતાં પણ સન્માનની વિશેષ રહેતી અને આવું અપૂર્વ માન પોતાને મળેલ છે એ જોઈ વિચિત્રકેતુ ઘણો પ્રસન્ન થયો. સભાગૃહમાંથી તે સગર્વ, ઉલ્લાસભર્યો અને આનંદિત પાછો ફર્યો ત્યારે વાંસળી વગાડનાર તેની આગળ હતો, અને ઘણી સરસ વાંસળી વગાડતો હતો; લોકોનાં ટોળાં તેને જયનાદથી વધાવતાં હતાં, સ્થળે સ્થળે 'વિચિત્રકેતુનો જય, વિચિત્રકેતુ ઘણું જીવો'ના હર્ષનાદ થઈ રહ્યા હતા. અને તેને 'મદ્રવિજયી, સમરવિજયી અજિતપ્રતાપ'

વગેરે સંબોધનોથી નવાજવામાં આવતો. આ સન્માન એટલું ઉન્માદક હતું કે વિચિત્રકેતુ તો હર્ષથી ઘેલા જેવો થઈ ગયો. અને એ અનુભવ ફરી ફરીને કરવા માટે કામ નહોતું તોપણ બે વાર તે પાટલિપુત્રમાં ફરવા નીકળ્યો, કે જેથી એ વાંસળીના સ્વર અને જયનાદો સાંભળીને પોતાના કર્ણને તે તૃપ્ત કરે. આ પછી તો તે મહત્તાના એવા શિખરે પહોંચી ગયો કે જે શબ્દોથી વર્ણવી શકાય નહીં.

સાંજ પડી. વિચિત્રકેતુને સુનંદા નામે પ્રેયસી હતી. અને વિજય કરીને પાછા આવ્યા પછી તેને મળવા જવા તે ઘણો આતુર હતો. સુનંદાને પતિ હતો અને તેને વિચિત્રકેતુનું આગમન બહુ રુચિકર નહોતું. વિચિત્રકેતુની મુલાકાતો તેથી ઘણી વાર ગુપ્ત રીતે થતી. આ વખતે સુનંદાને મળવા જવાની ઇચ્છા તો પ્રબલ હતી તેથી આજે તેણે હજામત કરાવી, સ્નાન કર્યું, સુગંધી કપડાં પહેર્યાં અને રાતના અગિયાર વાગે સુનંદાની મુલાકાતે જવા માટે તે બહાર પડ્યો. પણ તેને જે નવીન માન મળેલું હતું તે અપાયા કરે તેનું ધ્યાન રાખનારની વફાદારીનો ખ્યાલ તેને નહીં હોય. હજી તો તે દસેક ડગલાં જ ચાલ્યો હશે ત્યાં જ વાંસળી વગાડનાર તેની આગળ ચાલવા માંડ્યો અને ખૂબ જોરથી વાંસળી વગાડવી શરૂ કરી કેમકે તેની આ નવે સ્થાને નિમણૂક થયા પછી તે રાતદિવસ વિચિત્રકેતુને ત્યાં જ રહેતો. તેનું પરિણામ એ થયું કે જે લોકો રસ્તા ઉપર ચાલતાં હતાં તે વિચિત્રકેતુને માર્ગ આપવા ઊભાં રહી ગયાં, જેઓ ઘરની અંદર બેઠાં હતાં તેઓ બારી અને દરવાજે આવીને ઊભાં, અને જેઓ નિદ્રાવશ હતાં તેમણે જાગીને બારી-બારણાં ખોલ્યાં અને બધાએ જયઘોષ કર્યો, 'મહાબાહુ અજિતપ્રતાપ, સમરવિજયી વિચિત્રકેતુનો જય; ઘણું જીવો વિચિત્રકેતુ' અલબત્ત આ બધું ગર્વપ્રેરક હતું છતાં, અકાળે પણ હતું. એટલે વિચિત્રકેતુએ તે સંગીતકારને બંધ રહેવાનું સૂચન કર્યું. પણ તેણે સાફ ના કહી. તેણે કહ્યું: 'આ કામ માટે જ મારો એક સહસ્ર દમ્મનો પગાર ઠરાવવામાં આવ્યો છે અને મને સ્પષ્ટ હુકમ છે કે સેનાપતિરાજ વિચિત્રકેતુ બહાર નીકળે પછી એક ક્ષણ પણ સંગીત બંધ રહેવું જોઈએ નહીં. તેથી હું તો જ્યાં સુધી મારો શ્વાસ ચાલતો હશે ત્યાં સુધી વાંસળી વગાડ્યા જ કરીશ. મને વાંસળી વગાડવાનો પગાર મળે છે, બંધ રાખવાનો નહીં.'

વિચિત્રકેતુને લાગ્યું કે જેને મહાજન મંડળના હુકમ મળ્યા હોય અને જે તે હુકમને પ્રાણને ભોગે પણ વફાદાર રહેવા માગતો હોય તેની સાથે ચર્ચા કરવી મિથ્યા છે. માટે તે દોડવા લાગ્યો કે જેથી વાંસળીવાળો દોડી ના શકવાથી પાછળ રહી જાય. પણ વાંસળી વગાડનારે પણ પોતાની ગતિ વિચિત્રકેતુ જેટલી જ કરી. વિચિત્રકેતુ સસલાની જેમ આડો જાય, હરણની જેમ કૂદે કે વરાહની જેમ ધસે તો વાંસળી વગાડનાર પણ તે જ પ્રમાણે સસલા, હરણ અને વરાહને પણ શરમાવે તે પ્રમાણે ધસે. પણ વિચિત્રકેતુથી એક ક્ષણ પણ અળગો ન થાય. આખા શહેરના અર્ધ ઉપરાંત ભાગમાં આ શરત ચાલી અને લોકો જેમને વિચિત્રકેતુ શા માટે દોડે છે તેની ખબર નહોતી પણ માત્ર વિચિત્રકેતુ છે એટલી જ ખબર હતી તેમણે વિજેતા સેનાપતિને દોડતો જોયો ત્યારે એ પણ નવું પરાક્રમ હશે એમ માની બારીબારણાં ખોલી નાખ્યાં, અને 'મહાવિજેતા ઘણું જીવો. સેનાપતિ વિચિત્રકેતુ ઘણું જીવો. મગધવીર ઘણું જીવો.' એવા અવાજોથી શહેર ગાજી મૂક્યું.

વિચિત્રકેતુના મનમાં હવે એકમાત્ર આશા રહી હતી. તે તેની પ્રેયસીને ઘેર પહોંચી જવાની. રિવાજ મુજબ તેના ઘરનું દ્વાર ખુલ્લું જ હશે, અને તે જલદી તેમાં અદૃશ્ય થઈ શકશે એમ માનતો હતો. પણ એ માત્ર ભ્રમ હતો. ગામના લોકોની જેમ તેની પ્રેયસીને ઘેર પણ બધાં જાગતાં હતાં. બત્તીઓ ...

મશાલોનો પ્રકાશ હતો. અને તેની પ્રેયસીનો પતિ શું છે તે જોવા બહાર આવ્યો હતો અને જેવો તેણે વિચિત્રકેતુને જોયો કે તરત હર્ષનાદ શરૂ કર્યો અને બીજાએ તે ઝીલી લીધો. અને વિચિત્રકેતુને નાસીપાસ થઇ ઘેર આવવું પડ્યું.

બીજે દિવસે પણ વિચિત્રકેતુએ પેલા વાંસળીકારથી છૂટા થવા યત્ન કર્યો પણ વ્યર્થ. ત્રીજે દિવસે પણ એમ જ બન્યું અને પછી તો એ પ્રમાણે રોજ બનવા માંડ્યું, એથી કંટાળીને તે પાછો મદ્ર દેશમાં ચાલ્યો ગયો. પોતાની પ્રેયસી સાથે વિયોગ કરાવનાર આ માદ્રો જ હતા એમ જ તેને લાગી ગયું હતું એટલે પોતાનો બધો ગુસ્સો તેણે આ લોકો ઉપર ઠાલવ્યો. અને તેણે જુલ્મ શરૂ કર્યો. તેને એમ હતું કે માદ્રો આ જુલમની સામે થશે; પણ એથી ઊલટું માદ્રો તો આ ત્રાસથી એટલા બધા દબાઇ ગયા કે વિચિત્રકેતુની તાબેદારી સ્વીકારી લીધી. મગધ તો આ અચાનક ફત્તેહથી હર્ષઘેલું થઈ ગયું. પહેલી વાર આપ્યું હતું તેનાથી યે વધારે માન તેને બીજી વાર આપ્યું.

વધારે માન શું આપવું તે નક્કી કરવા મહાજન મંડળની બેઠક મળી. કોઇકે કીર્તિ-સ્થંભ સૂચવ્યો, કોઇકે વિચિત્રકેતુનું બાવલું મૂકવાની સૂચના કરી અને એ ચર્ચા હજી અધૂરી હતી ત્યાં જ ગગનભેદી હર્ષનાદો સંભળાયા અને સાથે સાથે વાંસળીનો સૂર પણ સંભળાયો. આવનાર વિચિત્રકેતુ હતો. તે સર-ઘસ અને સ્વારી અને એ બધામાંથી વહેલો છૂટો થઈ મહાજનો પાસે આવ્યો હતો. માત્ર એ બધા લોકોથી છૂટો પડ્યો હતો તોપણ વાંસળી વગાડનારથી છૂટો પડ્યો નહોતો. તે આવ્યો કેમકે બીજું ઇનામ પહેલા કરતાં પણ

દરરોજનાં ઘરવપરાશ માટે અને કલઇની ચીંતા ટાળવા

મેટ્રો માર્કના




સ્ટેનલેસ સ્ટીલનાં

વાસણો વાપરો

લખો :

મેટ્રો ઇન્ડસ્ટ્રીયલ એન્ડ મેન્યુ. કું.

હરીહર નિવાસ, ૩૭ ખેતવાડી સેન્ડહર્સ્ટ રોડ મુંબઈ–૪

સ્ટોકીસ્ટ :

મે. નાનાલાલ વાડીલાલ

મારવાડી બજાર, મુંબઇ–૨

વધારે મૂંઝવનારું ન હોય તો સારું એમ તે ઇચ્છતો હતો.

તે આગળ આવ્યો અને બોલ્યો, 'મહાશયો ! હું પૂછું છું કે આપ મને જે ઇનામ આપવા ધારો છો તે મને ગમે તેવું હોય એવી આપની મરજી છે ! '

નગરશેઠે જવાબ આપ્યો, ' અમે તો એમ ઇચ્છા રાખીએ છીએ કે સેનાપતિ વિચિત્રકેતુ આ ધરતી ઉપરનો સૌથી સુખી માણસ બને.'

વિચિત્રકેતુએ કહ્યું, 'બહુ સારું તો પછી હું જે માગું તે મને આપવા આપ ખુશી છો ? '

મહાજનો એકી સાથે બોલી ઊઠયા, ' માગ, માગ.'

હજી વિચિત્રકેતુને શંકા હતી તેથી ફરી પૂછયું, ' હું માગુ તે તમે મને આપશો ને ? ' અને મહાજનોએ સોગંદ ખાઈ કહ્યું કે હા.

વિચિત્રકેતુએ બોલવું શરૂ કર્યું, 'ત્યારે મહાજનો ! જો આપને એમ લાગતું હોય કે મેં દેશની સેવા કરી છે અને મને ખરેખર બીજુ ઇનામ આ વિજય માટે આપવાનું હોય તો હું એટલું જ માગું છું કે મારા પહેલા વિજયના ઇનામ તરીકે જે વાંસળીવાળો મને આપવામાં આવ્યો છે તે બીજા વિજયના ઇનામ તરીકે પાછો ખેંચી લો.'

મહાજનો વચનથી બંધાઈ ચૂકયા હતા. કેટલાકને માગણી વિચિત્ર લાગી, કેટલાકને તે નિર્લોભતાનો નમૂનો લાગ્યો. વાંસળી વગાડનારને પેન્શન ઉપર નિવૃત્ત કરવામાં આવ્યો. વિચિત્રકેતુ ફરી પાછો પોતાની પ્રેયસીને ઘેર જવા સ્વતંત્ર થયો અને ત્યાંનું દ્વાર તેને માટે ખુલ્લું રહેવા લાગ્યું. આમ પહેલા ઇનામથી જે દ્વાર તેની સામે બંધ થયું હતું તે બીજા ઇનામે ખોલી આપ્યું.

મુંબઈ શહેરમાં પ્રખ્યાત મેકરના ઊંચી ક્વોલીટીના

* પાઈ * મરફી * એકો * જી ઈ સી

રેડીઓ

ખરીદવાનું ભરોસાપાત્ર મથક

એકમે રેડીયો કોરપો.

દરેક મેકરના રેડીયો, રેડીયોગ્રામ, ગ્રામોફોન, રેકર્ડસ તથા

ઇલેકટ્રીક ચીજો વ્યાજબી ભાવે મળશે.

સી પી ટેન્ક બસસ્ટેન્ડ, વીઠ્ઠલભાઈ પટેલ રોડ : મુંબઈ - ૪

ટે. નં. ૨૧૦૮૬

# ભીમના ટોડા

માધવજી પટેલ

આજે તો પાંડવો રાજ્યના મહેમાન હતા. પહેલી જ વાર હસ્તિનાપુરમાં આવ્યા હતા એટલે આખા રાજમહેલમાં આનંદ-ઉત્સવ હતો. ઓરડે ઓરડે અને ખંડે ખંડે શણગાર અને સજાવટ થઈ રહ્યાં હતાં. રસોડે મિષ્ટાન્નો રંધાતાં હતાં. સૌના મનમાં ઉલ્લાસ અને પ્રસન્નતા હતાં. પરંતુ દુર્યોધનની મંડળીને આમાંથી કોઈ વસ્તુ ગમતી ન હતી. તેમને તો પાંડવોને જોયા ત્યારથી ઈર્ષા અને અદેખાઈ થવા લાગી હતી. સૌના મનમાં થયું કે આ લપ અહીં ક્યાંથી આવી!

આ મંડળીના સભ્યો હતા દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુની. આ ચારે ય જણ દિલોજાન દોસ્તો હતા તેમાં શકુની દુર્યોધનનો મામો થાય અને સૌથી મોટો એટલે સૌનો મુરબ્બી મિત્ર હતો. વળી કૂડ, કપટ અને કાવાદાવામાં ઘણો જ હોશિયાર હતો. આખી મંડળીનો દોર તેના હાથમાં હતો. ઉપરાંત બધા મિત્રો પણ હલકી વૃત્તિના હતા એટલે મામાની યુક્તિપ્રયુક્તિઓ તેમને બહુ ગમતી. ધીમે ધીમે મામા સાહેબ મંડળના પ્રમુખ થઈ પડયા. અને આ મંડળીનું નામ 'ચંડાળ ચોકડી' પડયું.

રસોઈ તૈયાર થઈ એટલે મને-કમને સૌ સાથે બેસીને જમ્યા. જમતાં જમતાં સામસામા આગ્રહ કરી ખોટો ખોટો સ્નેહ પણ બતાવ્યો પરંતુ અંતરમાં તો દુશ્મનાવટનાં બીજમાંથી અંકુર ફૂટતા હતા.

ભીમસેનનું બળ અને પરાક્રમ જોયું ત્યાંરથી જ મામાએ તેને નજરમાં લઈ લીધો હતો. ભાણેજનું હિત જાળવવું હોય તો પાંડવોને અથવા તો છેવટ ભીમસેનને કોઈ પણ રીતે દૂર કર્યે જ છૂટકો હતો. અને તેથી તેનું મગજ યુક્તિ ઘડવાના કામમાં લાગી ગયું હતું.

રાત્રે 'ચંડાળ ચોકડી'ની અસાધારણ સભા મામા સાહેબને પ્રમુખપદે મળી. સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે પાંડવોને અષ્ટમ્પષ્ટમ્ સમજાવી ભૂતિયા મહેલમાં રહેવા મોકલવા જ્યાં પહેલી રાત્રે જ ભૂતડાં તેમનો ભોગ લઈ લે અને એ રીતે ટાઢે પાણીએ ખસ જાય. પરંતુ પાંડવોને સમજાવવા જાય કોણ? થોડી ચર્ચા પછી એ વાતનો પણ તોડ આવી ગયો. યુક્તિ મામાશ્રીના ભેજામાંથી નીકળી હતી એટલે તેમને જ એ કામ સોંપવામાં આવ્યું. મામાએ ઘણી ખુશીથી એ કામ ઉપાડી લીધું.

બીજે દિવસે સવારમાં શકુની પાંડવોને ઉતારે પહોંચ્યો. યુધિષ્ઠિર સિવાયના ભાઈઓ બહાર ગયા હતા. કુંતાજી અને યુધિષ્ઠિર વાતો કરતાં હતાં. શકુની શુકન પકવીને જ નીકળ્યો હતો.

'આવ ભાઈ, આવ. અત્યારમાં તું ક્યાંથી?' કુંતાજીએ ભાઈને આવકાર આપ્યો.

'મનમાં થયું કે બેન-ભાણેજોની ખબર કાઢતો આવું અને સગવડ અગવડ જોતો આવું. આપને કાંઈ મુશ્કેલી તો નથી ને? જોતુંકારવતું ખુશીથી મંગાવી લેજો. સંકોચ રાખશો નહિ' મામાએ મધ પીરસ્યું.

'અહીં ઘરઆંગણે આવ્યા પછી શું દુઃખ હોય ? પરંતુ અમારી માત્ર ખબર કાઢવા તું આવ્યો હો એમ હું માની શકતી નથી. અહીં સુધી આવવાનું ખાસ કારણ હોવું જોઈએ.'

'તમારું અનુમાન સાચું છે. ખરી વાત કહું તો મારે મન તો પાંડવો યે સરખા અને કૌરવો યે સરખા એટલે બંનેનું હિત જળવાય અને સૌ સંપીને રહે એ મને વધારે ગમે પરંતુ ભીમસેન જરા અનાડી અને માથા ભારે છે એમ પહેલે અનુભવે જ મને લાગ્યું છે એટલે આપણે મોટેરા જરા સાવધાન ન રહીએ તો ભાઈઓ ભાઈઓ નાની નાની વાતોમાં તકરાર કર્યા કરશે અને પરિણામે કુટુંબકલેશ વધવા સંભવ છે માટે આપણે ભાઈ–બહેને અંદર અંદર વિચારીને અને અગમચેતી વાપરીને પાણી પહેલાં જ પાળ બાંધવી જોઈએ આ વિચાર મને ગઈ-કાલના બનાવ પછી જ આવ્યો છે અને તેથી તમારી સાથે વિચારણા કરી લેવા આવ્યો છું.'

'તારી ગોળ ગોળ વાતમાં મને કાંઈ સમજ ન પડે જે કહેવાનું હોય તે ચોખ્ખું કહી દે તો શું વિચારવાનું છે તેની ઘડ બેસે.' કુંતાએ ચોખવટ માગી

'પાંડવો અને કૌરવો સાથે રહી શકશે નહિ એમ બંને પક્ષનો વિચાર કરતાં લાગ્યું છે. જો કે રાજ્યમાં બંનેનો સરખો હિસ્સો છે પરંતુ બંને કુટુંબો જુદાં રહીને પોતાનો વ્યવહાર ચલાવશે તો સૌને સંતોષ થશે અને તકરાર થવા જરા પણ સંભવ નથી. માટે મારી સલાહ તો એવી ખરી કે બંને પક્ષે જુદા રહેવું. જો આપ પણ મારી સાથે સંમત થતાં હો તો હું કૌરવોને આ વાત ગળે ઉતારું અને તમારા વસવાટ માટે જુદો મહેલ તૈયાર કરાવવાની વ્યવસ્થા કરાવું.'

'અમારે તો સાથે રહેવું કે જુદા રહેવું બંને સરખું છે. અત્યાર સુધી જુદાં રહેતાં હતાં એટલે અમે તો ટેવાઈ ગયાં છીએ માટે તમને ઠીક લાગે તેમ ખુશીથી કરો.'

કુંતાની સંમતિ મળ્યાની જ રાહ હતી. મામો તો ખુશી ખુશી થઈ ગયો અને જઈને દુર્યોધન વગેરેને સમાચાર આપી દીધા

બીજે દિવસે ગામમાંથી સારા સારા કારીગરો બોલાવીને ભૂતિયા મહેલની ઝડપી સજાવટ શરૂ કરાવી દીધી. રંગ-રોગાન અને બાગબગીચા સહિત બધું બરાબર થઈ ગયું–જાણે મહેલ નવો જ ચણાવ્યો હોય તેવો દેખાવ થઈ ગયો.

સારું મુહૂર્ત જોઈને પાંડવો નવા મહેલમાં રહેવા ગયા. વાસ્તુની ક્રિયા સંપૂર્ણ ભભકાથી કરવામાં આવી અને ભોજનસમારંભ પણ સરસ રીતે ઊકલી ગયો.

આજે રાત્રે પાંડવો નવા મહેલમાં સૂવાના હતા, કારણકે વાસ્તુને દિવસે નવા મકાનમાં સૂવાનું શાસ્ત્રમાં ફરમાન છે. ભીમસેન તો મામા જુદા રહેવાની દરખાસ્ત લાવ્યા ત્યારથી જ વહેમાયો હતો, અને મકાન જોયા પછી અને પાંડવોને જેમ બને તેમ જલદી નવા મહેલમાં રહેવા મોકલવાની કૌરવોએ કરેલી ઉતાવળથી તેનો વહેમ પાકો થયો હતો એટલે તેણે તો ચેતતા રહેવાનો

નિશ્ચય કર્યો હતો—કોને ખબર કઈ ઘડીએ શું બને ?

રાત્રે મહેમાનો 'છુટા' પડ્યા પછી ભાઈઓ સાથે મળ્યા ત્યારે ભીમે પોતાની શંકા સૌને કહી સંભળાવી. પરંતુ બધાએ વાતને હસી કાઢી છતાં ભીમસેનનો ઘણો આગ્રહ જોઈને એટલું કબૂલ રાખ્યું કે નવું અને અજાણ્યું મકાન છે એટલે રાત્રે સૌએ જાગતા રહેવું અને મહેલને દરેક માળે એક એક ભાઈએ સૂવું અને ઉપલો માળ અને અગાશી ભીમસેને સાચવવી.

ઠરાવ પ્રમાણે સૌ પોતપોતાનો માળ સાચવવાની જવાબદારી લઈ ને સૂઈ ગયા. પરંતુ ભીમસેને તો આજની રાત જાગીને ખડી ચોકી કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો એટલે અગાસીમાં જઈને આંટા મારવા લાગ્યો.

જેમતેમ રાતના ૧૧ વાગ્યા. અરધી રાત થવા આવી, રાત્રે ભારે ભોજન જમ્યો હતો એટલે આંખમાં ઠીકઠીકની ઊંઘ ભરાણી. પોપચાં મીંચાવા માંડ્યાં. ઊંઘ ક્યારે દગો દેશે તેની શી ખાતરી ! પરંતુ ભીમસેન કાંઈ કાચી માટીનો ઘડેલો ન હતો. તેને તો ગમે તે થાય તોપણ જાગવું હતું એટલે જાગવાની યુક્તિ શોધી કાઢી.

નીચે જઈને સોઈ લઈ આવ્યો. અને આંખ બરાબર ઘેરાવા લાગી કે તરત જ પોતાના સાથળમાં સોયની અણી ઘોંચી. લોહીનો ટશિયો આવ્યો અને જરા બળતરા થઈ એટલે ઊંઘ ઊડી ગઈ. ફરી અરધી કલાકે દુ:ખ ઓછું થયું એટલે ઊંઘ આવવા માંડી. ફરી પાછો એ જ ઉપાય અને ઊંઘ છૂટી ગઈ. આમ રાતના એક વાગ્યા સુધી ચાલ્યું.

બરાબર એ જ વખતે મહેલના દાદર ઉપર ધડબડાટી બોલવા લાગી. માણસોનું ટોળું ધબ ધબ કરતું ઉપર ચડતું હોય તેમ લાગ્યું. ભીમ ધ્યાન દઈને સાંભળવા લાગ્યો. ટોળું ઉપર આવતું લાગ્યું. થોડી વારે ખાઉં, ખાઉં, ખાઉં એવા શબ્દો સંભળવા લાગ્યા. ધીમે ધીમે અવાજ નજીક આવતો લાગ્યો. ભીમે દાદર તરફ જોયું તો દાદરા ઉપર ગધેડાનું માથું દેખાયું. ધીમે ધીમે ગધેડો અગારીમાં આવ્યો. આ ગધેડો ચારને બદલે બે પગવાળો અને પૂંછડી વિનાનો હતો. ભીમને તો આ આકાર જોઈને નવાઈ લાગી. સામાન્ય માણસ મધરાતે આવો આકાર જોઈ ને બી મરે પણ ભીમને તો આ પૂતળું જોઈને ગમ્મત આવી.

'અલ્યા ! તું કોણ છો ? વગર રજાએ મારા મહેલમાં કેમ આવ્યો ?'

આવનાર જવાબ આપવાને બદલે ખડખડાટ હસવા લાગ્યો. તેના હસવાના અવાજની સાથે જ નીચેથી પણ એવો જ પણ વધારે ઘેરો અને ભયંકર અવાજ આવ્યો. આ અવાજથી આખો મહેલ ધ્રુજી ઊઠ્યો. ભીમસેન આ વિચિત્ર પ્રાણીની સામું જ જોઈ જ રહ્યો. નીચેથી ધડબડ, ધડબડ, ખાઉં ખાઉં ખાઉં એવો અવાજ સતત આવવા લાગ્યો. ભીમને થયું કે ભાઈઓ અને માતાજી જાગી ઊઠશે. એટલે તેણે આવનાર પ્રાણીને ફરી પૂછ્યું. 'અલ્યા આ અવાજ ક્યાંથી આવે છે ? તારી સાથે તારા જેવા બીજા ભાઈબંધો હોય તો ઉપર બોલાવ અને તમે

સૌ શા માટે આવ્યા છો તે જલદી કહી દો. તમારો ડરાવ્યો ડરી જાઉં તેવો કાચોપોચો મને ન ધારશો. દૂરથી ખાઉં ખાઉં કરો છો પણ નજીક આવશો તો તમને ખાતરી થશે કે હું તમારો ખાધો જાઉં તેમ નથી.'

ભૂતડાને ભીમની વાત નવીન લાગી કારણકે આજ સુધી આવો નીડર માણસ તેમણે ક્યાંય જોયો ન હતો. ભૂતના સરદારે બધા ભૂતોને ઉપર બોલાવ્યા. સૌ એક પછી એક દાદર ઉપર ચડવા લાગ્યા. આવનાર દરેકનું મોઢું જુદી જ જાતનું હતું. કોઈ ઊંટમુખો, કોઈ શ્વાનમુખો તો કોઈ વળી બળદમુખો; કોઈ કાનકટો, કોઈ નાકકટો, કોઈ ઠુંઠિયાજી તો કોઈ લંગડારામ. આમ અનેકવિધ આકારોનો શંભુમેળો જોઈને ભીમને ખૂબ હસવું આવ્યું. હસી હસીને તેનું પેટ દુ:ખવા આવ્યું.

હવે નવાઈ પામવાનો વારો ભૂતડાનો હતો કારણકે આજ સુધીનો તેમનો અનુભવ એવો હતો કે ભૂતને જોઈને માણસ ડરીને ઊભી પૂછડીએ નાસી જાય. પરંતુ આ માણસ તો ડરીને નાસવાને બદલે બહાદુરીથી સામો બેસીને હસે છે.

આખરે બંને પક્ષ શાંત થયા ત્યારે ભૂતના સરદારે ભીમના આગ્રહથી વાત શરૂ કરી: 'હું ગધ્ધામુખો ભૂત. આ નવાણું વિચિત્ર મુખાઓનો સરદાર છું. આ મહેલ અમારો છે ઘણાં વરસોથી અમે આ મહેલમાં રહીએ છીએ અને જે કોઈ અહીં રાતવાસો રહે છે તેને મારીને ખાઈ જઈએ છીએ. આજે તારો અને તારા કુટુંબી જનોનો અમે ભોગ લઈશું. ચાલ તૈયાર થઈ જા.'

'હું મરવા તૈયાર જ છું પણ મારા એક—બે સવાલના જવાબ આપો અને પછી ખુશીથી મને ખાઈ જાઓ.'

'તારે જે પૂછી નાખવું હોય તે પૂછી નાખ જલદી.'

'તમે બધાએ આવો વિચિત્ર વેશ શા માટે લીધો છે અને આ રાજમહેલમાં શા માટે રહો છો?'

'અમારી વાત બહુ લાંબી છે અને ભૂતોને માણસો સાથે લાંબી વાત કરવાનું ન ગમે. છતાં તારી નીડરતાથી ખુશી થઈને તને બધી વાત વિગતથી કહું છું સાંભળ —

'ઘણાં વરસો પહેલાં અમે હસ્તિનાપુરના રાજાના પુત્રો હતા. અને આ મહેલમાં જ રહેતા રાજાની ઘણી મોટી ઉંમર થઈ ત્યારે અમારો જન્મ થયો એટલે રાજાએ અમને ખૂબ લાડકોડથી ઉછેર્યા અને માથે ચડાવ્યા. જેને પરિણામે અમે ઘણા જ ટીખળી ને તોફાની થયા. અમારી રંજાડ વધતી ચાલી. રાજાને આ વાતનું બહુ દુ:ખ રહેતું પણ હવે કાંઈ જ ઉપાય ન હતો.

'એક દિવસ અમે ફરતા ફરતા જંગલમાં જઈ ચડ્યા. ત્યાં એક આશ્રમ જોયો. પાણી પીવાને બહાને અમે આશ્રમમાં ગયા ત્યાં એક ઋષિ તપ કરતા હતા. તપ કરતાં કરતાં તેના શરીર ઉપર ઉધઈએ રાફડો બનાવ્યો હતો. આખું શરીર ઢંકાઈ ગયું હતું. માત્ર બે આંખો ચમકતી હતી. અમને આ વાતની ખબર ન હતી.

'એ ચકચકતી ચીજ શું હશે તે જોવાનું અમને મન થયું. અમારામાંના કોઈ ટીખળીએ રાફડાના કાણામાં સળી ઘોંચાવી. ઋષિની આંખો ફૂટી ગઈ અને

તેમાંથી લોહી વહેવા માંડયું. ઋષિ સમાધિમાંથી જાગ્યા. ક્રોધમાં ને ક્રોધમાં અમને શાપ આપ્યો: 'જાઓ ભૂતડા થઈને પૃથ્વી ઉપર રખડો.'

'પછી તો અમને ખૂબ પસ્તાવો થયો. ઋષિ મહારાજને ઘણી આજીજી અને વિનવણી કરી પરંતુ શાપમાંથી મુક્તિ મળે તેમ ન હતું. આખરે ઋષિએ દયા લાવીને એટલું કહ્યું કે વાયુપુત્રને હાથે તમારો ઉદ્ધાર થશે, ત્યારથી અમે વાયુપુત્રની શોધ કરીએ છીએ અને જે ઝપટમાં આવે તેને મારીને અમારી વાસના સંતોષવાનો પ્રયાસ કરીએ છીએ.' સરદારે પોતાની વાત પૂરી કરી.

'તમારાં શરીર આવાં વિચિત્ર કેમ છે?' ભીમે બીજો સવાલ કર્યો.

'ભૂતસૃષ્ટિમાં જન્મનાર કોઈ પણ જગ્યાએ જઈ શકે અને ગમે તેવો વેશ ધારણ કરી શકે છે, પરંતુ તેમનો ખરો દેહ તો વાયુરૂપે હોય છે. લોકોને ડરાવવા માટે અમે પણ આ તું જુએ છે તેવા દેહ ધારણ કર્યા છે. આજ સુધીમાં અનેક લોકોને ડરાવીને મારી નાખ્યા છે. આજે તારો વારો છે માટે તૈયાર થઈ જા. પહેલા તને જ આખા ને આખો કરડીને ખાઈ જઈશું અને પછી તારાં સગાંવહાલાંનો અને નોકર-ચાકરોનો વારો–તમે આટલા બધા છો એટલે આજે અમારે મોટી ઉજાણી થશે.' સરદારે ફરી ખડખડાટ હસીને પોતાનો આનંદ બતાવ્યો.

ભીમસેન ભૂતના બાપથી પણ ડરે તેવો ન હતો. તેને મન આ બધાં ગતકડાં હતાં. તેને તો ગમે તેમ કરીને રાત પસાર કરવી હતી એટલે ભૂતડા સાથે ગમ્મત ઉડાવવાનું મન થયું.

'અલ્યા ગદ્ધામુખા, તારી વાત ખરી છે. આ મહેલ તમારો હોય અને અહીં રહેનારને મારી ખાવાનો તમારો નિયમ હોય તો અમારાથી કાંઈ ના પડાશે? ખુશીથી પહેલાં મને ખાઈ જા. મારા ભાઈઓ અને મારી બા મને ખૂબ દુઃખ દે છે. આખો દિવસ જ્યારે ને ત્યારે મારી પાસે કામ કરાવે છે અને રાત્રે ચોકી કરાવે છે. જુઓને અત્યારે એ બધાં કેવાં નિરાંતે ગાદલાં પાથરીને ઘસઘસાટ ઊંઘે છે અને મીઠી નીંદર માણે છે. જ્યારે હું એકલો એ બધાંની ચોકી કરતો જાગું છું. આવા દુઃખમાં દહાડા કાઢવા કરતાં મરવું શું ખોટું! એત્રણ દિવસથી હું આ દુઃખે આપઘાત કરવાનો વિચાર જ કરતો હતો પરંતુ તમને જોયા પછી અને તમારી વાત સાંભળ્યા પછી થયું કે આપઘાત કરીને મરવાથી આ દેહનો કશો ઉપયોગ નહિ થાય કારણ કે મર્યા પછી સૌ તેને બાળી દેશે. તેના કરતાં તમે આઠ જણ તો શું ખોટું? મરતાં મરતાં પણ તમારું પેટ ઠાર્યાનો લહાવો લેતો જાઉં તો કેવું સારું. એવું મારું સદ્‌ભાગ્ય કયાંથી! ચાલો ભોજન માટે તૈયાર થઈ જાવ.

'પણ સબૂર! મારું માંસ તમને મીઠું લાગશે કારણકે હું ખાવાનો ખૂબ શોખીન છું. દરરોજ સારા સારા પદાર્થો ખાઉં છું એટલે એની મીઠાશ મારા આખા શરીરમાં છે. એટલે ખાતા ખાતા તમે અંદર અંદર લડી પડશો કેમકે ભાવતી ચીજ સૌને વધારે જોઈએ.

'આ ઉપરાંત એક મુશ્કેલી પણ છે. મારું શરીર કામકાજનો ઢસડ–બોજો વેઠીને ઢીલું થઈ ગયું છે. એટલે માંસપેશીઓ એટલી બધી ચવડ અને કઠણ થઈ ગઈ છે કે ખાતાં ખાતાં તમારા દાંત તૂટી જશે એટલે શરીરને માલિશ કરી કુણવીને ખાશો તો ઠીક પડશે. તમે આ બાબતનો વિચાર કરો તેટલી વારમાં હું માલિશ માટે તેલ લઈ આવું.'

ભૂતડા હજુ વિચાર કરે ન કરે એટલી વારમાં ભીમ ઉપર આવ્યો. માલિશ શરૂ થયું. ભૂતડાને ભીમની બનાવટની ગંધ ન આવે એટલા માટે માલિશની શરૂઆતમાં તેણે હાથપગના સ્નાયુઓ ખૂબ તંગ કરીને ગોટલા ચઢાવી દીધા. ભૂતડાને થયું કે ભીમની વાત સાચી. ખાતી વખતે માંસ ચવડ લાગશે. પછી તો તેમણે માલિશ કરવામાં અને શરીરને દબાવવામાં સારી ચીવટ રાખી જેથી શરીર કુણું બને. એકાદ કલાક આ પ્રમાણે કામ ચાલ્યું. હવે ભીમે સ્નાયુઓ ધીમે ધીમે શિથિલ કરી નાખ્યા. આખું શરીર ઢીલું થઈ ગયું. ભૂતડાને થયું કે આપણી મહેનતથી આ કામ થયું છે.

હવે આખી ભૂતાવળ ખાવા માટે અધીરી બની. ખાઉં, ખાઉંના અવાજ કરવા લાગી.

ભીમ કહેઃ 'જરા સબૂર કરો. તમે બધા અધીરિયા છો એટલે બધા મરશો એના કરતાં હું કહું તેમ કરો. હું તમને મારા શરીરના ભાગ વહેંચી આપું. તમે બધા મળીને સો જણ છો એટલે પચીસ પચીસની ચાર ટુકડીઓ કરી નાખો. દરેક ટુકડી સરખે ભાગે વહેંચીને પહેલાં હાથપગ ખાઈ લો અને પછી બાકીનો ભાગ ખાજો. પહેલાં હું મારા હાથ અને પગ પહોળા કરીશ. બે ટુકડી એકેક હાથ નીચે અને બે ટુકડી એકેક પગ પાસે ઊભા રહેજો. અને હું એક, બે, ને ત્રણ કહું ત્યારે એકી સાથે ખાવાનું શરૂ કરજો, ચાલો હોશિયાર! એક, બે, ત્રણ.'

બસ ખલાસ! જ્યાં ભૂતાવળે ખાવા માટે મોઢાં ફાડ્યાં ત્યાં તો ભીમભાઈએ બે ટુકડીને બગલમાં અને બે ટુકડીને સાથળ વચ્ચે દબાવી દીધી. સૌના રામ રમી ગયા. ખેલ ખલાસ.

ભીમસેન વાયુપુત્ર હતો એટલે તેને હાથે ભૂતાવળનો ઉદ્ધાર થવાનો હતો. એટલે ભૂતોનો વાસનાદેહ ઊડી ગયો પણ સ્થૂળ શરીર સવાર સુધી રહેવાનાં હતાં. ભીમને આ વાતની ખબર ન હતી.

ભીમને થયું કે આ મૂડદાનું હવે શું કરવું? થોડી વારે એક વિચાર સૂઝ્યો. દુર્યોધનનો મહેલ કાંઈ દૂર ન હતો એક એક મૂડદાનો પગ પકડી પકડીને માંડ્યો ફેંકવા. થોડાંક પડ્યાં અગાશીમાં અને થોડાંક પડ્યાં ચોગાનમાં.

સવાર થવા આવ્યું હતું. ભય હતો તે દૂર થયો હતો એટલે ભીમસેને અગાસીમાં જ લંબાવ્યું અને થાક્યોપાક્યો ઊંઘી ગયો.

સવારમાં કૌરવો વહેલા જાગ્યા. તેમના મનમાં તો ચોક્કસ ખાતરી હતી કે આજ સવાર સુધીમાં પાંડવોનો ભૂતડાએ ભોગ લઈ લીધો હશે. પરંતુ ધાર્યો કરતાં ઊંધું બન્યું હતું. ભૂતિયા મહેલની ભૂતાવળ ભૂલી પડી, ને પોતાને ત્યાં આવી કે શું? મડદાં જોઈને સૌ ગભરાયા. બ્રાહ્મણને બોલાવ્યા. તેમને પણ કાંઈ સમજણ ન

પછી. સૌને આ કામ ભીમસેનનું હોવું જોઈએ એમ લાગ્યું. સાથે સાથે એમ પણ થયું કે કોઈવાર ભૂતડાની દશા તે આપણી દશા.

થોડી વારે સૌ સ્વસ્થ થયા. અને મડદાંને અવલમંજલ પહોંચાડવાનું શું કરવું તેની વિચારણામાં પડ્યા. દરમિયાન દિવસ ઊગ્યો. એટલે મડદાં આપોઆપ અદૃશ્ય થઈ ગયાં. પરંતુ કૌરવોના મનમાં ભીમની વિરલ તાકાતની કાયમી અસર મૂકતાં ગયાં.

મુંબઈ, બ્રિટીશ ઇન્ડિયા અને દેશી રાજ્યોમાં
હુકમનામાં કરાવવા, લેણું વસુલ કરવા .
લખો યા મળો
મગનલાલ એચ. ભટ્ટ
આંતરપ્રાંતીય નિષ્ણાત, વ્યાપાર-પ્રતિનિધિ,
દાવા-નિષ્ણાત અને વિમા-એજન્ટ
ખખ્ખર બિલ્ડીંગ, સી. પી. ટેન્ક : મુંબઈ - ૪

શેઠ : (વીમાના એજન્ટને) જુઓ ભાઈ, તમે ભલે આવ્યા પણ મેં આજે વીમો ઉતારનારા સાત જણાને બહારથી જ વળાવ્યા છે. હવે તમારી પાસે વીમો કેમ ઉતરાવું !

વીમાનો એજન્ટ : એમાં મૂંઝાવાની જરાય જરૂર નથી, કારણ કે સાતે વખત હું જ બહાર હતો !

—ભા. વ્યા.

સ્વચ્છતા, સફેદાઈ
અને કરકરાટ માટે
હમેશાં
જોના બાર સોપ
વાપરો
RAMESH
જોના સોપ એન્ડ કેમીકલ વર્કસ

# "રોહિણીચંદ્ર" છાપ હીંગ

( રજીસ્ટર્ડ )

ઇરાની ખડા તથા રસકણી

[ રતલી તથા અર્ધરતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'] મળવાનું ઠેકાણું [ટેલિફોન : ૨૪૭૫૪

## વરજીવનદાસ હીરજીની કુાં૦

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, ગુંદર તથા કરીઆણાના વેપારી

૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી : મુંબઈ-૩

# હંસ એન્જીનીયરીંગ વર્કસ

(મીકેનીકલ એન્જીનીયર્સ)

- ઓઇલ એન્જીનનાં સ્પેઅર પાર્ટો
- સ્ટીમ એન્જીનનાં સ્પેઅર પાર્ટો
- પીસ્ટન રીંગ્ઝ તેમજ દરેક જાતનાં દાતાનાં મશીનકટ ચક્કરો, ઉપરાંત પીસ્ટન અને દરેક જાતનાં ઓટો સ્પેઅર પાર્ટ્સ બનાવનારા.

એકવાર પધારી ખાત્રી કરો.

૧૧, કાવસજી પટેલ સ્ટ્રીટ, પારસીની રેસ્ટોરા પાછળ : મુંબઈ ૧.

ટે. નં. ૨૭૪૩૩

# કથાસરિત્સાગર



## ૨.] શ્રીદત્ત ને મૃગાંકવતીની વાત

યજ્ઞસોમ નામે એક બ્રાહ્મણ અને બ્રાહ્મણને બે દીકરા. એક દીકરો વિગતભય તો સાજાગાંડા જેવો. અને એમાં એની સ્ત્રી ગુજરી ગઈ એટલે એનું સાવ ખસી ગયું. એ તો ઘેલછામાં ને ઘેલછામાં ઘર છોડી નાસી ગયો અને કોણ જાણે ક્યાંનો ક્યાં ઊતરી ગયો.

બીજો દીકરો કાલનેમિ.

શહેરમાં બધા તાલેવંતો રહે. ચારે તરફ લક્ષ્મીની રેલમછેલ અને કાલનેમિની સ્થિતિ તો એવી કે સવારમાં ઊઠીને તુંબડી અને લાકડી હાથમાં લઈ ઘેર ઘેર 'નારાયણ હરિ' કરે, ત્યારે માંડ રોટલા ભેળા થવાય.

કાલનેમિ વિચાર કરે છે કે ભગવાનની ગતિ તો જુઓ! શહેરમાં ચારે કોર લક્ષ્મીનાં છબછબિયાં છે અને મારા ઘરમાં તો ચાર ખૂણે ચાર એકાદશી અને વચમાં ગોકળ આઠમ રાસડા લ્યે છે. મારા ઉપર લક્ષ્મીદેવીની કૃપા નહિ જ થાય?

ને એણે લક્ષ્મીદેવીની આરાધના શરૂ કરી છે. ઊંધે માથે તપ કરવા માંડ્યું છે. લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં છે અને બ્રાહ્મણનું ઘર અભરે ભરાણું છે.

કાલનેમિનો પુત્ર શ્રીદત્ત. શ્રીદત્ત મોટા પંડ્યાની નિશાળે ભણવા જાય છે અને નિશાળે ભણતાં એને ઘણા ભાઈબંધો સાથે પ્રીતિ બંધાણી છે. રાજકુમાર વિક્રમશક્તિ પણ એનો મિત્ર બન્યો છે.

એક દિવસ બધા મિત્રો ગંગાકિનારે રમી રહ્યા છે. સામસામા બે પક્ષ પડયા છે. એકનો સરદાર શ્રીદત્ત છે. બીજાનો સરદાર વિક્રમશક્તિ છે. બંને પક્ષ વચ્ચે હોડ બંધાણી છે ને એમાં વિક્રમશક્તિનો પક્ષ હારી ગયો છે.

રાજકુમાર હારી ગયો, એટલે તો એનું લોહી ઊકળી આવ્યું છે: 'એક બામણો મને હરાવી જાય? હું ક્ષત્રીબચ્ચો. આનું વેર લઉં ત્યારે જ ખરો.'

હસવામાંથી હાણ થઈ છે. રાજકુમાર અને શ્રીદત્ત દોસ્ત મટી દુશ્મન બન્યા છે. અને એ તો રાજકુમાર સાથે વેર ખેડવાનાં શ્રીદત્તે વિચાર કર્યો કે હવે આ રાજ્યમાં રહી શકાય એમ નથી. એમાં તો કોક દિવસ જાનનું જોખમ છે. એ તો મિત્રો સાથે મસલત કરી નગર છોડી ચાલ્યો ગયો છે.

સારું થયું કે સવેળા સન્મતિ સૂઝી અને શ્રીદત્ત ચાલ્યો ગયો, નહિતર રાજકુમારે તો એનો ઘાટ ઘડી નાખવાની બાજી રચી દીધી હતી.

શ્રીદત્ત એના મિત્રો સાથે ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એક નદી આવી. નદીમાં પૂર આવ્યું છે અને એક સ્ત્રી તણાતી જાય છે. સ્ત્રીને તણાતી દીઠી કે શ્રીદત્ત કોઈને પૂછવા ઊભો રહ્યો નથી. કછોટો મારીને નદીમાં ખાબક્યો છે અને પેલી સ્ત્રીને પકડી લીધી છે.

પણ પાણીનું તાણ એવું છે કે બંને લોઢે લેવાણાં છે. કાંઠે ઊભા ઊભા મિત્રો રીડિયા કરે છે પણ શ્રીદત્તને

બચાવવાની કોઇની હિંમત નથી અને થોડી વારમાં તો શ્રીદત્ત અને પેલી સ્ત્રી પાણીમાં ગરકાવ થઈ ગયાં છે.

પગ તળિયે અડ્યા અને શ્રીદત્તે આંખ ઉઘાડી છે. જુએ તો નથી નદી કે નથી પેલી સ્ત્રી. સુંદર શિવાલય છે અને ફરતો સોહામણો બગિચો છે. રૂપે અને રંગે સમોવડી હજારો સુંદરીઓ બગીચામાં નાચે છે ને કૂદે છે એ તો જાણે એવી રૂડી લાગે છે કે જાણે બગીચાનાં આડપાનને પાંખો આવી છે અને એના રંગબેરંગી પડછાયા ચારેકોર ઘૂમણે ચડ્યા છે..

શ્રીદત્ત આ અદ્ભુત દ્રશ્ય જોઇ રહ્યો છે. આ તે સ્વર્ગનું નંદનવન છે કે પછી કોઇ જાદુગરનો દેશ છે? એ વિચારમાં પડ્યો છે ત્યાં તો ચારે કોરથી હરણાંની જેમ કૂદતી અને હસહસતી સુંદરીઓ એને વીંટી વળી છે.

શ્રીદત્ત કહે છે: 'હું કાંઈ જાણતો નથી. એક સ્ત્રી મને અહીં ખેંચી લાવી છે અને તે સ્ત્રી તો તમારામાં દીઠી નજરે પડતી નથી.'

ત્યારે એક સુંદરીએ કહ્યું છે: 'એને આપણી રાણી પાસે લઈ ચાલો.'

ત્યારે બધી સુંદરીઓ શ્રીદત્તને કમળનાળથી બાંધીને તેમની રાણી પાસે લઈ ચાલી છે.

મોટો બધો મહેલ છે. આખું નગર સમાઈ જાય અને તો યે જાણે ખાલી ખાલી લાગે એવડો મોટો. એ મહેલમાં એક મોટો બધો ખંડ છે. ખંડમાં હાથીદાંતનો પલંગ બિછાવેલો છે. પલંગ ઉપર એક સુંદરી બેઠી છે. શ્રીદત્તને એ સુંદરી સામે ખડો કરવામાં આવ્યો. શ્રીદત્તને ભાળીને પેલી સુંદરી તો રસરસ રોવા લાગી છે.

ત્યારે શ્રીદત્તે પૂછ્યું છે: 'સુંદરી! તું મને અહીં ઢસડી લાવી અને હવે વાત કરતી નથી, વિગત પૂછતી નથી અને બેઠી બેઠી રસરસ રુવે છે તને એવડું તે શું દુઃખ છે?'

ત્યારે સુંદરીએ કહ્યું છે. 'હું બલિ રાજાની પૌત્રી વિદ્યુત્પ્રભા આ બધી મારી બહેનો છે. દાદાને વિષ્ણુભગવાને વામનરૂપ ધરીને બંધનમાં નાખ્યા. મારા પિતાનો દેવોએ વધ કર્યો. અમને બધીને અમારા નગરમાંથી બહાર કાઢી મૂકી છે. અને નગરને દરવાજે સિંહની ચોકી મૂકી છે એ સિંહને વરદાન છે કે એ દેવોથી ન મરે, દાનવોથી ન મરે. મૃત્યુલોકનો માનવી જ એને મારી શકે. એ સિંહનો વધ કરીને અમારું નગર અમને પાછું અપાવ. એટલા માટે તો તને અહીં લઈ આવી છું.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છે: 'ઓહો એમાં તે શી મોટી વાત?'

ત્યારે વિદ્યુત્પ્રભાએ કહ્યું છે: 'સિંહ પાસે એક તલવાર છે એ તલવારમાં એવી શક્તિ છે કે એ જેના હાથમાં હોય એને વિજય અપાવે સિંહ તલવાર હેઠી મૂકતો જ નથી તું એને કેવી રીતે જીતી શકીશ?'

ત્યારે શ્રીદત્તે કહ્યું છેઃ 'એનું તમારે શું કામ છે? તમતમારે મને સિંહ ક્યાં છે એ કહો ને.'

નગરને દરવાજે હાલામથો સિંહ પહેરો દઈ રહ્યો છે. એની રણકારથી ધરતી ધણેણી રહી છે. હાથ હાથની એની

કેશવાળી છે અને વેંત વેંતના નહોર છે.. મોટા મોટા હાથીઓનાં હાડ ભાંગી નાખે એટલું એનું બળ છે. શ્રીદત્તને જોઈને એ તો તલવાર લઈને સામો દોડ્યો છે.

ત્યારે શ્રીદત્તે સિંહને પડકાર કર્યો છે: 'હું હથિયાર વિનાનો માનવી તાકાદ હોય તો હથિયાર એક કોરાણે મૂકી દઈ બથંબથા આવી જા '

સિંહનું અભિમાન ઘવાયું છે. આ સળેકડા જેવો માનવી મને પડકાર કરે? એક પંજો મારીશ ત્યાં એ ખલાસ થઈ જશે. સિંહે તલવાર મૂકી દીધી છે અને બંને બથંબથા આવ્યા છે સળેકડા જેવો માનવી પહાડ જેવો બની ગયો છે. અને ડાલામથો વનરાજ બકરી બની ગયો છે. વાતની વાતમાં શ્રીદત્તે સિંહને ઊભો/ને ઊભો ચીરી નાખ્યો છે.

એટલે તો વિદ્યુત્પ્રભા અને તેની બહેનોએ વિજયઘોષ કર્યો છે. શ્રીદત્તનું ખૂબ ખૂબ સન્માન કર્યું છે. સિંહની તલવાર શ્રીદત્તને ભેટ આપી છે અને એક વીંટી આપી છે. એ વીંટી એવી કે કોઈને ઝેર ચડયું હોય અને વીંટી આંગળીમાં પહેરાવો કે તરત જ ઝેર ઊતરી જાય.

પણ શ્રીદત્તને તો તલવારે નહોતી જોતી અને વીંટી યે નહોતી જોતી. આવી રૂડી સુંદરી સામી ઊભી છે. સુંદરી મૂકીને એ બીજું શું કામ લ્યે? એણે તો કહ્યું છે: 'સુંદરી! હું તને પરણું '

ત્યારે વિદ્યુત્પ્રભાએ કહ્યું છે: 'અમે દાનવની દીકરીઓ. અમારાથી માનવીને ન પરણાય.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છે: 'પરણાય તો ય પરણુ અને ન પરણાય તો ય પરણુ.'

આ તો ધર્મસંકટ આવી પડયું છે. પણ વિદ્યુત્પ્રભા તો દાનવપુત્રી છે. એને તો ઘણું ઘણું આવડે છે એણે કહ્યું છે: 'સામે વાવ છે. એમાં સ્નાન કરીને આવો. એટલી વારમાં હું શણગાર સજી લઉં. પછી આપણે પરણીએ.'

શ્રીદત્ત તો તલવાર અને વીંટી સોતો વાવમાં કૂદી પડ્યો છે ડૂબકી મારીને બહાર નીકળ્યો છે. જુએ છે તો નથી વાવ, કે નથી વિદ્યુત્પ્રભા એકલો અટૂલો નદીકિનારે ઊભો છે. પણ હાથમાં તલવાર છે અને આંગળીએ વીંટી છે. એટલી એંધાણી રહી ગઈ છે.

નદીકાંઠે ઊભા રહ્યું તો કામ આવે તેમ નથી. એ તો નગર ભણી ચાલવા લાગ્યો છે. માર્ગમાં એક મિત્ર મળી ગયો છે: 'એલા શ્રીદત્ત, તું ક્યાંથી? અમે તો જાણ્યું જે શ્રીદત્ત નદીમાં ડૂબી મૂવો.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છે: 'ડૂબી મરે જ ને!'

એણે તો વિદ્યુત્પ્રભાની બધી વાત મિત્રને કહી છે. તલવાર અને વીંટી બતાવ્યાં છે.

ત્યારે મિત્રે કહ્યું છે: 'ચાલો હવે ઉજેણી જઈએ. ત્યાં મિત્રો આપણી વાટ જુએ છે.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છે: 'ઉજેણી શું કામ? આપણે તો આપણા નગરમાં જ જશું.'

ત્યારે મિત્રે કહ્યું છે: 'તને ભાઈ, કાંઈ ખબર નથી. આપણા નગરનો રાજા મૃત્યુ પામ્યો અને વિક્રમશક્તિ રાજા થયો

અનેક રોગની એક જ દવા **જીવનધારા**

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત-દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ-પેઢુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતના દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઇ પડનારી અમુલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૧ાા, વચલી બાટલી રૂ. ૧ા અને નાની બાટલી રૂ. ૦ાાા પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'જેનસ' નં. ૩૦૨

**જે. એન. શેઠના : નડીઆદ**

બચ્ચાંઓને થતા ઝાડા, ઉલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથ પગ ગળી જવા, દસ્તની કબજીઆત, ધાવણ કે દૂધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ કૌવત આપનારી અમૃત તુલ્ય ઔષધી

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી [રજીસ્ટર્ડ] વોપરી

દર્દથી કમાતાં હજારો બાળકો આરોગ્ય-આનંદ અને નવચેતન પામ્યાં છે.

ડી. ૭બી એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું)

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આબાચોક—ભાવનગર

મુંબઇમાં મળવાનું ઠેકાણું—કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઇ નં. ૪

કામ, કામ ને કામથી કંટાળેલા જીવનને નીરસ બનતું અટકાવી તેમાં નવી તાજગી છલકાવશે—





આરામખુરશીના આરામને અધિક આહ્લાદક અને મુસાફરીની મોજને વધુ મનોરંજક બનાવશે—

# રસમંજરી અને રસવલ્લરીની

'કહાની'માં આ અંકમાં તમે વાંચી તેવી બસો વાર્તાઓનો રસભંડાર

લખો . કહાની કાર્યાલય : દાણાપીઠ : ભાવનગર

# સમાજ અને સાહિત્યની નવાજૂની

* સેંટ ઝેવિયર્સ હાઈસ્કુલની સ્કાઉટની ટુકડી પોતાના વિહાર માટે રમણીય સ્થળની પસંદગી કરવા માટે એરોડ્રોમથી થોડે દૂર આવેલ કોટરપુર ગામે વિહાર કરવા માટે ગયા હતા. અને નદીમાં સારું પાણી જોતાં તરવાનું નક્કી કરી બે વિદ્યાર્થીઓ હોમી બારટાવાલા અને મહેન્દ્રસીંગ સરદારસીંગ તરવા પડ્યા હતા તેમને કોઈ પણ જાતની મદદ મળે તે પહેલાં તો તેઓ ઊંડા પાણીના વમળમાં અટવાઈ પડ્યા અને મદદ કરનારની પાર્ટી કાંઈ પણ કરી શકે તે પહેલા તેઓ નજર બહાર જતા રહ્યા. તેથી કરીને બચાવની પાર્ટી જેમાં પ્રવીણ તારાઓ હતા, તેઓની ખેંચવાની જાળી વગેરે બીજાં સાધનોની સાથે સાત કલાક સતત પ્રયત્નો પછી મહેન્દ્રસીંગનો મૃતદેહ કિનારે લાવવામાં આવ્યો અને ત્યાર પછીના બીજા બે કલાકે હોમી બારટાવાલાનો મૃતદેહ પણ કિનારા પર લાવવામાં આવ્યો. ઘૂંટણપુર પાણી પછી એકદમ ૧૪થી ૨૦ ફૂટ પાણીની ઊંડાઈ હોવાથી આ કરુણ બનાવ બનવા પામ્યો છે.

* મુંબઈના પરા સાન્તાક્રુઝમાં ગણેશ ઉત્સવના છેલ્લા દિવસે તા. ૧૭મીના રોજ એક લત્તાના લોકોએ કેનવાસના કામચલાઉ છાપરા નીચે ગરબા પાર્ટી ગોઠવી હતી. ત્યાં આગળ આવેલા કૂવા પરનું ઢાંકણ 'પ્લેટફોર્મ' પર વધુ માણસોના વજનને લઈને તૂટી જતાં તે પર બેઠેલા ૭૦ જણા કૂવામાં ફસાઈ ગયા. તેમની ઉપર કેનવાસનું છાપરાનું ઢાંકણું પડ્યું એટલે કૂવામાં પડેલા ગૂંગળાઈ ગયા હતા. કૂવામાં એટલું વજન પડ્યું હતું કે કૂવાનું પાણી વીસ ફૂટ ઊંચે આવીને ઊભરાયું. મોટા ભાગના લોકોને પોલીસે અને હોમગાર્ડે બચાવી લીધા હતા. તેર શખ્સોને બહાર કાઢવામાં આવ્યા હતા. બીજા ૭ શખ્સો પાણીમાં હોય તેમ માનવામાં આવે છે. કોંક્રીટના ઢાંકણને બહાર લાવવા એક ક્રેન લાવવામાં આવી હતી.

* સ્થાનિક આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં કલાશિક્ષક શ્રી સોમાલાલ શાહની દેખરેખ નીચે ચાલતા કલાવર્ગના આશાસ્પદ વિદ્યાર્થી કલાકારોનાં ચિત્રોનું એક પ્રદર્શન ગયા માસમાં ભરાયું હતું.

* ભાવનગર સાહિત્ય સભાએ તા. ૨૦ થી ૨૫ ઑગસ્ટ દરમિયાન, ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોનો પરિચય આપતું 'સાહિત્ય પ્રદર્શન' ભર્યું હતું.

* ભાવનગરના નામદાર મહારાજા સર કૃષ્ણકુમારસિંહજી મદ્રાસના ગવર્નર નિમાતાં તેઓ શ્રીમાનને તા. ૩-૯-૪૮ સે મહાજન તરફથી તથા તા ૪-૯-૪૮ સે ગોહિલવાડ જિલ્લા સમિતિ, શહેર સુધરાઈ અને સૌરાષ્ટ્ર ચેમ્બર ઑફ કોમર્સ તરફથી સન્માનપત્ર આપવાના સમારંભો ભાવનગરમાં થયા હતા.

* પ્રથમ હરોળના ગુજરાતી ટુચકાકાર શ્રી બાબુભાઈ વ્યાસના પિતાશ્રી ભાઈશંકર હરિશંકર વ્યાસ ૬૬ વર્ષની વયે તા. ૩૧-૮-૪૮સે દેવલોક પામ્યા છે. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો.

* ગુર્જર સાહિત્ય ભંડાર (લાડી) તરફથી શ્રી ધૈર્યચંદ્ર બુદ્ધની વાર્તાઓનો સંગ્રહ 'છૂપાં આંસુ' પ્રગટ થયો છે.

* શ્રી ઉમેશ કવિનો 'ધરકૂકડી' પછીનો નવો નાટકસંગ્રહ 'જાસો' તાજેતરમાં જ પ્રગટ થવાનો છે.

* 'કહાની' વાર્તા-માસિકનો આવતો અંક 'દિવાળી અંક' તરીકે પ્રગટ થવાનો છે.

* 'ધર્મશાળા' સંસ્થાનો 'જૂન ૧૯૪૬ થી મે ૧૯૪૮ સુધીના બે વર્ષનો અહેવાલ' મળ્યો છે.

---

આપની સૂચનાનો અમલ વિના વિલંબે થઈ શકે, એટલા માટે કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરતી વેળા આપનો ગ્રાહક નંબર અવશ્ય લખવા વિનંતિ

વર્ષ – ૪
અંક – ૧૨

# કહાની

ડિસેમ્બર
૧૯૪૮

| ક્રમ | વાર્તા | વાર્તાકાર | પાન |
|---|---|---|---|
| ૧. | ખંડિત મૂર્તિ | ગોપાળરાવ વિદ્વાંસ | ૧ |
| ૨. | અનુભવ | રમણીક મેઘાણી | ૯ |
| ૩. | રોમાન્સ | મણિલાલ અલમારી | ૧૩ |
| ૪. | ખાલી બસ | સુમતિ ૨. દલાલ | ૧૭ |
| ૫. | સ્વપ્નશૈલો | નરહરિ કાશ્યપ | ૨૧ |
| ૬. | બે પ્રસંગકથાઓ | વસંત | ૨૯ |
| ૭. | કથાસરિત્સાગર | મયૂર | ૩૩ |
| ૮. | આશા (નાટિકા) | મંગલમ | ૪૯ |
| ૯. | ભીમના ટેરા | માધવજી પટેલ | ૫૩ |
| ૧૦. | મંગલમના નાટ્યપ્રયોગો (અવલોકન) | | ૬૦ |

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને આપવા પ્રયાસ થાય છે. — સંપાદક

### કહાની કાર્યાલય

જય હિંદ પબ્લીસિટી સર્વીસ
૪૦૩ કાલબાદેવી રસ્તો
મુંબઈ-૨

સંપાદન અને વ્યવસ્થા અંગે
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬-૧૨-૦
,, પરદેશમાં ૯-૦-૦

છૂટક દેશમાં ૦-૧૦-૦
,, પરદેશમાં ૧-૦-૦

## કહાની
— ની —

### છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર
રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુકલ
ન્યુસપેપર એજન્ટ : સિદ્ધપુર

એચ એમ મારફતીઆ
સેન્ડહર્સ્ટ રોડ, કમલ ટોકીઝ સામે
લહેરી મેન્શન, બીજે માળે, મુંબઈ-૪

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

તંત્રી, પ્રકાશક અને મુદ્રક શાંતિલાલ છોટાલાલ પારેખ : સરસ્વતી પ્રેસ : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

ડિસેમ્બર ૧૯૪૮



વર્ષ ૪ : અંક ૧૨

काव्येषु रम्या कथा

# ખંડિત મૂર્તિ

ગોપાળરાવ વિદ્વાંસ

પુષ્પાનો કાગળ દાદાએ એક વાર, બે વાર, ત્રણ વાર વાંચ્યો છતાં તેમને સંતોષ વળ્યો નહિ. પોતાની આવી અતૃપ્તિથી તેમને પોતાને જ નવાઈ લાગી. ઘડીભર તેમને જાત વિષે હસવું પણ આવી ગયું. તેમને એવો પણ વિચાર થઈ આવ્યો કે, એટલું સારું છે કે હું આ પત્ર વાંચું છું ત્યારે કોઈ આજનો નવલકથા-લેખક મારી પાસે હાજર નથી ! નહિતર પચાસ વરસ પૂરાં કરી ગયેલ એક શિક્ષકના જીવનમાં પણ ઉન્મત્ત પ્રણયે કેવી રીતે પ્રવેશ કર્યો એની મનોવિશ્લેષણાત્મક એક નવલકથા તેણે ઉપજાવી કાઢી હોત ! એ સાહિત્યકારને એવો ખ્યાલ પણ ન રહેત કે દાદા જે પત્ર વાંચે છે તે તેની પોતાની પુત્રીનો જ છે. એવા લેખકોને એ વિચાર આવે પણ ક્યાંથી ? તેમના કોશમાં તો 'પ્રેમ' શબ્દનો એક જ અર્થ હોય શકે-પ્રેમ એટલે સ્ત્રીપુરુષ વચ્ચેનું શારીરિક આકર્ષણ ! એમની સૃષ્ટિમાં વારે વારે વાંચવા જેવા જો કોઈ પત્રો હોય તો તે એક જ જાતના હોઈ શકે-પ્રેમપત્રો !

સાંપ્રત મરાઠી લેખકો વિષે દાદાને કદી ઊંચો અભિપ્રાય હતો જ નહિ. તે હમેશાં કહેતા કે આજના લેખકો ગાંડા થઈ ગયા છે. માનવી જીવનની માત્ર એક જ બાજુ પકડી રાખી તેઓ તેની સાથે રમતચાળા કર્યા કરે છે-રમ્યા કરે છે. કોઈ પ્રેમની ફૂલઝર ચેતાવે છે તો કોઈ રાજકારણના ચંદ્રક્રિયા ટોટા સળગાવે છે ! સાધારણ માનવીના જીવનમાં આવી અનેક બાબતોનાં પ્રતિબિંબો રોજ ઝાંખાં ઝાંખાં ઊઠયા જ કરતાં હોય છે એની કલ્પના તેઓ કરી શકતા નથી ! વરસાદ, તડકો કે ચાંદની જેવું માનવી જીવન કાંઈ એકધારું -એકરંગી દૃશ્ય નથી; માનવી જીવન તો ઇંદ્રધનુષ્ય સરખું સપ્તરંગી મોહક સંમિશ્રણ છે ! એ નાનકડા ગામમાં, એક નાનકડી ઓરડીમાં જિંદગી ગુજારનાર પોતાના જેવો શિક્ષક પણ સમજી શકે તેવી વાત છે. પરંતુ કલ્પનાના વિમાને ચડી આકાશમાં જ ઉડ્ડાન કર્યા કરતા કલાકારોને તો...

પુષ્પાના પત્રનું ચોથું વાંચન શરૂ કરતાં પહેલાં દાદાનું મન આટલું પરિભ્રમણ કરી આવ્યું-જાણે કે નવી સ્ફૂર્તિ આણવા માટે થોડો હવાફેર કરી લેવાની જરૂર એને ન હોય !

હવે એક છેલ્લી વાર કાગળ વાંચી લેવાનો નિશ્ચય કરી દાદાએ એના પર નજર ફેરવવા માંડી તુરત તેમને લાગ્યું કે પોતે ફરીને હવે પત્ર નહિ વાંચવાનો કરેલો નિર્ણય પાળી નહિ શકે પંકજ મલિકના પેલા ગીતના જેવી જ આ પત્રે પોતાના ચિત્તની અવગ્યા કરી મૂકી છે.

બાજુમાં રહેતા હેડ માસ્તરને ત્યાં એ ગીતની રેકર્ડ અનેક વાર વગાડવામાં આવેલી અને

પોતે તે અનેક વાર સાંભળેલી; અને છતાં હજુ એથી સંતોષ નથી થયો! એ ગીતમાં સંધ્યા સમા મોહક રંગો જેટલું જ કોઈ અવિરત આકર્ષણ-તત્ત્વ સમાયેલું છે. પુષ્પાના આ પત્રમાં પણ—

અધીરા બની તેમણે પુષ્પાનો પત્ર વાંચવા માંડયો—

'પૂજ્ય દાદાની સેવામાં'

વળી દાદા હસવું ખાળી ન શકયા. તે વિચારે ચડયા: 'સમય કેટલો ઝપાટાભેર આગળ વધે જાય છે—અને જતાં જતાં પ્રત્યેક બાબતમાં કેટલી કુશળતાથી ફેરફાર કરતો જાય છે! પોતે કોલેજમાં પહોંચ્યા ત્યારે 'પૂજ્ય પિતાશ્રીની સેવામાં બાળક દાદાના સાષ્ટાંગ દંડવત પ્રણામ.' એટલું લખતાં લખતાં પોતાને જ જરા નવાઈ લાગેલી; અને સહેજ મુશ્કેલીથી 'બાળક' શબ્દને એમાંથી તિલાંજલિ આપી દીધેલી. છતાં 'પૂજ્ય' અને 'સાષ્ટાંગ દંડવત પ્રણામ'વાળા શબ્દોને તો પોતે રજા આપી જ શકયા નહોતા! આજે પુષ્પા સહજમાં એ બધાને ઉખેડી નાખી શકે છે! અને એની પછીની પેઢીમાં ખુદ પુષ્પાનો જ દીકરો વળી 'પૂજ્ય' શબ્દનો પણ બહિષ્કાર નહિ કરે એની ખાતરી ન કહેવાય!

'પુષ્પાનો દીકરો'વાળી કલ્પના સાથે દાદાના દિલના નાજુક તારો કંપી ઊઠયા, અને તે સાથે તેમણે હર્ષની ગલીપચી અનુભવી. પહેલી પચીશી વેળા પુરુષને જેમ સ્ત્રીનું આકર્ષણ રહે છે, તેમ પચાસ પૂરાં કરી 'વન'પ્રવેશ કરનાર માનવીને અપત્યવાત્સલ્ય ભારે જોસથી ખેંચતું હોય તો ના ન કહેવાય! દાદાનાં પત્ની એકલી પુષ્પાને પ.ળળ મૂકીને કયારનાં મૃત્યુને દ્વારે પહોંચી ચૂકયાં હતાં; સંભવ છે કે એ જ કારણે દાદાની વાત્સલ્યભાવના અતૃપ્ત રહી ગઈ હોય, અને તે કારણે હો, પણ દાદાની કલ્પનાચક્ષુ સામે એ ક્ષણે સુંવાળા સોનેરી વાળવાળા એક નાના બાલદેવે પોતાનું હસતું મોં ચમકાવી દીધું.

તુરત દાદાને પેલી 'મેં શું ભાંગ્યો, ભાઈ ભાંગ્યો જે મેં ધિંગાધમ!'વાળી કહેવત યાદ આવી ને મોં મલકયું. પુષ્પના પત્રમાંનો મુખ્ય સવાલ જ તેના લગ્ન અંગેનો હતો. પુષ્પા એક યુવાનના પ્રેમમાં પડી હતી. એ જુવાન કોઈ પૈસાદારનો નબીરો હોત તો દાદાની કલ્પનાચક્ષુએ પૌત્રના દશ્યને ખડું જ કર્યું ન હોત. આજ સુધીમાં એવા બેત્રણ ધનિક યુવકોને પુષ્પા ગમી ગઈ હતી; એમાંના એકે તો પુષ્પા ઉપર પ્રેમપત્રો પણ પાઠવ્યા હતા. છતાં હરેક દાખતામાં લગ્ન એ જ સાચી પ્રીતિનો નિકષ હોઈ શકે એ કડવું સત્ય એમણે અનુભવ્યું હતું. ટ્રેનમાં મુસાફરી કરતી વેળા વખત પસાર કરવો હોય ત્યારે પડોશી મુસાફર સાથે આપણે તરેહ તરેહનાં ગપ્પાં મારીએ છીએ. ઘણીવાર આપણે એને સાથે ભાતું ખાવાનું આમંત્રણ પણ આપીએ છીએ, અને છૂટા પડતી વેળા વર્ષોની ઓળખાણ હોય તેમ 'કાગળપત્ર લખતા રહેજો'ની ભલામણ પણ કરીએ છીએ! પણ પ્લેટફોર્મ છોડી સ્ટેશન બહાર પગ દેતાં જ આપણે એ પાડોશીને કદી સંભારવાની તસદી પણ લેતા નથી! આજનાં જુવાન છોકરા-છોકરીઓના પરિચયનો અંત પણ એવો જ આવે છે.

બેત્રણ વર્ષતના આવા કડવા અનુભવ-દંશ પછી પુષ્પાનું મન કોઈ બીજી બાબતમાં કાયમ ગૂંથાયેલું રહે તો સારું એ વિચારે દાદાએ એને મુંબઈમાં એક નિશાળમાં નોકરી મેળવી આપી હતી. અને પુષ્પાના આજના પત્ર ઉપરથી તો એમ જ લાગતું હતું કે પુષ્પા કોઈ શુભ ચોઘડિયે સારાં શુકન જોઈને જ મુંબઈમાં નોકરી કરવા ગઈ હોવી જોઈએ.

અધીરા બની દાદાએ પત્રના મધ્ય ભાગના લખાણ ઉપર આંખો ફેરવવા માંડી

"...છેલ્લા ચાર દિવસ થયા તમને કાગળ લખવા હાથ ધર્યો છે. લખી લખીને કેટલા કાગળો ફાડ્યા હશે એની તો ગણતરી કરવી જ નકામી છે! પ્રેમપત્રો લખવા કરતાં પણ વડીલ

વર્ગને પોતાના પ્રેમની હકીકત દર્શાવતો કાગળ લખવો વધારે અઘરો છે એનો હું આજે પ્રત્યક્ષ અનુભવ લઈ રહી છું. આજે જો બા જીવતી હોત તો—આ કાગળ તમને લખવાની હું હિંમત જ કરત નહિ.

"બા જીવતી હોત તો—

"મારી બા જીવે જ છે! હું તમને 'દાદા' કહી બોલાવતી હોઉં તોપણ—આખી દુનિયા મારી બા ઈશ્વરના ધામમાં ગઈ છે એમ કહેતી હોય તોપણ—મારી ખાતરી છે કે મારી બા જીવતી-જાગતી બેઠી છે. દાદા! તમે જ મારી બા છો.

"હું અંગ્રેજી ભણવા માંડી ત્યારે આપણી કામવાળી રૂડી નાનપણમાં હું કેવા કેવા હઠ કરતી તેની અનેક વાતો મને કહેતી. રૂડી પાસે જો હું માથું ન ગૂંથાવું તો તમે પોતે દાંતિયો લઈ મારી વેણી ગૂંથી દેતા. બોલો, સાચી વાત છે ને! અને એકવાર તો હઠે ભરાઈ મેં મારી પેઠે તમારે કપાળે પણ કંકુનો ચાંદલો કરાવેલો! પછી નિશાળમાં જવાની ઉતાવળને લીધે તમે એ ભૂંસી નાખવાનું ભૂલી ગયેલા; અને વર્ગમાં દાખલ થતાં જ બધા છોકરાઓએ જે હસાહસ માંડેલી તેની વાત—

"દાદા! મેં તમને કેટકેટલી બાબતમાં સતાવ્યા હશે, નહિ?

"આજે પણ—

"સ્ત્રીના મનને લજામણીના છોડ સાથે કોઈ કવિએ સરખાવ્યો છે. ખરેખર, એ તુલનામાં કેટલું મહાન સત્ય સમાયેલું છે!

"પણ—

"અમારી નિશાળમાં એક કાશીનાથ પટવર્ધન નામે શિક્ષક છે એ તો મેં તમને પહેલાંના પત્રોમાં લખ્યું છે. એ પટવર્ધન સાહેબ ઇતિહાસ બહુ સુંદર રીતે ભણાવે છે ઇંગ્લાંડનો ઇતિહાસ ભણાવતી વેળા પણ તેઓ છોકરા-છોકરીઓના દિલમાં માતૃપ્રેમ-દેશપ્રેમની પ્રબળ ભાવના ખડી કરે છે. ચર્ચાસભામાં તેઓ જ્યારે બોલવા ઊભા થાય છે ત્યારે તેમનું ભાષણ કલાકોના કલાકો સુધી જાણે સાંભળ્યા જ કરીએ એમ લાગે છે. આ બધી વાત મેં તમને અગાઉ લખી છે. પણ એક વાત તમને લખવી રહી ગઈ છે—

"આજે એ લખ્યા વિના છૂટકો નથી!—દાદા! કાશીનાથ મને ચાહે છે અને મારું દિલ પણ—

"આ વાંચીને તમે શું ધારશો એની પૂરેપૂરી કલ્પના મેં કરી લીધી છે. તમે માનશો: 'મારી પુષ્પા કેવી ભોળી છોકરી છે! કાશીનાથ એને જો સાચે જ ચાહે છે અને કાશીનાથ પ્રત્યે એને પણ સાચે જ જો પ્રેમભાવ પેદા થયો છે, તો આવું લાંબુંલચ્યું ટાયલું લખવા કરતાં તાર જ કાં નથી કરી દેતી કે લગ્ન માટે જ હાજર થાઓ! 'મિયાં બીબી રાજી તો ક્યા કરેગા કાજી?' વાળી કહેવત આ વીશ વરસની માસ્તરાણીને પણ નહિ સમજાતી હોય!'

"દાદા! હું બધું બધું સમજું છું. પણ—

"અમે બન્ને પરસ્પર ચાહતાં હોઈએ છતાં—

"કાશીનાથનો સ્વભાવ જરા વિચિત્ર છે. રાત્રે દસના સિનેમા શોમાં જવાની કેવી મજા હોય છે? પણ એક વાર તે મારી સાથે આવેલ નથી. ડૉક્ટરની પી. એચ.ડી.ની પદવી માટે તેણે એક લાંબો નિબંધ પણ તૈયાર કર્યો છે. એ નિબંધ યુનિવર્સિટી તરફ મોકલી આપવા હું તેને રોજ કહ્યા કરું છું, પણ હરેક વેળા તે એક યા બીજી જાતનું બહાનું કાઢી વાતને ધકેલે રાખે છે, ને મને બોલતી બંધ કરી દે છે. ચાર દિવસ પહેલાં મને સંભળાવી પણ દીધું: 'જો મારે ડૉક્ટોરેટની પદવી લેવી હોત તો હું આર્ટ્સ કૉલેજને બદલે મેડિકલ કૉલેજમાં જ દાખલ ન થાત!'

"ગયે અઠવાડિયે મેં બધા શિક્ષકોની હાજરીમાં એક વર્ગમાં એક પાઠ આપ્યો હતો. 'દીવાલી'ની વાર્તાવાળો એ પાઠ હતો. એ

પાઠમાં છોકરીઓના દિલમાં છેક બાલ્યાવસ્થાથી વાત્સલ્યભાવ શી રીતે પેદા થાય છે એનું સુંદર સૂચન હતું. મારી પાઠ શીખવવાની રીત અમારી શાળાના એક શિક્ષક વિના બાકીના બધા માસ્તરોએ ખૂબ વખાણી. એ ન વખાણનાર વ્યક્તિ કોઈ નહિ પણ...કાશીનાથ!

"સાંજે અમે બંને જણ સાથે ફરવા ગયાં ત્યારે તેણે મને કહ્યું: 'તારો આજનો પાઠ મને જરા ય ગમ્યો નથી.'

"મેં છણકો કર્યો: 'અણમાનેતીનું મીઠું ય મોળું જ હોય!'

"તેણે હસતે હસતે જણાવ્યું: 'માનેતી મીઠું પીરસે તોપણ સ્વાદ તો એનો ખારો જ હોય! કન્યાઓના દિલમાં છેક બાળપણથી વાત્સલ્યભાવ પેદા થાય છે એમ તારું કહેવું છે ખરું? કહે આ મહાસત્ય તેં ક્યાંથી શોધી કાઢ્યું!'

"'અહીંથી!' મેં રુઆબભેર મારી છાતી પર હાથ ધરી રાખી સામો જવાબ આપ્યો.

"પણ તુરત તેણે ગંભીરતા ધારણ કરી લીધી.

"એને મારા પ્રત્યે પ્રેમ છે. પણ એ પ્રેમ પુરુષનો છે. ભાવિને એ મારી નજરે દેખી જ શકતો નથી. એ ભાવિ સુખનાં સ્વપ્નાં હું તો ઉઘાડી આંખે જોઈ શકું છું–કાશીનાથ પ્રોફેસર થયો છે; એના સરખો હોશિયાર અને પ્રેમળ પતિ મેળવવા માટે બહેનપણીઓ હંમેશાં મારી મશ્કરી–ઈર્ષ્યા કરે છે; તમે અમારા બંગલામાં એક બાજુ વરંડા(ઓશરી)માં આરામ ખુરશીમાં પડ્યા પડ્યા છાપું વાંચી રહ્યા છો અને બે ગભરુ બાળકો 'દાદાજી દાદાજી!' કરતાં તમારા હાથમાંથી છાપું ખેંચી લઈ ખોળામાં ચડવા ધમપછાડા કરી રહ્યાં છે–

અરે! હું તો ક્યાંની ક્યાં ઊતરી ગઈ.

કાશીનાથ એ રીતે સ્વભાવે જરા વિચિત્ર છે. જો મારી અને એની ગમતી બાબતોમાં કેટલું બધું સામ્ય છે! રજામાં હું તમારી પાસે આવી હતી ત્યારે પડોશના પેલા હેડ માસ્તરને ત્યાં મેં 'પિયા મિલનકો જાના'–વાળું ગીત સાંભળ્યું હતું. અહીં આવ્યા પછી તુરત જ મેં એ રેકર્ડ ખરીદી. કાશીનાથને પણ એ ગીત મારી જેટલું જ ગમી ગયું છે. ઓરડીમાં દાખલ થતાં જ એનું પહેલું વાક્ય એ જ હોય છે: 'પુષ્પા, ચલાવ પેલું પિયા મિલનકો જાના!' એ વેળા મને એને સંભળાવવાનું મન થઈ જાય છે કે 'એ ગીત સાંભળવાનું નથી; એ પ્રમાણે આચરવું પણ પડશે!'

"પણ એ શબ્દો કોઈ રીતે મારા મોં વાટે બહાર નીકળતા નથી!

"મારી પેઠે એને પણ વાદળી રંગ ખૂબ ખૂબ ગમે છે. ગુલાબ કરતાં મને જેમ રાતરાણીનું ફૂલ વધારે પસંદ છે તેમ તેને પણ–

"એક કહેતાં અનેક બાબતોમાં તેનું અને મારું ગમવાપણું બરોબર મળતું જ આવે છે! પણ...

"તમે કહેશો કે કોઈ બાબતમાં તારું અને એનું ગમવાપણું મળતું આવતું ન હોય એમાં હું શું કરી શકું!

"દાદા, એક વાત તમે નથી જાણતા. કાશીનાથને તમારા પ્રત્યે ખૂબ માન છે–તમારા પ્રત્યે ભક્તિભાવ છે. એનું સાચું રહસ્ય મને ગઈકાલે જ જાણવા મળ્યું. તમને તે ગુરુસ્થાને ગણે છે. ગઈકાલે હું તેને ત્યાં ગઈ ત્યારે મને જોતાં જ ટેબલ પર પડેલ એક ફાઈલ જેવું કંઈ એણે ઝડપભેર ટેબલના ખાનામાં સંતાડી દઈ ખાનાને તાળું મારી દીધું. હું તુરત પાસે પહોંચી ને કહ્યું: 'કોઈના પ્રેમપત્રો લાગે છે!'

"તેણે હકારાર્થે ડોકું હલાવ્યું.

"મારી એ બનાવટ કરે છે એ તો હું તુરત સમજ ગઈ હતી. છતાં સંશયની વાત ભૂંડી છે દાંતમાં ભેરાયેલ કસ્તરની પેઠે માણસને એ શાંત રહેવા જ ન દે.

"મેં હઠ પકડી એટલે આખરે એણે આનું ખોલ્યું. અંદર એક નાનકડું આલ્બમ હતું. ઉપર લખ્યું હતું: 'મારા ગુરુદેવ.'

"મેં કાશીનાથને કહ્યું: 'ભારે લુચ્ચો લાગે છે! અંદર કોઈ નટીના ફોટા ગોઠવીને લોકોને ભરમાવવા માટે ઉપર 'ગુરુદેવ'નું લેબલ માર્યું છે, ખરું?'

"તેણે કશો ઉત્તર આપ્યો નહિ; માત્ર હસ્યો.

"એ આલ્બમનું ઉપરનું પૂઠું ઉઘાડતાં જ હું દિગ્મૂઢ બની!

"આલ્બમમાં પહેલો ફોટો ખુદ તમારો જ હતો! શાળાના કોઈ સંમેલનમાંથી એ એણે જુદો તૈયાર કરાવી લીધો હતો. આજ સુધી એણે એ હકીકત મારાથી છુપાવી રાખી હતી, પણ—"

*

એ શબ્દો પર આંખો ફરતી હતી ત્યાં તો દાદાની દૃષ્ટિમાંથી કાગળ જાણે સરકી ગયો. તેરચૌદ વર્ષની કિશોર વયના કાશીનાથની મૂર્તિ એમની કલ્પનાચક્ષુ સામે ખડી થઈ ગઈ ગામમાં તાજેતરમાં જ એક સહભોજન એ વેળા થયું હતું. એમાં ભાગ લેવાને નિમિત્તે ગામના ઘણા લોકોએ દાદાનો બહિષ્કાર કર્યો હતો. પણ એ બહિષ્કારથી દાદા જરાયે ડગ્યા નહિ. ઊલટાનું બહિષ્કાર પોકારનારને ઊપડી લે તેવું એક જુસ્સાદાર જાહેર ભાષણ તેમણે આપ્યું. વ્યાખ્યાનને અંતે દાદા બોલ્યા: 'હરેક રૂઢિ–રિવાજની શરૂઆત કોઈ વિશિષ્ટ સંજોગોને કારણે થાય છે. પરંતુ એ કારણો વિલાઈ જવા છતા રૂઢિ પાળવાનું જાળવી રાખવામાં કેવળ મૂર્ખાઈ જ છે. ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું! એવી ખંડિત મૂર્તિને મૂર્તિ ખંડિત બન્યા પછી તો એને જળસમાધિ આપી તેને સ્થાને નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરવી એ જ હરેક આદમીનું કર્તવ્ય બને છે!'

કોઈ ઊંચા ડુંગરની નજીક જતાં જેમ પોતાના જ બોલેલા બોલનો સામેથી પડઘો પડઘો ઊઠે છે, તે પ્રમાણે વ્યાખ્યાનને દિવસે 'ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું!' વાળું વાક્ય વારે વારે દાદાના કાનમાં અથડાયા કરતું હતું.

તે રાત્રે એક બીજો વિચિત્ર બનાવ બન્યો. કાશીનાથ પટવર્ધન નામનો દાદાના વર્ગનો જ એક માફી વિદ્યાર્થી રૂમાલમાં ગુલાબનાં ફૂલો લઈને દાદાને ઘેર આવ્યો. એ કિશોરના મોંમાંથી કોઈ શબ્દો નીકળતા નહોતા, પરંતુ અતિશય ભક્તિભાવે એણે દાદાને ચરણે એ ફૂલોનો ઢગલો કર્યો. દાદાને મન શંકા થઈ આવી કે આ છોકરો ગાંડો તો નથી થયો? એ વિદ્યાર્થી બહુ જ ગરીબ છે તે દાદા જાણતા હતા; એક સરતામાં સરતી વીશીમાં એ જમતો હતો તેની એમને માહિતી હતી. જ્યારે દાદાએ જાણ્યું કે રાત્રે ભોજન ન કરવાનો નિશ્ચય કરી એ બચતમાથી એણે ગુલાબનાં ફૂલો ખરીદ્યાં છે ત્યારે એમનું હૃદય હલી ઊઠ્યું–દ્રવી ઊઠ્યું. કાશીનાથ તો એક ગાંડાની જેમ દાદાના મોં સામે તાકીને બેઠો હતો. આખરે દાદાએ એને પોતાને ત્યાં જ તે રાત્રે જમાડ્યો. વાળુ પછી ઘેર જતી વેળા એણે દાદાને કહેલું: 'ગુરુજી, આજના તમારા બોલ–ગમારું પેલું વાક્ય મેં બરાબર મારા હૈયાના ઊંડાણમાં કોતરી રાખ્યું છે. એ વાક્ય હું કદી ય વીસરનાર નથી–'ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું!'"

એ રાત્રિનો આ બનાવ દાદાને અનેક વાર સાંભરી આવતો. પણ આ વિદ્યાર્થી કાશીનાથ એ જ પુષ્પાની શાળા માંહેનો શિક્ષક કાશીનાથ પટવર્ધન હશે એવો ખ્યાલ તો પુષ્પાનો આ કાગળ વાંચતાં સુધી દાદાને કદી પણ આવ્યો નહોતો.

દાદાને મનમાં થયું: દૈવની ગતિ ખરેખર શેતરંજની રમતના સરખી છે. એની ઉથલી ચાલની તૈયારી ઘણા વખત અગાઉથી જ

પાઠમાં છોકરીઓના દિલમાં એક બાલ્યાવસ્થાથી વાત્સલ્યભાવ શી રીતે પેદા થાય છે—એનું સુંદર સૂચન હતું. મારી પાઠ શીખવવાની રીત અમારી શાળાના એક શિક્ષક વિના બાકીના બધા માસ્તરોએ ખૂબ વખાણી. એ ન વખાણનાર વ્યક્તિ કોઈ નહિ પણ...કાશીનાથ!

"સાંજે અમે બંને જણ સાથે ફરવા ગયાં ત્યારે તેણે મને કહ્યું: 'તારો આજનો પાઠ મને જરા ય ગમ્યો નથી.'

"મેં છણકો કર્યો: 'અણમાનેતીનું મીઠું ય મોળું જ હોય!'

"તેણે હસતે હસતે જણાવ્યું: 'માનેતી મીઠું પીરસે તોપણ સ્વાદ તો એનો ખારો જ હોય! કન્યાઓના દિલમાં છેક બાળપણથી વાત્સલ્યભાવ પેદા થાય છે એમ તારું કહેવું છે ખરું? કહે આ મહાસત્ય તેં ક્યાંથી શોધી કાઢ્યું?'

"'અહીંથી!' મેં રૂઆબભેર મારી છાતી પર હાથ ધરી ગર્વથી સામો જવાબ આપ્યો.

"પણ તુરત તેણે ગંભીરતા ધારણ કરી લીધી.

"એને મારા પ્રત્યે પ્રેમ છે. પણ એ પ્રેમ પુરુષનો છે. ભાવિને એ મારી નજરે દેખી જ શકતો નથી. એ ભાવિ સુખનાં સ્વપ્નાં હું તો ઉઘાડી આંખે જોઈ શકું છું—કાશીનાથ પ્રોફેસર થયો છે; એના સરખો હોશિયાર અને પ્રેમળ પતિ મેળવવા માટે બહેનપણીઓ હંમેશા મારી મશ્કરી-ઈર્ષ્યા કરે છે; તમે અમારા બંગલામાં એક બાજુ વરંડા(ઓશરી)માં આરામ ખુરશીમાં પડ્યા પુસ્તક વાંચી રહ્યા છો અને બે મધુર બાળકો 'દાદાજી દાદાજી!' કરતાં તમારા હાથમાંથી ચોપડી ખેંચી લઈ ખોળામાં ચડવા ધમપછાડા કરી રહ્યાં છે—

અરે! હું તો ક્યાંની ક્યાં ઊતરી ગઈ.

નહિ તો

કાશીનાથ એ રીતે સ્વભાવે જરા વિચિત્ર છે. પણ મારી અને એની ગમતી બાબતોમાં કેટલું બધું સામ્ય છે! રજામાં હું તમારી પાસે આવી હતી ત્યારે પડોશના પેલા હેડ માસ્તરને ત્યાં મેં 'પિયા મિલનકો જાના'—વાળું ગીત સાંભળ્યું હતું. અહીં આવ્યા પછી તુરત જ મેં એ રેકર્ડ ખરીદી. કાશીનાથને પણ એ ગીત મારી જેટલું જ ગમી ગયું છે. ઓરડીમાં દાખલ થતાં જ એનું પહેલું વાક્ય એ જ હોય છે; 'પુષ્પા, ચલાવ પેલું પિયા મિલનકો જાના!' એ વેળા મને એને સંભળાવવાનું મન થઈ જાય છે કે 'એ ગીત સાંભળવાનું નથી; એ પ્રમાણે આચરવું પણ પડશે!'

"પણ એ શબ્દો કોઈ રીતે મારા મોં વાટે બહાર નીકળતા નથી!

"મારી પેઠે એને પણ વાદળી રંગ ખૂબ ખૂબ ગમે છે. ગુલાબ કરતાં મને જેમ રાતરાણીનું ફૂલ વધારે પસંદ છે તેમ તેને પણ—

"એક કહેતાં અનેક બાબતોમાં તેનું અને મારું ગમવાપણું બરાબર મળતું જ આવે છે! પણ...

"તમે કહેશો કે કોઈ બાબતમાં તારું અને એનું ગમવાપણું મળતું આવતું ન હોય એમાં હું શું કરી શકું?

"દાદા, એક વાત તમે નથી જાણતા. કાશીનાથને તમારા પ્રત્યે ખૂબ માન છે—તમારા પ્રત્યે ભક્તિભાવ છે. એનું સાચું રહસ્ય મને ગઈકાલે જ જાણવા મળ્યું. તમને તે ગુરુસ્થાને ગણે છે. ગઈકાલે હું તેને ત્યાં ગઈ ત્યારે મને જોતાં જ ટેબલ પર પડેલ એક ફાઈલ જેવું કશું એણે ઝાપભેર ટેબલના ખાનામાં સંતાડી દઈ ખાનાને તાળું મારી દીધું. હું તુરત પાસે પહોંચી મેં કહ્યું: 'કોઈના પ્રેમપત્રો લાગે છે!'

"તેણે હકારાર્થે ડોકું હલાવ્યું.

"મારી એ બનાવટ કરે છે એ તો હું તુરત સમજ ગઈ હતી. છતાં સંશયની વાત ભૂંડી છે દાંતમાં ભેરાયેલ કસ્તરની પેઠે માણસને એ શાંત રહેવા જ ન દે.

"મેં હઠ પકડી એટલે આખરે એણે ખાનું ખોલ્યું. અંદર એક નાનકડું આલ્બમ હતું. ઉપર લખ્યું હતું: 'મારા ગુરુદેવ.'

"મેં કાશીનાથને કહ્યું: 'ભારે લુચ્ચો લાગે છે! અંદર કોઈ નટીના ફોટા ગોઠવીને લોકોને ભરમાવવા માટે ઉપર 'ગુરુદેવ'નું લેબલ માર્યું છે, ખરું?'

"તેણે કશો ઉત્તર આપ્યો નહિ; માત્ર હસ્યો.

"એ આલ્બમનું ઉપરનું પૂઠું ઉઘાડતાં જ હું દિગ્મૂઢ બની!

"આલ્બમમાં પહેલો ફોટો ખુદ તમારો જ હતો! શાળાના કોઈ સંમેલનમાંથી એ એણે જુદો તૈયાર કરાવી લીધો હતો. આજ સુધી એણે એ હકીકત મારાથી છુપાવી રાખી હતી, પણ—"

*

એ શબ્દો પર આંખો ફરતી હતી ત્યાં તો દાદાની દૃષ્ટિમાંથી કાગળ જાણે સરકી ગયો. તેરચૌદ વર્ષની કિશોર વયના કાશીનાથની મૂર્તિ એમની કલ્પનાચક્ષુ સામે ખડી થઈ ગઈ. ગામમાં તાજેતરમાં જ એક સહભોજન એ વેળા થયું હતું. એમાં ભાગ લેવાને નિમિત્તે ગામના ઘણા લોકોએ દાદાનો બહિષ્કાર કર્યો હતો. પણ એ બહિષ્કારથી દાદા જરાયે ડગ્યા નહિ. ઊલટાનું બહિષ્કાર પોકારનારને ઊધડા લે તેવું એક જુસ્સાદાર જાહેર ભાષણ તેમણે આપ્યું. વ્યાખ્યાનને અંતે દાદા બોલ્યાઃ 'હરેક રૂઢિ–રિવાજની શરૂઆત કોઈ વિશિષ્ટ સંજોગોને કારણે થાય છે. પરંતુ એ કારણો વિલાઈ જવા છતાં રૂઢિ પાળવાનું જારી રાખવામાં કેવળ મૂર્ખાઈ જ છે. ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું! એવી ખંડિત મૂર્તિને મૂર્તિ ખંડિત બન્યા પછી તો એને જળસમાધિ આપી તેને સ્થાને નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરવી એ જ હરેક આદમીનું કર્તવ્ય બને છે!'

કોઈ ઊંચા ડુંગરની નજીક જતાં જેમ પોતાના જ બોલેલા બોલનો સામેથી મોટો પડઘો ઊઠે છે, તે પ્રમાણે વ્યાખ્યાનને દિવસે 'ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું!' વાળું વાક્ય વારે વારે દાદાના કાનમાં અથડાયા કરતું હતું.

તે રાત્રે એક બીજો વિચિત્ર બનાવ બન્યો. કાશીનાથ પટવર્ધન નામનો દાદાના વર્ગનો જ એક માફી વિદ્યાર્થી રૂમાલમાં ગુલાબનાં ફૂલો લઈને દાદાને ઘેર આવ્યો. એ કિશોરના મોંમાંથી કોઈ શબ્દો નીકળતા નહોતા, પરંતુ અતિશય ભક્તિભાવે એણે દાદાને ચરણે એ ફૂલોનો ઢગલો કર્યો. દાદાને મન શંકા થઈ આવી કે આ છોકરો ગાંડો તો નથી થયો! એ વિદ્યાર્થી બહુ જ ગરીબ છે તે દાદા જાણતા હતા; એક સસ્તામાં સસ્તી વીશીમાં એ જમતો હતો તેની એમને માહિતી હતી. જ્યારે દાદાએ જાણ્યું કે રાત્રે ભોજન ન કરવાનો નિશ્ચય કરી એ બચતમાંથી એણે ગુલાબનાં ફૂલો ખરીદ્યાં છે ત્યારે એમનું હૃદય હલી ઊઠ્યું—દ્રવી ઊઠ્યું. કાશીનાથ તો એક ગાડાની જેમ દાદાના મોં સામે તાકીને બેઠો હતો. આખરે દાદાએ એને પોતાને ત્યાં જ તે રાત્રે જમાડ્યો. વાળુ પછી ઘેર જતી વેળા એણે દાદાને કહેલું: 'ગુરુજી, આજના તમારા બોલ–તમારું પેલું વાક્ય મેં બરાબર મારા હૈયાના ઊંડાણમાં કોતરી રાખ્યું છે. એ વાક્ય હું કદી ય વીસરનાર નથી–'ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું!'"

એ રાત્રિનો આ બનાવ દાદાને અનેક વાર સાંભરી આવતો. પણ આ વિદ્યાર્થી કાશીનાથ એ જ પુષ્પાની શાળા માંડનો શિક્ષક કાશીનાથ પટવર્ધન હશે એનો ખ્યાલ તો પુષ્પાનો આ કાગળ વાંચતાં સુધી દાદાને કદી પણ આવ્યો નહોતો.

દાદાને મનમાં થયું: દૈવની ગતિ ખરેખર શેતરંજની રમતના સરખી છે. એની જેટલી ચાલની તૈયારી ઘણા વખત અગાઉથી જ

ગોઠવાતી હોય છે. પોતા પ્રત્યે આવો અજબ ભક્તિભાવ સેવનારા કાશીનાથ અને પુષ્પા વચ્ચે પ્રેમ બંધાય, એ ખરેખર ભારે આનંદદાયક ઘટના છે! પુષ્પા સારી રીતે ભણીગણીને ડિગ્રી મેળવે એ માટે દાદાએ પોતાની સઘળી મૂડી વાપરી નાખી હતી; પણ પરિણામ એવું આવ્યું કે પુષ્પાના લગ્નના સવાલનો સહેલો નિકાલ આવવાને બદલે એ પ્રશ્ન ઊલટો વધારે વિકટ બન્યો આથી પુષ્પા અને કાશીનાથ એક સ્થાને ભેટી ગયાં એ બિના દાદાને મન સદ્ભાગ્યની બની. બનવા જોગ છે કે પુષ્પા લખે છે તેમ કાશીનાથ જરા વિચિત્ર સ્વભાવનો પણ હોય; પણ એ પોતાના વચનને ઉથાપશે તો નહિ જ. કેટલા ભક્તિભાવે તેણે તે દહાડે પેલાં ફૂલો પોતાને ચરણે ધર્યાં હતાં!

એટલામાં પડોશમાં હેડમાસ્તરને ત્યાં કોઈએ ગ્રામોફોન ચાલુ કર્યું. ગીતની શરૂઆતના પાર્શ્વસંગીતના સૂરો કાને પડતા જ દાદાએ રોમાંચ અનુભવ્યો. એ એમનું મનગમતું ગીત હતું—पिया मिलनको जाना!

દાદા બારીમાં ઊભા રહી ગીત સાંભળવા લાગ્યા.

અભિસારિકાને તેની એક કોઈ સખી કહેતી હતી: 'ચાલ ઉતાવળી થા; જલદી કર. પ્રિયકરને મળવા ચાલ. સંભવ છે, રસ્તામાં કંટકો વેરાયેલા પડ્યા હોય;' સંભવ છે, મુશળધાર વરસાદ પડતો હોય!—પરંતુ પ્રેમ કંટકોથી ડરતો નથી, પ્રેમ વરસાદથી ડગતો નથી...'

દાદા મનમાં મનમાં બોલતા હતા: 'મારી પુષ્પા ખરેખર નસીબદાર છે! કાશીનાથ મારા વચનને ઉથાપશે નહિ જ!'

*

દાદા મુંબઈ પહોંચ્યા કાશીનાથને તેમણે પુષ્પાની ઇચ્છાઓ તેની અપેક્ષાઓ વગેરે બધું સારી રીતે સમજાવ્યું. તેમણે ધાર્યું હતું કે કાશીનાથ તો એવો જવાબ આપશે: 'દાદા! પુષ્પાએ વિના કારણે તમને અહીં મોકલ્યા. તેણે પોતે જ જો બધી વાત મને કરી હોત તોપણ—'

પરંતુ કાશીનાથે આવો કશો જ જવાબ વાળ્યો નહિ દાદાની સઘળી હકીકત સાંભળી લીધી પછી તેના મોં પર ઊલટાની વધારે ગંભીરતા છવાઈ.

દાદાએ માન્યું કે કદાચ કાશીનાથ શરમાતો હશે. તેમાં પણ થોડી વારે જ્યારે કાશીનાથે જ હસીને કહ્યું કે 'તમારી માગણીનો જવાબ હું સાંજે આપીશ,' ત્યારે તો તેમના દિલની પાકી ખાતરી થઈ ચૂકી કે સાંજે કાશીનાથ હકારમાં જ જવાબ આપશે. એના સંમતિદર્શક જવાબ પછી બંનેને એકાંતનો લાભ મળી શકે તે ખાતર સાંજે પોતે કયા મિત્રને મળવા જવાનું બહાનું આગળ ધરવું તે પણ તેમણે મનમાં ગોઠવી રાખ્યું.

*

સાંજે કાશીનાથ પુષ્પાની ઓરડીએ આવ્યો. વાદળી રંગની સાડી પહેરેલી પુષ્પાએ હાજર કરેલી ચા ને તેણે આવકાર આપ્યો અને પછી એક બીડેલો કાગળ દાદાના હાથમાં સેરવી તે ગ્રામોફોન તરફ વળ્યો પંકજ મલિકના સ્વરે વાતાવરણ જમાવ્યું: 'पिया मिलनको जाना।'

પણ અત્યારે પુષ્પાનું ધ્યાન એ સંગીતમાં નહોતું. દાદાના હાથમાંહેના પત્રમાં તેનું ચિત્ત પરોવાયું હતું—દાદાના મોં પર નિરાશા છવાએલ ઘેરી છટાએ તેના દિલને આવરી લીધું હતું.

દાદાએ લંબાવેલો કાગળ પુષ્પાએ પોતાના હાથમાં લીધો.

દરમિયાન કાશીનાથે રેકર્ડની બીજી બાજુ ચાલુ કરી હતી તેના ઘેરા સૂરો પથરાતા હતા—'यूं दर्द भरे...'

પુષ્પાને થયું, પોતાના અંતઃકરણમાંથી પણ એવા જ દર્દભર્યા સૂરો જાણે ઊઠી રહ્યા છે.

કાશીનાથે પત્રમાં લખ્યું હતું—

'મુરબ્બી દાદા સાહેબ!

'પુષ્પાને મેં છેતરી નથી જે પ્રેમ હું પુષ્પાને અર્પી શકું તેમ નથી તે તેને આપવાનો મેં કદી ઉચ્ચાર પણ કર્યો નથી.

'અલબત્ત અમે એકબીજાને ચાહીએ છીએ.

પરંતુ અમારાં ભાવિ જીવનનાં સ્વપ્નો વિષે પૂછશો તો તે સાવ ભિન્ન ભિન્ન તરેહનાં છે. એને બંગલામાં જીવન વ્યતીત કરવાનું ગમે છે; મને ગરીબગુરબાંઓનાં ઝૂંપડાંઓમાં આથડવાનું પસંદ છે. મજાનાં ગભરુ બાળકો અને પૈસાદાર પતિ મળતાં તે સુખી થશે; પ્રેમાળ પત્ની અને ગભરુ બાળકો મને સંતોષ આપી શકે તેમ નથી.

'પુષ્પા મને કહે છે, ચાલો રાત્રિના દસના સિનેમા શોમાં જઈએ. પણ હું જે રાત્રિશાળાનો વર્ગ ચલાવી રહ્યો છું—એમાં ચીંથરે હાલ દશાનાં પણ જીવતાં જાગતાં હૈયાવાળાં જે માનવીઓ આવે છે—આવતી કાલની સુખી દુનિયાનાં એનાં સ્વપ્નો—સિનેમાની કેવળ બનાવટી પ્રેમકથાઓ કરતાં મને આ બધી બાબતો વધારે આકર્ષે છે.

'હું કેવળ રુક્ષ જિંદગી જીવવા નથી માગતો; અરસિક રહેવું મને પણ નથી ગમતું. સંગીત મને પ્રિય છે; ફૂલો મને આકર્ષે છે. વાદળી સાડી પહેરેલી પુષ્પા વેણીમાં રાતરાણીનાં ફૂલો ખોસે છે ત્યારે મને એમ થઈ આવે છે કે હું કવિ થયો હોત તો ઘણું સારું! પણ મને જેમ રુક્ષ અગર અરસિક જીવન નથી ગમતું, એટલે જ અંશે વિલાસી અને રંગેલ જીવન પણ હું નથી ઇચ્છતો. સુખી ગૃહસ્થ જીવન કાજે હું આદર્શનો ત્યાગ કરવા નથી માગતો.

'દાદા! તમે મને એવી સલાહ જરૂર આપવાના કે પૈસા કમાઈને પણ શું સમાજસેવા નથી થઈ શકતી! એક સામાન્ય શિક્ષક હોવા છતાં હું હરિજનોના હકો માટે શું નહોતો ઝૂઝ્યો! તું પણ એવું કંઈક કરી શકે.'

'દાદા! મારા જીવતરને ઉચ્ચગામી કરનારા પ્રથમ ગુરુ જરૂર તમે જ છો.

'દસબાર વરસો પહેલાં તમે જે જાતની સમાજસેવા કરી દાખવી હતી તે એ કાળે યથાર્થ જ હશે. પણ આજે—

'દાદા! મુંબઈમાં આજે લાખો માનવીઓ કબૂતરખાનાંનાં પંખીઓની જેમ દિવસો કાઢે છે. ગામડાંઓમાં કરોડો જીવો રસ્તે રખડતાં બિલાડીનાં બચોળિયાંની પેઠે રવડે છે. આ બધું આમ ને આમ ચાલવા દેવું છે?

'તમારા તે દહાડાના શબ્દો હજી મારા કાનમાં ઘૂમે છે: 'ખંડિત થયેલી મૂર્તિની કોઈ પૂજા નથી કરતું.'

'સમાજસેવાની તમારી પેઢીનો એ આદર્શ એક ખંડિત મૂર્તિ જેવો છે. પુષ્પાની સુખી જીવનની કલ્પના પણ આવી ખંડિત મૂર્તિ જ છે. મારું દિલ આ તરેહની ખંડિત મૂર્તિને પુષ્પો ચઢાવવાની આજે ના પાડે છે. હું કોઈ નવી મૂર્તિ—'

પુષ્પાએ કાગળમાંથી ઊંચે દૃષ્ટિ કરી. તેની આંખો આંસુથી છલકાઈ રહી હતી.

પંકજ મલિકના મધુર કંઠે રેલાતા સૂરો વાતાવરણને નવરાવી રહ્યા હતા; કાશીનાથ તલ્લીન બની માથું ડોલાવતો હતો.

'સંભવ છે,' તારે રસ્તે કંટકો વેરાયલા પડ્યા હોય; સંભવ છે, મૂશળધાર વરસાદ પણ વરસતો હોય. પરંતુ પ્રેમ કંટકોથી ડરતો નથી; વરસાદથી ડગતો નથી. ચાલ, આગેકદમ બઢાવ; ઉતાવળ કર.'

[ શ્રી. વિ. સ. ખાંડેકરની મરાઠી નવલિકા પરથી

---

મુંબઈ, બ્રિટીશ ઇન્ડિયા અને દેશી રાજ્યોમાં
હુકમનામાં કરાવવા, લેણું વસુલ કરવા
લખો યા મળો
મગનલાલ એચ. ભટ્ટ
આંતરપ્રાંતીય નિષ્ણાત, વ્યાપાર-પ્રતિનિધિ,
દાવા-નિષ્ણાત અને વિમા-એજન્ટ.
ખબ્બર બિલ્ડીંગ, સી. પી. ટેન્ક : મુંબઈ – ૪

# ધી ટેક્સટાઇલ ટ્રેડીંગ એજન્સી લીમીટેડ

ભાવનગર

S E A L O F



Q U A L I T Y

અમો અહીંની પ્રખ્યાત મિલો
ધી મહાલક્ષ્મી મીલ્સ લી. તથા
ધી માસ્ટર સીલ્ક મીલ્સ લી.ના
ઉત્પન્ન થતા સુતરાઉ તથા આર્ટીફીશીયલ
સીલ્ક કાપડના સોલ ડીલર્સ છીએ
આ બન્ને મીલોનું સુંદર સસ્તું અને
ટકાઉ કાપડ સૌરાષ્ટ્રમાં જ નહીં પરંતુ
સારાએ હિંદુસ્તાનમાં જાણીતું છે.

ફરી કંટ્રોલ પદ્ધતિ દાખલ થવાથી હાલ તો
અમો સુતરાઉ કાપડ આપી શકીએ
તેમ નથી. પરંતુ આર્ટ સીલ્ક કાપડ
આકર્ષક ડીઝાઈનો તથા દરેક જાતનું
દરેકના ખીસ્સાને પોસાય તેવું વાપરવાની
અમારી ખાસ ભલામણ છે જથ્થાબંધ
માલના ભાવતાલ તથા નમુના માટે લખો.

માનવાડી
ભાવનગર

શાંતીલાલ મયાભાઈ
એજન્ટસ.

# અનુભવ

રમણીક મેઘાણી

ત્યારે હું સરકારી નોકરીમાં હતો. એક મોટા એવા શહેરની મુખ્ય ઇસ્પિતાલનો ભાર માગ પર હતો. એક દિવસ બાજુ બાજુની બે કેબિનમાં બે દરદી આવ્યા. અમારે ત્યાં તો બધું કામ જ દરદીને અંગે, એટલે આમાં કંઈ કંટાળવા યા મૂંઝાવા જેવું નહોતું, છતાં એ દરદીને અંગે હું જરા મૂંઝવણમાં પડી ગયો. મારી મૂંઝવણનું કારણ એ દરદીઓ નહિ પણ એમના પિતાઓ હતા.

એ બેમાં એક હતા દાક્તર. મારી ભૂલ-ખામી શોધવા એ સદા તત્પર રહેતા. બીજા કોણ હતા ને શું કરતા તેની મને ત્યારે ખબર પણ નહોતી. એ એકદમ ગભરુ ને ભલાભોળા વૃદ્ધ હતા. નિત્ય પૂજા-પાઠ ને સ્નાન-સંધ્યા કરતા. ઉમ્મરમાં મારાથી સારી પેઠે મોટા હતા, માથાના વાળ પૂરેપૂરા ધોળા થઈ ગયા હતા, છતાં યે હું જાઉં કે તુરત આદર આપવા ઊભા થઈ જાય, જે બે-ચાર પ્રશ્નો પૂછે તે પણ ખૂબ જ સંકોચપૂર્વક. એ ખૂબ જ ખાનદાન પુરુષ લાગતા. એમને કારણે મારે મૂંઝાવું પડતું એમની મારા પરની અતિ-નિર્ભરશીલતાને લીધે જ. એ ભલા માણસ સંપૂર્ણપણે મારા પર ભરોસો મૂકીને બેઠા હતા. મારી પ્રત્યેક સૂચનાનું અક્ષરશઃ પાલન કર્યે જતા. એમના ચહેરા પર જરા યે ગભરાટ કે મૂંઝવણ દેખાતા નહિ, જ્યારે દરદી એમનો એકનો એક પુત્ર હતો, અને દરદ ટાઇફોઇડનું હતું.

બંને દરદી ટાઇફોઇડના હતા.

દાક્તરબાબુના પુત્રની દવા ને સારવાર દાક્તરબાબુ સાથે સલાહ કરી એમનો અભિપ્રાય લઈને જ કરતો, પરંતુ તેમ છતાં એમને સંતુષ્ટ નહોતો કરી શકતો એ એક અતિ આધુનિક વિલાયતી-ગ્રંથ લાવી, તે પ્રમાણે રહેવા માગતા હતા, પણ અમારી ઇસ્પિતાલમાં એટલી સગવડ નહોતી. વારંવાર તેઓ અફસોસ કરતા કે-' આહા કલકત્તા લઈ ગયા હોત તો કેવું સારું થાત. ' જો કે કલકત્તા ન ગયા છતાં કલકત્તાનો લગભગ બધો સરંજામ ટપાલ ને તાર દ્વારા, રેલ્વે મારફત અને ઉપરાંત માણસ મોકલીને અહીં એકત્ર કરી ચૂક્યા હતા. તેમ જ પત્ર દ્વારા કલકત્તાના બેચાર વિખ્યાત ચિકિત્સકોના અભિપ્રાય ને સૂચનો પણ મેળવી ચૂક્યા હતા. એ કર્તવ્યપરાયણ સજ્જન તેમના પુત્રની સારવારમાં મારાથી થતી ત્રુટિ શોધવામાં રજમાત્ર જતું કરતા નહિ.

પરંતુ પાસેની કેબિનમાંના વૃદ્ધ તદ્દન નિર્વિકાર હતા. એમની પાસે ન હતો જરા યે અશોભીતો આડંબર કે ન હતી જરાયે અકારણ અધીરાઈ. એ એકલા જ મૂંગેમૂંગા શાંતિપૂર્વક પોતાના પુત્રની ચાકરી કર્યે જતા હતા હું જે કરવા કહેતો તે વિના કંઈ દલીલ-ચર્ચાએ મન દઈને કરતા રહેતા.

દાક્તર બાબુની અતિ વૈજ્ઞાનિકતા અને આ વૃદ્ધની અતિ-નિર્ભરશીલતા આ બંને મને અકળાવી મૂકતી.

દાક્તરબાબુ મારા જૂના પરિચિત છે, અને નજદીકના એક શહેરમાં પ્રેકટીસ કરે છે. એમનો પુત્ર અહીં હોસ્ટેલમાં રહી કૉલેજમાં અભ્યાસ કરે છે. હોસ્ટેલમાં જ તાવ આવવા લાગ્યો. તાવ વધવાથી અને બીજે ફેરવવાનું મુશ્કેલ લાગવાથી મારી સલાહ મુજબ એને અહીં ઇસ્પિતાલમાં લાવવામાં આવ્યો, દાકતર પણ સકુટુંબ આવી પહોંચ્યા હતા. દિવસમાં નહિ નહિ તો ય દસ વાર તો મારે દરદીને જોવા જવું જ પડતું. જરા ટેમ્પરેચર વધે, જરા થોડી વાર આંખો વીંચી રાખે, જરા બબડાટ થતાં કે જરા ઉધરસ આવતાં જ મને બોલાવવા માણસ છૂટતો. હું દરેક વેળા જતો અને પ્રત્યેક વાર એમના અફસોસ-ઉદ્ગાર સાંભળતો-' આહા, સમયસર જો કલકત્તા લઈ ગયા

'હોત ! એમનાં પત્નીનો અફસોસ તો એમનાથી યે વધી જતો. નીલરતન સરકાર એની સહિયરની માના ખુદ્ર ફૂલનો કંઈક સગો થતો હતો.

બીજી બાજુ પેલા વૃદ્ધ આ બાજુ નવાસવા જ આવ્યા હતા. અગાઉ એમને કદી દીઠા યે નહોતા. પૂછીને જાણ્યું હતું કે એમના આ પુત્રની નોકરી અંગે તેને લઈને તેઓ અહીં આવીને એક ધર્મશાળામાં ઊતર્યા હતા. છોકરાને ધર્મશાળામાં જ તાવ આવ્યો. તાવ વધતાં એને અહીં ઇસ્પિતાલમાં દાખલ કરાવવો પડ્યો.

બન્ને દરદીને ટાઈફોઈડ એનો પૂરેપૂરો પ્રતાપ બતાવતો અનિવાર્ય ગતિએ આગળ વધતો હતો.

*

એક દિવસ મોડી રાતે કોઈ બોલાવવા આવ્યું: 'જલદી ચાલો એકવાર, જલદી.'

ડાક્તર બાબુ પોતે જ હાંફળાફાંફળા દોડી આવ્યા હતા.

'હેમોરેજ' શરૂ થયું છે, ચાલો જરા જલદી–'

લગભગ દોડતો જ ગયો. હેમોરેજ નિવારવાના બધા ઇલાજો લેવા છતાં આમ બન્યું. હતું. લોહીની આકરી ઊલટી થઈ હતી.

ડાક્તર બાબુએ મને પૂછયું: 'વિટામિન સિ એમ્પુલ' બીજી છે તમારી પાસે? મારી પાસે તો કલકત્તાથી જે થોડી લાવ્યો હતો તે બધી ખલાસ થઈ ગઈ છે...'

'મારી પાસે પણ ખલાસ છે.' મેં જણાવ્યું.

'કોંગો રેડ?'

'નથી.'

'અહીંની કોઈ દુકાનમાં પણ નથી. સાંજે તપાસ કરી જોઈ હતી. ગઝબની ભૂલ થઈ છે. કલકત્તાથી લાવી રાખી હોત તો સારુ થાત'

થોડી વાર મૂગા રહી સક્ષોભ એ બોલી ઊઠયા: 'અરે! કેવું તદ્દન 'બેકવર્ડ' સ્થળ છે!'

બીતા બીતા મેં કહ્યું: 'જરા મોર્ફિન આપ્યું હોય તો?'

'મોર્ફિન આપ્યું, કેલ્શિયમ આપ્યું, સિરામ આપ્યું, સ્ટિપટિસિન આપ્યું, અને એ પછી તમને બોલાવવા આવ્યો હતો...'

બીજું કંઈ કરવાનું નહોતું આઇસ બેગ પેટ ઉપર રાખી જ હતી. મૂંગેમૂંગો ઊભો રહ્યો. ડાક્તર બાબુએ ફરી પૂછયું: 'કોંગો-રેડ અહીં ક્યાંય નહિ મળે શું? ડાક્તર ભાદુડી તો બહુ અપટુડેટ છે, એની પાસે નહિ હોય?'

'કંઈ નક્કી ન કહેવાય.'

'પ્રયત્ન કરી જોઉં'

એમણે ક્યાંકથી એક મોટર બાઇકનો જોગ કર્યો હતો. થોડી વારે એ ગર્જના કરી ઊઠી. ફટ્ ફટ્ કરતાં રાત્રિના અંધારાને ચમકાવતા 'કોંગો રેડ'ની શોધમાં તેઓ નીકળી પડ્યા.

...મૃત્યુ સમયે પુત્ર સાથે છેલ્લો મેળાપ પણ એમને ન થયો.

છોકરાની મા એના ઓશીકા પાસે બેઠી હતી ખરી, પરંતુ તેના મોંમાંથી મૃત્યુપથના યાત્રીને કાને એકાદ આશ્વાસન-વાક્ય પણ ન નીકળ્યું. એ બેઠી એટલી વાર માત્ર હાહાકાર કરતી હતી

'આમ અધવચ્ચે તારો જીવ જશે એમ તો સ્વપ્ને યે નહોતુ ધાર્યું રે દીકરા ઓ મારા...'

થોડી વાર પછી જે માનવી સદાને માટે આ દુનિયા છોડી જનાર છે તેના કાન પાસે આવો એકધારો આર્તનાદ!

એને બીજે દિવસે જ્યારે તેઓ ચાલ્યા ગયા, ત્યારે મને આભારના બે શબ્દો સરખા પણ કહી ન ગયા. જાણે હું જ અપરાધી ન હોઉં.

*

બે દિવસ પછી ઇસ્પિતાલની નર્સે આવી ખબર આપ્યા કે ટાઇફોઇડના પેલા બીજા દર્દીની સ્થિતિ પણ સારી નથી. નાડી સવારથી બગડવા માંડી છે. ગ્લુકોઝનાં ઇન્જેક્શન આપ્યા છતાં યે કંઈ ફેર નથી. સવારે એકવાર જોઈ આવ્યો

હતો. પછી આખા દિવસમાં કંઈ ખબર નહોતા મળ્યા. નર્સની વાત સાંભળી સીધો ત્યાં ગયો.

જોયું તો છોકરાની મા આવી છે ને ઓશીકા પાસે બેસીને મૂંગેમૂંગી રડી રહી છે. વૃદ્ધ ભારે સાદે ગીતાનો પાંચમો અધ્યાય વાંચી રહ્યા છે. છોકરાને શ્વાસ ઊપડ્યો છે.

મને જોતાં વૃદ્ધ હસતે મોઢે બોલ્યાઃ 'આવો દાક્તર બાબુ, તમે ઘણી મહેનત કરી છે. હવે આ છેલ્લું કામ કરો. તમારી ચરણ-રજ એના માથા પર પડવા દો......ને આશીર્વાદ આપો કે જેથી એની બધી વેદના હવે અવસાન પામે, એની બધી ગ્લાનિ જેથી દૂર થાય...'

છતાં હું એમ ને એમ ઊભો રહ્યો.

'આવો.' મને અચકાતો જોઈ વૃદ્ધે ફરી કહ્યું: 'અચકાવ છો શા માટે? તમે બ્રાહ્મણ છો, આ સમયે એને તમારી ચરણરજની જ તો જરૂર છે. ચાલો, જોડા ઉતારો...એને સરખી રીતે...આખા માથા ઉપર ચરણરજનો સ્પર્શ આપો–ચાલો.'

અને પછી પોતાની પત્ની તરફ ફરીને એમણે કહ્યું: 'તને રડવાનો વખત તો બીજો ઘણો યે મળશે...હવે એને હરિસ્મરણ કરાવ. દીકરો જાય છે. એને પાથેય આપ, ભાતું બંધાવ.'

છેલ્લી પળોમાં ઇન્જેક્શન આપીને દર-દીને બચાવવા તો આજ સુધી ઘણી વાર મથ્યો છું, પરંતુ તે દિવસે એવી ઇચ્છા ન થઈ. એકાએક જાણે મારું દૃષ્ટિપરિવર્તન થઈ ગયું. વૃદ્ધની વાત હું અમાન્ય કરી ન શક્યો. વળી વળી જોડાની વાધરી ખોલવા મંડ્યો.

વળતે દિવસે વૃદ્ધ ઇસ્પિતાલમાં એક હજાર રૂપિયાનું દાન આપી ચાલ્યા ગયા. ચેક વટાવવા જતાં ખબર પડી કે એ વૃદ્ધ વિલાયતી ડિગ્રી-ધારી એક રિટાયર્ડ સિવિલ સર્જન હતા.

[શ્રી. બનફૂલની નવલિકા પરથી


અનેક રોગની એક જ દવા જીવનધારા

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, સંધિવા અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત–દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ–પેડુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, લૂ લાગવી, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતનાં દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૧ાા, વચલી બાટલી રૂ. ૧ અને નાની બાટલી રૂ. ૦ાાૢ પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'વિનસ' નં. ૩૦૨

જે. એન. શેઠના : નડીઆદ


પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો

## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ ચ્યવનપ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

## વૃદ્ધ-યુવાન બાળક

સૌ કોઈ

**આજથી જ આજમાવો**

જીવનમાં:—
અતિ આવશ્યક
સ્વાદિષ્ટ
પૌષ્ટિક—ખોરાક
એ જ

# જીવન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

||

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

# રોમાન્સ

મણિલાલ અલગારી

છોટાનાગપુર રાજ્યના જે ખ્યાતિહીન સ્ટેશને હવાફેર કરવા ગયો તેનું નામ નહીં કહું પણ હવાફેર કરનારા વેપારીવર્ગને આ સ્થાનની ખબર નથી પડી. હજી પણ ત્યાં રૂપિયાનું ચારશેર દૂધ અને બે આનામાં એક હૃષ્ટપુષ્ટ કૂકડો મળે છે.

પણ ચંદ્રમાં ય કલંક છે. કવિની ભાષામાં કહીએ તો મિત્ર વિના મૈત્રી નથી. સાંજવેળા હૈયું ખોલીને બેચારો વાતો કરીએ એવું કોઈ ત્યાં ન મળે. પોસ્ટ માસ્તર છે ખરા, પણ તેઓ આધેડ અને બહુ ગરમ સ્વભાવના છે. એ સિવાય સ્ટેશનમાં માલગાડીના માસ્તર પણ બંગાળી છે. પણ માલગાડીના માલમાં અને ઓફિસની લખાપટ્ટીમાં એવા તો ગૂંથાઈ ગયા છે કે સામાજિક મનુષ્ય હિસાબે તેમનું જરા ય અસ્તિત્વ રહ્યું નથી.

દૂધ અને કૂકડાનું માંસ સસ્તું હોવા છતાં બહુ કંટાળી ગયો હતો દિવસ અને રાત માંડ માંડ વીતતાં પણ બપોર તો કેમે ય વીતતી નહોતી. યુવાવસ્થામાં વાનપ્રસ્થ લેવાનો જે વિધિ કવિ ટાગોરે બતાવ્યો છે તેમાં સખા કે સખી રાખવાની જોગવાઈ હોય તો મને વાંધો નથી. નહિ તો એ વિચાર પૂરેપૂરો સ્વીકારવો મારે માટે શક્ય નથી. યુવાવસ્થામાં એકલા હવાફેર કરવા આવતા એકલાપણાનું આકરાપણું હું અનુભવી શકયો છું.

પણ બેચાર દિવસ વિતાવ્યા પછી બપોર ને સાંજ ગાળવાનો એક નવો જ ઉપાય શોધી કાઢયો. ગામનું સ્ટેશન નિર્જન સ્થળમાં હતું, જો કે કોઈ જાતનું છાપરું નથી. થોડા ઊંચા ને લાંબા પ્લેટફોર્મ ઉપર એકબે બાંકડા પડયા છે.

એક દિવસ બપોરે તદ્દન હતાશ થઈ એ બાંકડા ઉપર જઈ બેસી ગયો. થોડી વારે સ્ટેશનમાં થોડી ચંચળતા દેખાઈ અને તરત જ ખડખડાટ કરતો પશ્ચિમ તરફથી કલકત્તાનો મેલ આવી પહોંચ્યો. ઉતારુ કે બેસારુઓમાં ચડવાઊતરવાની અધીરાઈ નહોતી એમ કહીએ તો ચાલે, પણ આખી ગાડી મનુષ્યજાતિના જાત જાતના માણસોના સમાવેશથી ગુલઝાર લાગતી હતી. બારીઓમાંથી અનેક પ્રકારનાં સ્ત્રીપુરુષો ડોકાં લંબાવી કલરવ કરી રહ્યાં હતાં. પહેલા અને બીજા વર્ગમાં બેચાર અંગ્રેજ સાહેબ અને મડમ પોતાની ચારે કોર સ્વતંત્રતાનું દુર્ભેદ્ય કૂંડાળું રચી ભારે મુખે બેઠાં હતાં. પરસેવે રેબઝેબ અને અડધા ઉઘાડા દેહવાળો ડ્રાઈવર જાણે એકાદ દંગલ કુસ્તી ખેલી ક્ષણ માટે અખાડામાંથી બહાર આવી ઊભો હતો. એ બધું જોઈને મને એમ લાગ્યું કે લોઢાના પિંજરામાં પૂરેલું સરકસ દોડતું દોડતું આવીને મારી સામે ઊભું રહ્યું.

એક મિનિટ થોભી ટ્રેનરાક્ષસી છૂટી. અહીં એનું કંઈ કામ ન હતું. માત્ર હાંફ ઉતારવા થોડું ઊભું રહી હતી.

પરંતુ એ મારા મન ઉપર થોડું ઘેન ચડાવતી ગઈ. અકસ્માતની જેમ આવીને આમ હાજર થવું અને પાછા એની જ રીતે ઓચિંતા પલાયન થવું એમાં જાણે કંઈ રોમાન્સ રહ્યો છે. જીવનના એકધારા પ્રવાહમાં આવી વિવિધતા પ્રાણને ઢંઢોળીને જાગ્રત કરે છે—એનું જ નામ રોમાંસ ને !

પાછું સ્ટેશન ખાલી થઈ ગયું. થોડી પ્રફુલ્લતાભેર ઊઠું ઊઠું કરું છું ત્યાં ટનનન કરતો સ્ટેશનનો ઘંટ વાગી ઊઠયો. ડોક લંબાવી ચમકીને જોયું તો ઊલટી દિશામાંથી ટ્રેન આવતી હતી. વળી પાછો બેસી ગયો.

એ પણ મેલ હતો. કલકત્તા તરફથી પશ્ચિમ તરફ જતો હતો. પેલા જેમ જ જાત જાતના માણસોથી ભરપૂર. પ્રત્યેક બારીના ચોકઠામાં



એક—કહે છે દિલ્હીમાં પંડિત જવાહરલાલ નહેરૂએ પોતાની ઓફિસની બહાર એક પેટી રાખી છે. જે કોઈને રાજકારભાર બાબત ફરિયાદ કે સૂચના કરવી હોય એ લખીને તે પેટીમાં નાખે અને પછી પંડિતજી આવી સૂચનાઓ સંબંધે વિચાર કરે.

બીજો—સરદાર પટેલે આવી જાતની કોઈ પેટી રાખી છે કે નહીં?

એક—ત્યારે નહીં, સરદારે તો પંડિતજી કરતાં પણ મોટી પેટી રાખી છે......પણ એને તળિયું નથી.

*   *

એક—આવા જમાનામાં તો જેઓ નથી જનમ્યા તે જ નસીબદાર છે.

બીજો—પણ એવા કેટલાક હશે?

(પંચ કલમના નાટકમાંથી)



ચલચિત્રનું એક દૃશ્ય. ત્યાર પછી પિંજરામાં પૂરેલું એ લાંબું સરલસ લોખંડ-લક્કડ ને વરાળ-કોલસાનો જયજયકાર કરતું ચાલ્યું ગયું.

સ્ટેશનમાં તપાસ કરી તો માલમ પડ્યું કે આજે હવે બીજી કોઈ ગાડી આવવાની બાકી નથી. સીટી વગાડતો વગાડતો ઘર તરફ વળ્યો.

બીજે દિવસે સાંજે ફરીને ગયો. એમ કરતાં કરતાં એ એક રોજની ટેવ થઈ ગઈ. એવું થયું કે ઘડિયાળમાં કાંટો પાંચના આંકડા તરફ સરે કે મારા બંને પગ પણ અનિવાર્ય ખેંચાણે સ્ટેશન તરફ ચાલવા લાગે.

અર્ધો કલાક સ્ટેશને બેસી એ જ ગાડીની આવજા દેખી તૃપ્ત મને ઘરે પાછો ફરતો. કોઈ ગાડી કદી જરા મોડી આવે તો ચિંતાતુર થઈ જતો. મારી હૃદયથી મને જ હસવું આવતું પણ ઉતાવળ દબાવી શકતો નહોતો. ગાડી સમયસર આવે ન આવે તેની થોડીક જવાબદારી જાણે મારે માથે હોયની!

એક દિવસની વાત બરોબર યાદ છે. ફાગણના દિવસો હતા. સ્ટેશન પાસેના કેસુડાંના પાંદડાંમાં મંદમંદ પવન સંતાકૂકડી રમતો હતો. થોડીક વાદળીઓ આથમતા સૂર્યમાંથી રંગ લઈ ચારે કોર ઉડાડતી હતી. પવન પણ ગુલાબી થઈ ગયો હતો. ચારે કોર જે પ્રકાશ પથરાઈ ગયો હતો તેમાં એવી તો ઉદ્દીપ્તતા હતી કે સામાન્ય છોકરી પણ બહુ સુંદર લાગે.

સ્ટેશને જઈને બેઠો છું. મનમાં પેલા ગુલાબી રંગની લહેર લાગી ગઈ છે. એવે વખતે પાવો વગાડતો કલકત્તાનો મેલ આવીને ઊભો રહ્યો. ગાડીનો જે ડબ્બો બરોબર મારી સામે આવીને ઊભો તેની એક બારીએ મારી આંખો ખેંચી લીધી.

બારીના ચોકઠામાં એક છોકરી બેઠી હતી. ઢળતો ગોધૂલિનો પ્રકાશ એના મુખ ઉપર પડતો હતો એ ખરું. પણ ન પડતો હોત તો ય કંઈ બાકી ન જણાત. આવું મધુર મુખ ક્યારેય જોયું નથી. વાળ અવ્યવસ્થિત રીતે ખોલેલા ને આંખો સ્વપ્ન-ભરપૂર. મારી ઉપર એની નજર પડી પણ તો ય મને જોઈ શકી નહીં. એની દૃષ્ટિ બહાર નહોતી યૌવનના અભિનવ સ્વપ્નરાજ્યમાં એનો નૂતન પ્રવેશ થયો હતો. એનું જ ઘેન એની આંખમાં ચડેલું હતું. આજ તે મનોવનમાં વિહરે છે. હિયા-અંતરનું સૌભાગ્ય ચંચળ થઈ ગયું છે. શિશુ-રુદ્ધ નિર્ઝરિણીની માફક માર્ગ શોધે છે પણ શિલા ભાંગી નાખવાની હિંમત હજી ચાલતી નથી. યૌવનના કિનારે આવતા તેના બંને પગો ન યશૌ ન તસ્થૌ થઈ ગયા હતા.

પણ ગાડીને ન યશૌ ન તસ્થૌ નથી. એક મિનિટ ઘડીકમાં વીતી ગઈ. ગાડી ગુલાબી વાયુમાં ચાલવા લાગી. મારી દૃષ્ટિનું બાર-લોખંડની ગાડી ખેંચવાનો પ્રયત્ન કર્યો પણ ગાડી થંભી નહીં.

ત્યાર પછી કેટલી ય વખત ત્યાં બેસી રહ્યો

પશ્ચિમ તરફ જતી ગાડી ક્યારે આવીને ક્યારે આવી ગઈ એનો ખ્યાલ પણ ન રહ્યો. જાગ્રત થઈને જોયું તો ફાગણનો હળવો પવન ત્યારે પણ કેશુડામાં રમી રહ્યો હતો પણ આકાશનો પેલો ગોધૂલિનો પ્રકાશ ક્યારનો ય વિલીન થઈ ગયો હતો.

રાતે પથારીમાં સૂતાં સૂતાં વિચારવા લાગ્યો. એ છોકરી બંગાળી છે એ તો ચોક્કસ. આવું સુકુમાર મુખ બંગાળી છોકરીઓ સિવાય હોય નહીં. પણ આવે છે તો પશ્ચિમ તરફથી ! તે શું ! પશ્ચિમમાં તો ઘણા બંગાળીઓ રહે છે. ક્યાં જતી હશે ! કદાચ કલકત્તા. અથવા તે પહેલાં પણ ઊતરી જાય. ક્યાં ? બર્દવાન ? ચંદ્રનગર ? બંગાળ તો કંઈ એટલામાં નથી સમાઈ જતો. આ વિશાળ જનસમુદ્રમાં ઝાકળના બિંદુની જેમ તે ક્યાંય મળી જશે.

આમ સ્વગત વાતચીત શરૂ થઈ. મારું મન મારી પોતાની પાસે પકડાઈ ગયું છતાં પણ જરા ય શરમાયું નહીં. હવે તો ક્યારેય મેળાપ થશે ? એક અંગ્રેજી વાક્ય યાદ આવ્યું: Ships that pass in the night ! ના, એ બની જ ન શકે, માત્ર એકવાર જોવા માત્રથી જે મનના ઊંડાણમાં ઊતરી ગઈ તે શું સદાને માટે અદૃશ્ય થઈ જશે ! હવે એને શું ક્યારેય જોઈ નહીં શકું ! અદ્ભુત ! એવા તો ઘણાય માણસોને દરરોજ જોઉં છું. કોઈનીય સામે ફરી જોવાની ઈચ્છા પણ થતી નથી. દર્પણથી દૂર જતાં જેમ પડછાયો અલોપ થઈ જાય છે તેમ તે બધા મનમાંથી ભૂંસાઈ જાય છે. પરંતુ આ છોકરીએ એક મિનિટમાં મારું સમગ્ર મન કેવી રીતે રોકી લીધું !

‘તે કુમારી હશે’ મારા મને કહ્યું. સેંથીમાં સિંદૂર નહોતું કે માથે સાડી પણ ઓઢી નહોતી. એ હોઠ પણ જાણે અનાઘ્રાત (વણસૂંઘેલા) કોમળ કિસલય જેવા...

ત્યારે ! કોણ કહી શકે ! જગતમાં એવા સેંકડો વિચિત્ર બનાવો બને છે. કદાચ મારે જ માટે તે ..

એક—તમે કોઈ દિવસ ઘોડદોડ જોએલી ?

બીજો—હા એક વાર મુંબઈ ગયો હતો ત્યારે મહાલક્ષ્મી પર ગએલો.

એક—તે તમે એમાં દોડ્યા હતા ?

બીજો—મારો ખાસ કાંઈ વિચાર નહોતો ...પણ મારું ટીપણું પડી ગયું તે લેવા નીચો વળ્યો ત્યાં કોઈ બાપુએ મારા પર પલાણ નાખી દીધું..

એક—પછી શું થયું ?

બીજો—શું થાય, આ મારે રેસમાં બીજા આવવું પડ્યું.

*   *

એક—તમે જાણો છો નાટક કરતી વખતે પડદા શું કામ બાંધવા પડે છે તે ?

બીજો—તમે જાણો છો બ્રાહ્મણોને જમવા જતી વખતે મુગટા શું કામ પહેરવા પડે છે તે ?

(મંગ કલભના નાટકમાંથી)

મન એના વિચારમાં માધુર્યની હોળી રમવામાં મત્ત બની ગયું.

બીજે દિવસે ટેવ પ્રમાણે પાછો સ્ટેશને ગયો. બેય ટ્રેન સામસામી ચાલી ગઈ પણ મેં એમને બરોબર જોઈ જ નહિ. મારા મન અને ઇંદ્રિયો અંતર્મુખ બની ગયાં હતાં. બાહ્ય જગત જાણે છાયામય બની ગયું હતું.

એકાએક મારા મનમાં એક વિચાર વીજળીવેગે રમી ગયો. કોને ખબર છે ! કદાચ આ રસ્તે જ તે પાછી ફરે. ક્યાંથી આવી ને ક્યાં ગઈ તે જાણતો નથી તેમ છતાં આ જ રસ્તે તે પાછી ફરવાની !

બીજે દિવસે મારું મન સજાગ થઈ ગયું પણ આજ સુધી જે કુતૂહલ વ્યક્તિગત નહોતું તે હવે તદ્દન વ્યક્તિગત બની ગયું. પશ્ચિમ તરફ જતી ગાડી આવે એટલે હું શાંત બેસી.

શકતો નહીં. ગાડી થોડી વાર જ થોભતી છતાં બધી બારીઓ જોઈ વળતો. બારીમાં કોઈ છોકરીનું મોઢું જોઉં કે હૈયું એકાએક ધડકી ઊઠતું. પણ પછી તરત જ ખબર પડતી કે આ તે નથી.

ક્યારેક ક્યારે મનમાં સંદેહ થાય છે. આઠ્ઠાડિયું વીતી ગયું તોય પાછી તો ન ફરી ! ત્યારે તે શું બીજે રસ્તે પાછી ગઈ હશે ? અથવા ન ફરે તો ? કદાચ હંમેશ માટે બંગાળ દેશમાં જ રહી જાય. એમ પણ બને કે પશ્ચિમ તરફ ફરવા ગઇ હોય અને પાછા ફરતા મેં એને જોઇ હોય.

તોય હંમેશ સાંજવેળા ટ્રેનમાં એને શોધું છું. એ ગાંડપણ જ છે ને !

વળી ક્યારેક મનમાં દૃઢ વિશ્વાસ જાગે —મેળાપ થશે જ. એને એટલા ગાઢ ભાવથી નમાં પામ્યો છું કે તે મારા મનની ગૃહિણી ઈ ગઇ છે. તેને ફરી નજરે જોવા ન મળે ા કદી ન બને.

મેં સ્વગત કહ્યું, ' મળશે તો શું કરીશ ! ગાડીમાં ચડી બેસીશ ! અથવા આ બાંકડે બેઠા બેઠા હાથને ઇશારે એને બોલાવીશ ? એ એક પણ શબ્દ બોલ્યા વિના ડબામાંથી ઊતરી સ્મિતમુખે મારી સામે આવી ઊભી રહેશે પછી બંને જણ હાથના આંકડા ભીડી સ્ટેશનમાંથી બહાર નીકળી જશું. કાંકરિયા રસ્તા પર ઘરે જતાં જતાં વચ્ચે એકવાર પૂછીશ, ' આટલી બધીવાર કેમ કરી ? '

પણ એનો મેળાપ ન થયો.

ત્યાર પછી એક દિવસ—

તે દિવસની વાત પણ બરોબર યાદ છે. પશ્ચિમ તરફ જતો મેલ આવી પહોંચ્યો. બાંકડે-થી ઊઠવું પ ન પડ્યું. બરોબર સામેના ડબાની બારીમાં જ તે હતી. બરોબર બાર દિવસ પછી આજ તે પાછી ફરતી હતી. લાલ પાનેતરથી એનું સર્વાંગ ઢાંક્યું. સેંથીમાં આળુષડ હાથે સિંદૂર પૂરેલું. દૃષ્ટિ પહેલાંની જેવી જ સ્વપ્નાવિષ્ટ!

મારી ઉપર તેની નજર પડી પણ આ વખતેય તે મને જોઈ ન શકી. તે મનોવનમાં વિહરતી હતી. તો પણ આજ કંઈક મોટો ફેરફાર થઇ ગયો હતો. તે દિવસના ગોધૂલિના પ્રકાશે જે ભ્રમણા ઊભી કરી હતી તે આજ તેનામાં સ્પષ્ટ થતી હતી.

એક મિનિટ ને ગાડી ચાલી ગઈ. ત્યારપછી કેટલીય વાર બાંકડે બેસી રહ્યો. મારા ઊંડા નિશ્વાસથી મારી વિચારતંદ્રા ઊડી ત્યારે મેં જોયું તો ફાગણનો હળવો સમીર કેશુડાનાં પાંદડાંમાં સંતાકૂકડી રમ્યા કરતો હતો.

[ શ્રી. શરદિન્દુ બંદોપાધ્યાય-ની બંગાળી વાર્તા પરથી

બચ્ચાંઓને થતા ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથપગ ગળી જવા, દસ્તની કબજીયાત, ધાવણ કે દૂધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ તાકાત આપનારી અસલ દુર્લભ ઔષધી

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી

વાપરો [રજીસ્ટર્ડ]

૬૬ થી વપરાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કી. ડબી એકનો રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીધરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું—કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઈ નં. ૪

# ખાલી બસ

બારી ઉઘાડવી એવી ખાસ ઇચ્છા થવાથી જ નહિ, તો યે ‘કાંઈ કરવું જોઈએ’ એમ લાગવાથી જ કે પછી મગજના કોઈ એક ખૂણે અદ્‌ભુત પ્રેરણા મળવાથી–તાત્યાએ બારી ઉઘાડી. બારીઓ કેમે કરી ખૂલે નહિ. તાત્યાએ જોરથી ધક્કા માર્યા ત્યારે તે માંડ માંડ અવાજ કરતી ઊઘડી. એમના મગજની-પ્રેરણા મુજબ જ કામ થયું તેથી તાત્યા પણ એવા જ અવાજે હસ્યા.

અને ત્યાર પછી તાત્યાએ રસ્તા પર નજર નાખી તે પણ તદ્દન નિષ્ક્રિયપણે.

નીચે રસ્તા પર રાહદારીઓની કેટલી ભીડ જામી હતી! મોટરોની હારની હાર એક સરખી ચાલી જતી હતી. તે ઉપરાંત માથા પરના બોજાથી વાંકા વળી ગયેલા મજૂરો, બેફિકર કોલેજિયનો, પ્રૌઢ ગૃહસ્થો, અને શાકભાજી ખરીદવા નીકળી પડેલી તરુણ યુવતીઓ—એમ કેટલાં યે વિવિધ પ્રકારનાં સ્ત્રીપુરુષો રસ્તે દોડધામ કરતાં ચાલ્યાં જતાં હતાં.

રસ્તે ઊભા ઊભા બેચાર છોકરાઓ વિનાકારણ જ જોર જોરથી સીટીઓ વગાડતા હતા. હૃદયમાં ન સમાતો એવો તો કયો મોટો આનંદ એમને પ્રગટ કરવાનો હતો, તે કોણ જાણે!

એ શહેરમાં જીવનનાં ચક્રો ખૂબ જ વેગથી ફરતાં હતાં એમાં કાંઈ શંકા નથી; પ્રત્યેક જણ ઉત્કંઠાથી ચાલતું હતું, કાંઈ પણ કામમાં ગૂંથાએલું હતું. પોતાના ગીચ કાર્યક્રમમાં પૂરેપૂરું ગૂંથાઈ ડૂબી ગયું હતું.

એ ગરબડભર્યા વાતાવરણમાં, રસ્તાની એક બાજુ પડી ગયેલી એક બગડેલી ખાલી બસ બહુ જ વિચિત્ર લાગતી હતી. જાણે તેની આજુબાજુએ ખળખળ વહે જતા જીવન-પ્રવાહનો સ્પર્શ સુદ્ધાં તેને નહોતો થતો.

કેટલી વિચિત્ર ઉતાવળ આ લોકોને વળગી રહી છે! ફરતા તે શું હશે ભાઈ, આ લોક!’ એવા અસ્પષ્ટ તૂટક તૂટક વિચારો તાત્યાને આવી ગયા. એ વિષય પર આશ્ચર્ય પ્રગટ કરવું કે વિચાર કરવો એવું તાત્યાને લાગ્યું હતું એટલા માટે નહિ, પણ વિચાર કરવા એ માનવીના મનની એક નૈસર્ગિક ક્રિયા છે એટલા પૂરતા જ તાત્યાને એ વિચાર આવ્યા.

આમ તો તાત્યાની સ્થિતિ પણ લગભગ એ બગડેલી બસ જેવી જ હતી. જીવનમાંથી ગતિ નષ્ટ થઈ ગઈ હતી. કોઈ નિશ્ચિત ક્રિયા રહી નહોતી. એક નક્કી થએલા દિનક્રમના વર્તુળમાં એ નિષ્ક્રિયપણે બબડાટ કરતા ફરતા હતા. અને તદ્દન નવરાશની વેળાએ જરા જરામાં ખિજવાઈને તરફડતા હતા.

અતિશય કડક અને સાથે જ ક્રૂર એવા કાકા પાસે એમનું બાળપણ વીત્યું હતું. કાકાના ‘ઊઠ’ કહેતાં ઊઠવાનું, ‘ભણવા બેસ’ કહેતાં ભણવાનું, અને ‘કામ કર’ કહેતાં કામ કરવાનું: —એવો હતો એમનો ત્યારનો જીવનક્રમ.

એક દિવસ શાળાની એક મેચ જોવા જવાની તીવ્ર ઇચ્છા નાનકડા તાત્યાને થઈ આવી. એણે ખૂબ ખૂબ વિચાર કર્યો. બધાં કામ આટોપી લીધાં, અને કાકા દેવસેવા કરે છે એ લાગને એમની પાછળ જઈને ઊભો રહી ગયો. ગળે કારકા પડ્યા. છાતી જોરથી ધડકવા લાગી—એટલી બધી કે કાકાને એનો અવાજ ન સંભળાય એટલા માટે નાનકડા તાત્યાએ છાતી પર જોરથી હાથ દાબી રાખ્યો. કાકા જોરથી ઘૂરક્યા, ‘શું છે!’

‘કાંઈ નહિ—કાંઈ નહિ......’ તાત્યાએ ગોટાળા વાળ્યા.

‘બોલ તો ખરો, પણ...’ જરા ધીમા અવાજે કાકા બોલ્યા. પોતાની ક્રૂરતાને હવે માર્ગ મળવાનો હોઈ એ આનંદથી એમના અવાજનું જોર ઓછું થયું હશે કે પછી ભક્ષ્ય

એમની પકડમાંથી છટકી ન જાય એટલા માટે એમણે અવાજમાં માર્દવ આણ્યું હશે કે શું, એ કોણ જાણે !

માત્ર, તાત્યાએ પોતાની ઇચ્છા જણાવી એટલું સાચું. કાકાએ ભયાનક આસુરી અવતાર ધારણ કર્યો. પોતે નાહીને પૂજામાં બેઠેલા એ પણ એમને યાદ ન રહ્યું એમણે તાત્યાને હદ વગરનો માર માર્યો. કાકી છોડવવા માટે વચ્ચે પડ્યા તો તેમને પણ થોડો પ્રસાદ મળ્યો.

બેત્રણ દિવસ તાત્યો તાવમાં તરફડતો રહ્યો. એ પછી એના મગજમાં એટલો તો ડર પેસી ગયો કે પોતાની ઇચ્છા પ્રગટ કરવાની વાત તો બાજુએ જ રહી, પણ કોઈ 'બંડખોર' વિચાર સુદ્ધાં મગજમાં આવે તોપણ એ બીકથી ધ્રૂજી ઊઠતો.

તાત્યાને નોકરીએ વળગાડી, એના લગ્ન વગેરે આટોપી પછી કાકાએ એમની ઇહલોકની યાત્રા પૂરી કરી.

એ પછી ગુજરાતી કૉલેજિયનો જેમ લાંબા વાળ વધારવા, પટિયાં પાડવા, રાતે નાટકમાં જવું—એવા વિચિત્ર વિચારો તાત્યાના મગજમાં ઊઠવા લાગ્યા હતા, પણ શું થાય છે એ સમજાય તે પહેલાં જ એની પત્નીએ એની જિંદગીની લગામ પોતાના હાથમાં લઈ લીધી હતી. વિરોધ કરવાની તાત્યામાં તેવડ નહોતી અને કદાચ તેવડ હોય તોપણ પત્ની આગળ કાંઈ ચાલતે નહિ.

ફરી પાછું પત્નીની ધાક નીચે તાત્યાનું જીવન રૂંધાવા લાગ્યું.

એની પત્ની જબરજસ્ત, શાણી અને પ્રેમાળ હતી; એટલે જ તાત્યાનું જીવન સરળતાથી વહેતું હતું. 'હવે શું કરવું !' એ પ્રશ્ન જ એને નહોતો થતો. તેઓ એકબીજાને અનુકૂળ થતાં જતાં હતાં, અને તાત્યાના બીકણ મનને હવે આ જ સારું લાગતું હતું.

ક્યારેક એ કંટાળતો, ત્રાસી જતો. 'ધોંડોપંત પાસે જઈ આવો,' એવું પત્ની કહેતી ત્યારે એકાદ વાર એ રસોડામાં જોરથી ધસી જતો, એનું શરીર થરથર કાંપી ઊઠતું. મૂળથી જ તોતડો અવાજ વધુ તોતડાતો અને કોઈ વિચિત્ર રીતે હાથના ચાળા કરીને એ બોલતો, 'આ શું ! આ શું !...કેટલી કિનાઉ છે !......' અને પછીના શબ્દો મોઢામાં જ રહી જતા, અને માત્ર હાથના ચાળા જ થતા.

વખત વીતતો ગયો. તાત્યાએ પેન્શન લીધું. માથેથી કડક સાહેબ ગયો. વાર્ધક્યને લીધે પત્નીનો સ્વભાવ પણ ધીમે ધીમે નરમ પડ્યો, ધાકનો ભાર પણ થોડો ઓછો થયો અને હવે મોટો થએલો એમનો હોશિયાર પણ સાત્ત્વિકવૃત્તિનો દીકરો એની બાને કહેતો, 'આમ શું કરે છે બાં ! તું તાત્યાને નકામી વઢે છે, મને નથી ગમતું એ...'

વિના કારણ જ તાત્યાની અસ્વસ્થતા વધતી ચાલી. ક્યારેક ક્યારેક એમનેમ જ માથું ખણવાની કે હાથ ઘસવાની એમને ટેવ હતી તે હવે ખૂબ જ વધી ગઈ એકાદ નકામા, ફાટેલા ને ડૂચો કરીને ખૂણામાં નાંખી દીધેલા ધોતિયા જેવા પોતે છે એવું એમને કોઈક વાર લાગતું.

અને પછી થોડા જ સમયમાં જ્યારે એમનાં પત્ની પણ સિધાવ્યાં ત્યારે કાચનું વજન લઈ લેતાં કાગળ ઊડી જાય એ રીતે એમના જીવનમાંથી અર્થ, ગતિ, ઘટના—બધું જ નષ્ટ થયું. વસતિ વગરના કોઈ ભયાનક પડતર ઘર જેવું એમનું જીવન થઈ ગયું.

એમના પોતાના સ્વતંત્ર મતનું નિર્માણ આમ તો કદી થયું જ નહોતું. પ્રત્યેક વ્યક્તિની મનોવૃત્તિનું, વિચારોનું, ધ્યેયનું જે એક નિર્માણ સાધારણ રીતે થાય છે, એ તાત્યાની બાબતમાં બન્યું જ નહોતું. જે કોઈ પ્રભાવશાળી વ્યક્તિની છાયા એમના પર પડે એ જ એમના જીવનનું કેંદ્રસ્થાન બને. પણ દુર્ભાગ્યે એવી કોઈ વ્યક્તિ જ હવે અસ્તિત્વમાં નહોતી. દીકરો કામમાં હતો વળી કોઈ લક્ષ્ય ના આપે. એટલે બધું ભયાનક અને અર્થશૂન્ય થઈ ગયું હતું.

થોડા દિવસ જૂની યાદદાસ્તનાં વમળ ઉલેચતાં વીતી ગયા. પણ યાદદાસ્તો થોકબંધ અને રસજનક ન હોય તો ફિક્કી લાગે છે. એ મનોરંજન માટે અસમર્થ ઠરે છે. એટલે એકાકીપણું વધતું ગયું. અને કોઈ ખૂબ જ ભયંકર બીક પંજો ઉગામીને એમની ઉપર ધસી આવવા લાગી.

અને પોતાની જાતની જ બીક લાગે એનાથી વધુ ભયંકર બીજું શું હોઇ શકે!

રાતે એ ટીકી ટીકીને આજુબાજુ જોતા જાગતા. દિવસે શૂન્યપણે ગાંડાની જેમ બેસી રહેતા. કોઈ વાર એમને થતું કે એક મોટો ચાબુક લઈને બધાને સડાસડ મારું. પણ એટલામાં લોકો જ એમના હાથમાંથી ચાબુક ઝૂંટવીને એમને મારતા, અને પછી એ નાસી જતા. કોઈ વાર એવી ઇચ્છા થતી કે એકાદ તીક્ષ્ણ હથિયાર લઈને છાતીમાં ખોસી દઉં અને પછી જે લોહી નીકળે તે ખોબે ખોબે લોકો પર છાંટું...બારીએ ઊભા ઊભા લોકોને જોરથી બૂમો મારીને બોલાવવાનું મન પણ ઘણી વાર થતું.

પછી એ હાથ અને પગની વચ્ચે માથું છુપાવીને બેસી રહેતા.

*

બારી ઉઘાડ્યાને થોડી વાર થઈ ત્યાં તો એ ગેલેરીમાં જઈ ને ઊભા રહ્યા. ક્યાંય ગોઠતું નહોતું. એમને કાંઈ જ કામ નહોતું.

દાદર ખખડ્યો. કોઈ બોલ્યું. હા, દીકરાની વહુ. એક દિવસ માટે બહેનને ઘેર ગઈ હતી. એ પાછી આવી. હેં! સાથે બીજું કોણ છે? કેવો તોફાની બાળક છે! અ...એવો વિચાર ત્યાં અટીક રમી ગયો.

એકાએક કોઈ પાછળથી એમના ઓરડામાં ઘૂસી આવ્યું. તાત્યા જોરથી ધરિ પાડવાના હતા, પણ કોણ જાણે અવાજ જ ના નીકળ્યો અને પછી એક તંદુરસ્ત ગોરો છોકરો ખિલખિલાટ હસતો દોડતો ઘરમાંથી બહાર ચાલ્યો ગયો એ જ તોફાની ધરિ!

આશ્ચર્યચકિત થઈ એમણે આમતેમ નજર ફેરવી, અને એમના મગજ પર એક વધુ આઘાત થયો.

એમના ઓરડામાં જ્યાં ત્યાં એકસરખી અવ્યવસ્થા જ નજરે તરતી હતી. એમનો કોચ વચ્ચોવચ્ચ ગમેતેમ વાંકોચૂંકો પડ્યો હતો. એના પાયા સાથે કોઈએ દોરો બાંધ્યો હતો. પથારી વિખરાએલી પડી હતી. એમની કાતર દૂર ખૂણામાં જઈને પડી હતી. દાતણ કૂટવાનો પત્થર ક્યાંય દેખાતો જ નહોતો. એટલું વળી સારું નસીબ કે પાણીનો લોટો જેમનો તેમ મૂળ જગ્યાએ જ સલામત પડ્યો હતો!

ક્યા સુધી તાત્યા દિગ્મૂઢ થઈને એ દૃશ્ય જોતા રહ્યા. ઉંચ્ચે લાંબા સમયથી એમના જીવનમાં આટલી ઊથલપાથલ મચાવી નાખે એવી ઘટના બની નહોતી. આજનો અનુભવ કોઈ વિલક્ષણ હતો, એમાં શંકા નથી.

ઘણા સમયથી બંધ પડેલાં જુદાં જુદાં ચક્રો ફરી એકવાર ફરવા લાગ્યાં. એ તીવ્ર અનુભૂતિને લીધે આખું અંગ તપી ગયું, અને થરથર કાંપવા લાગ્યું. અને કશી નિશ્ચિતતાથી એ નિષ્કારણ જ ઉતાવળા ઉતાવળા ઓરડામાં આંટા મારવા લાગ્યા. અત્યાર સુધી કારણ વગર જ દિલચાલ કરતા હાથ એમણે પીઠ પાછળ એકબીજાને ભેરાઈ દીધા હતા! એ અશ્રમિતપણે વિચાર કરતા હતા—એટલે કે જેચઅર્યા નવા વિચાર તો નહોતા જ, છતાં એમાંથી સુંદર સુખદાયક માનસિક વાતાવરણ સર્જાતું હતું. તાત્યા એમાં નાહતા હતા!

એ બબડતા હતાઃ 'આ શું? આમ શા માટે? આનો અર્થ શો? બધી ધમાચકડી! કેટલો ત્રાસ, હેરાનગતી!...વિના કારણ જ આ બધી હેરાનગતી ને!...!...'

પછી મહાપ્રયત્ને એમણે કોચને મૂળની સ્થિતમાં ગોઠવ્યો. એમને ખૂબ જ વજનદાર લાગ્યો. પછી પથારી સરખી કરી. કાતર ખોળીને સાચવીને પાછી એની જગ્યાએ મૂકી.

પણ દાતણ કૂટવાનો પથરો કેમે કર્યો જડે

નહિ. એ બહાર આવ્યા. દીવાનખાનામાં ફરી ઝીણી નજરે જોઈ વળ્યા. માળો ક્યાંય દેખાય નહિ!

તાત્યા સ્વગત બોલ્યા: 'કમાલ! કમાલ છે ભાઈ! ક્યાં ગયો હશે! ક્યાં દટી ગયો...'

એ ખૂબ જોરથી વિચાર કરતા હતા. કોઈ મોટા ગુનેગારની શોધ કરતી વખતે પોલીસખાતું પણ આટલો વિચાર નહિ કરતું હોય. એમના મગજમાં વિચાર આવતા હતા, ક્ષણેક થોભતા હતા, પછી દોડતા હતા, અંદર અંદર સંતાકૂકડી રમતા હતા, પછી લડી પડતા! કેટલી કાળજી! કેવા સૂક્ષ્મ વિચાર! કેટલો બૌદ્ધિક આનંદ!

વળી બમણી કાળજીથી એમણે શોધ આદરી. ઘડીક નીચા વળતા, ખુરશી પર ચડતા, ઝીણી નજરે જોતા, હાથ પસારીને જોતા;– કેટલી યે નવી વસ્તુઓ એમને મળી. કેટલી યે જૂની વસ્તુઓની નવી ઓળખાણ થઈ. ખૂબ જ વાર સુધી એ આયમાં ફર્યા–રમ્યા કર્યા!

વચમાં વહુ ત્યાં આવી ગઈ, અને એમને જોઈને પૂછ્યું, 'અહીં શું કરો છો તમે?'

'કરવાનું શું હોય, કાંઈ નહિ!...' તાત્યા એકદમ બોલ્યા. વહુ ચાલી ગઈ, કેટલી સરસ યુક્તિ! કેટલું જૂઠાણું! કેટલો યશ! કેટલો આનંદ!

જમતી વખતે પેલો જાડો ગોરો છોકરો એમની બાજુમાં બેઠો હતો. વચ્ચે વચ્ચે એ તાત્યા પર પાણી ઉરાડતો હતો, અને એક વખત તો એણે તાત્યાને પગે ચોટિયો જ ભરી લીધો!

તાત્યાને એના પર ખીજ ચડી. 'કાઢી જ નાંખવો જોઈએ!' એ બબડ્યા. ખીજ એકદમ વધી ગઈ. કેટલા યે દિવસથી એમને આવી ખીજ ચડી નહોતી. હાથપગ બાંધી રાખેલા કોઈ માણસનો એકાદ હાથ છૂટો થતાં એને જેવો આનંદ થાય એવો જ કાંઈક આનંદ એમના અજાણતાં એમના મનમાં પ્રવેશ કરતો હતો, અને એ માણસ વિના કારણ જ એ છૂટા હાથને હલાવે–ચલાવે તે જ રીતે એ ખીજને વિના કારણ જ ઉત્તેજિત કરતા હતા.

એ છોકરાએ એથી પણ વધુ ઉત્પાત કર્યો હોત, પણ વહુએ એને ધમકાવ્યો, અને એ છોકરાએ તાત્યા સામે આંખો કાઢી.

'ઠીક થયું.' તાત્યા અસ્પષ્ટ બબડ્યા, અને એમણે હાથનો વિચિત્ર ચાળો કર્યો.

તે રાતે સૂતી વખતે પોતે પુષ્કળ શ્રમ કર્યો હોવાની સુખદ લાગણી ફરી ફરીને એમને થયા કરતી હતી. એમના મગજમાં વિચારોની ખૂબ જ દોડાદોડ ચાલતી હતી. ઉપરે ગોઠણ જોડી ગીના પર, એ હસી હસીને બેવડા વળી ગયા, અને બે હાથે માથું દાબી રાખ્યું. જાણે એ વિચારોને કહેતા ન હોય, 'સમજ્યો હવે તમારી દોડાદોડ, હોં, બા!'

પીઠીઅંતને ગુજરી ગયે વર્ષ ઉપર થઈ ગયું હતું. પણ તાત્યા કલ્પનામાં એમને મળવા ગયા, અને એમને કહ્યું, 'શું પલીત જેવો છોકરો છે...ભગવાન તોબા એનાથી તો! ધમાધમ માંડી છે કાંઈ ઘરમાં–એક ક્ષણ શાંતિ મળે તો સમ છે!...' અને ફરી ફરીને એ એકની એક વાત કરતા હતા. વચ્ચે ઊઠીને અહીંતહીં આંટા મારતા હતા.

રોજ રાતે જે વિચિત્ર પ્રકારની બીક એમને લાગતી તે આજે નહોતી લાગતી. ક્યાં સુધી એમને એવી સરસ ઊંઘ આવી કે એ સવારે છેક સાત વાગ્યે ઊઠ્યા.

એ જાગ્યા તે પણ પેલા જાડા છોકરાની બૂમોથી. એ બરાડા પાડીને કહેતો હતો: 'એ જુઓ! આ બસ ચાલુ થઈ!' અને નવાઈની વાત તો એ છે કે તાત્યા સુદ્ધાં દોડતા દોડતા બારીએ જઈને દશ્ય જોવા લાગ્યા!

બસનું એન્જિન ધમધમતું હતું. ડ્રાઈવર એની જગ્યાએ ગોઠવાઈ ગયો અને ધડ દઈને એણે બારણું બંધ કર્યું. એક હસમુખા કંડક્ટરે ઘંટડી વગાડી. એટલામાં બેચાર ઉતારુઓએ દોડીને બસ પકડી, અને ઝડપથી રસ્તો કાપતી બસ ચાલી ગઈ.

તાત્યાની ઝાંખી નજરે અને આધાપડધા બહેરા કાને આ બધામાંથી ખાસ કશું જોયું કે સાંભળ્યું નહિ. કાંઈક આધળી દિલચાલ દેખાઈ હશે એટલું જ.

'અલ, મૂર્ખ ક્યાંનો !...' અને હાથનો ચાળો કરીને એ પાછા કોચ પર બેઠા. એટલામાં પાછો એમને પેલો દાતણ કૂટવાનો પથરો યાદ આવ્યો, અને એમણે એ છોકરાને કહ્યું: 'મારો પથરો ક્યાં છે ? ક્યાં મૂક્યો છે તેં ! ક્યાં લઈ ગયો છું !...'

'મને શી ખબર !' કહીને એ મોટેથી હસ્યો.

'તેં જ લીધો છે...ખોટું બોલે છે.' એ જોરથી હાથનો ચાળો કરતા બોલ્યા. એમની એ રીત જોઈને એ છોકરાને લાગ્યું કે 'આ મને મારશે કે શું ?' એટલે એ દોડવા લાગ્યો. અને તાત્યા પણ એની પાછળ દોડવા લાગ્યા ! આટલી તીવ્ર એમની મનોવૃત્તિ ક્યાંથી થઈ, 'અને એમનામાં આટલી બધી સ્ફૂર્તિ યે ક્યાંથી આવી—કોણ જાણે !

પણ એ કાંઈ હાથ ન આવ્યો. તાત્યા ચિડાઈને એમના દીકરા પાસે ગયા. પૂછ્યું: 'કોણ છે, કોણ છે આ છોકરો આવ્યો છે તે ?'

'કેમ ? બંડુ છે એનું નામ. એનો ભાણેજ.'

'બંડુ ? હશે ભાણેજ ! પણ મને બુઢ્ઢા માણસને શા માટે કનડે છે વિના કારણ ? ઓરડામાં ધમાચકડી કરે છે. પથરો લઈ ગયો. જરા યે શાંતિથી બેસવા નથી દેતો.' તાત્યા લાંબાટૂંકા હાથ કરતા કરતા બોલ્યા. એમને દાઝ ચડી હતી. એમને એ છોકરાની ખો ભુલાવવી હતી ! કોઈ પણ રીતે ઠસકો બતાવવો હતો—અને બીજું કરવા જેવું યે શું હતું !

દીકરાએ એની પત્નીને બોલાવી કહ્યું, 'તું પેલાને વારતી કેમ નથી ? નાહક તાત્યાને કનડે છે...'

પત્ની પતિનો કોલર સરખો કરતી બોલી, 'છટ્ ! એમાં વળી કનડવાનું શું ! નાનાં છોકરાં તો તોફાન કરે જ ને ! એને મોટાંએ વળી મન પર લેવાનું હોય ! અને એ તો ચાર દિવસ મહેમાન થઈને આવ્યો છે. એને હું શું ધાંટા પાડું !'

'ભલે ભલે. પણ એને તાત્યાના ઓરડામાં જવા ના દઈશ. તારે મન તાત્યાની કાંઈ કિંમત જ નથી જાણે...'

'હા, અને મારી કિંમતે કોને છે !' પત્ની છછળી ઊઠી.

'એમ નહિ, પણ......'

તાત્યા બરાબર ધ્યાનથી આ સંભાષણ સાંભળતા હતા. એમને બહુ જ મજા પડી. એમને વિષે લોકો વાતો કરતા હતા—એમને કારણે ઝઘડો થતો હતો !...'હું...હું...' વિના કારણ જ એમણે ઓરડામાં આંટો માર્યો. 'એકંદરે ઠીક મજા પડી...' એવો કાંઈક આવિર્ભાવ એમને થયો જણાતો હતો.

એ પછી તાત્યાના દિવસો મોજથી પસાર થવા માંડ્યા. એમને જે બીક લાગતી હતી એ હવે બંધ થઈ હતી. દિવસ જલદીથી પસાર થઈ જતો હતો. ઊંઘ એકદમ ગાઢ આવતી હતી. હવે એ વારંવાર હાથ ચોળતા નહિ, દાઢી ખંજવાળતા નહિ, એવું એક દિવસ અચાનક એમના ધ્યાનમાં આવ્યું. એમને આશ્ચર્ય થયું, અને પછી એ ખાલી ઊડ્યા !

બપોરે કેટલી યે વાર સુધી એ કાલ્પનિક ઘોડોપંત સાથે વાતચીત કરતા રહેતા. જૂની વાતો યાદ કરવામાં એમને ફરી મોજ આવવા લાગી. અને એક વખત તો એ વિના કારણ જ બાજુના બ્લોકમાં જઈને પાંચેક મિનિટ બેસી આવ્યા હતા. (જો કે એમને ફાવ્યું નહોતું.)

ત્રાસ હતો એક માત્ર બંડુનો ! ગમે તે એક વાર્તા કહેવી, નહિ તો તાત્યા પાસે વાર્તા કહેવરાવવી. કોઈવાર તાત્યાને બનાવવા, અથવા એમની કોઈ વસ્તુ લઈ જવી—એવો એનો ઉદ્યોગ એકસરખો ચાલુ જ હતો. તાત્યા ચિડાઈ જતા, ઘણી વાર તો દર બહાર. (અને એમાં જ તો ખરી મજા હતી !)

એ વારંવાર એમના દીકરા પાસે જઇને તકરાર કરતા. વહુદીકરા વચ્ચે બોલાચાલી થતી. તાત્યા વિના કારણ ઓરડામાં આંટા મારતા.

એક દિવસ તો બંડુએ કમાલ જ કરી. એ તાત્યા પાસે આવ્યો; અને એમના હાથમાંથી કાતર ખેંચી લઇને બોલ્યો, 'ચાલો આપણે વરસાદમાં ભીંજાઈએ—ચાલો.'

તાત્યાએ આશ્ચર્યથી એની સામે જોયું, અને પછી જોરથી હાથ હલાવતાં કહ્યું, 'ના નહિ નહિ.' પછી તો બંડુએ જોરથી એમની ચોટલી પકડીને ખેંચી, 'બસ ચાલો...'

તાત્યા મૂંગા મૂંગા એની પાછળ ખેંચાયા. એમને દાઝ ચડી હતી, કે બીક લાગી હતી કે પછી શું થયું હતું તે કોણ જાણે હું ધારું છું કે એમને કાંઇ નહોતું લાગ્યું. એ મૂંગા-મૂંગા એની પાછળ ઘસડાયા.

થોડી વાર તો એ હતબુદ્ધિની જેમ વરસાદમાં ઊભા હતા, પણ પછી બંડુ એમનો હાથ ખેંચતો ખેંચતો બોલ્યો, 'ઓ વાહ! કેવી મજા આઇ, કેવી મજા!...' નાચતાંજે તાત્યા એની પાછળ પાછળ આમતેમ ફરવા લાગ્યા. એટલામાં વરસાદનું એક મોટું ફોરું એમના નાક પર પડ્યું. એમણે ચમકીને ઊંચે જોયું, તો બીજું ફોરું સીધું એમની આંખમાં જ પડ્યું. ત્રીજું સીધું મોંમાં!

તાત્યા એકદમ ખીલ્યા, અને જોરથી હસી પડ્યા. પહેલાં એમની પત્ની એકવાર જોરથી લપસી પડી હતી ત્યારે એમને આવી જ રીતે હસવું આવ્યું હતું!

જોરથી આળસ મરડ્યા પછી જેવો આરામ મળે છે, એવો અનુભવ એમને થવા માંડ્યો.

એમને થયું કે હસવામાં મજા છે, અને એ મોજનો અનુભવ કરવા માટે કે પછી કેમ, એ બંડુ સામે જોઇને ફરી હસવા લાગ્યા.

એટલામાં એમની વહુ ત્યાં આવી. બંડુને ધારો પાડીને કહે, 'ચાલ જોઉં, માંદોસાજો પડ્યો તો!' પછી એકદમ તેનું ધ્યાન તાત્યા તરફ ગયું, અને તે બોલી ઊઠી, 'ઓય મા! તમે?'

તાત્યા ગભરાયા. એમને બંડુ પર ખૂબ દાઝ ચડી. એણે જ કર્યો હતો બધો ગોટાળો, એ ધૂંધવાયા. પણ એટલામાં વહુ ઘેર ગઇ હતી. સસરાને વેનાથી વઢાય એમ ન હતું. પતિ ગુસ્સે થાય.

થોડી વાર પછી એ બે ય ઘરમાં આવ્યા. શરીર લૂછી નાંખ્યા પછી તાત્યાને એકદમ સ્ફૂર્તિ—ઉલ્લાસ જણાવા લાગ્યાં, એ કાંઇક ગણગણવા લાગ્યા. અને થોડીવારમાં મોટેથી ગાવા લાગ્યા. બંડુ ખડખડાટ હસવા લાગ્યો.

તાત્યા એકદમ ચિડાયા. 'તારું નામ કઈ દઇશ.' એમણે ધારો પાડ્યો, બંડુ ફરી વાર હસ્યો. પછી ક્યાંદથી એણે એકઆની કાઢી, અને બોલ્યો, 'ચાલો આપણે ખાઉ લઈ આવીએ.'

આમળ એકવાર દાદરેથી પડી ગયા પછી તાત્યા કદી બહાર ગયા જ ન હતા. એટલે એ તરત તૈયાર ના થયા. પણ બંડુએ એમને બહુ જ ખેંચપકડ કરી, અને છેવટે એમને કોણ જાણે શું થઇ ગયું તે, એમણે કહ્યું, 'ચાલ.'

આજ કેટલા યે દિવસે એ પાછા રસ્તા પર ચાલતા હતા. કોઈનો ધક્કો ના વાગે એ માટે એ કેટલી યે સંભાળ લેતા હતા. પછી તો ખૂબ જ કુશળતાથી એમણે રસ્તો ઓળંગ્યો.

કેવી મજા!

ખાઉ લઇને બેય જણા મોજથી પાછા આવતા હતા. તાત્યા એકદમ રંગમાં હતા. પહેલાં જતા હતા એવી રીતે આજ પોતે ઓફિસે જાય છે એવું, એમને લાગતું હતું...અરે, બાપરે! કેટલું મોડું! એમણે લાડાદસે હાજર થવાનું. ટ્રામ બરાબર વખતસર મળે તો સમ છે. અને કામનો ય કેવો મોટો ડુંગર ખડકાયો હતો. એક માણસ વધારે રાખે તો સાહેબના જ સમ. સાહેબને 'એફિશિયન્સી' સાબિત કરી બતાવવાની છે ને! સાંજે પાછું બજાર તો ઊભું જ. એ ઉપરાંત એના મામા પાસે જવાનું... ના રે રામ! આહા...કામ—કામ...!. તાત્યાના મોં પર હાસ્ય ઊભરાયું.

એકદમ ઉત્સાહથી એ રસ્તો ઓળંગતા

હતા ત્યાં ઝડપથી એક મોટર આવી. કોઈ મોટેથી બોલી ઊઠ્યું, ' મર્યો ડોસો...' અને એ જ વખતે બ્રેક દાબવાનો કર્કશ અવાજ આવ્યો, અને મોટર અટકી.

એ અવાજથી તાત્યા એકદમ મૂઢ જેવા થઈ ગયા છાતી પર કેટલો મોટો ધ્રાસકો પડ્યો! બાવરા બાવરા થઈને એ આમતેમ જોવા લાગ્યા. કેટલો મોટો, કેટલો વિચિત્ર અનુભવ હતો એ! એમની આખી જિંદગીમાં આવો અનુભવ એમને કદી થયો ન હતો. અને પહેલી જ વાર એમને વિચાર આવ્યો, ' મારે મરવું નથી...' અને જાણે નહોતું મરવું એ માટે એમણે એક હાથ જોરથી છાતી પર દાબી રાખ્યો.

અને હવે એમના ધ્યાનમાં આવ્યું કે મિલમાં હોય છે એવું એક મોટું ચક્ર એમના મગજમાં જ માત્ર નહિ, પણ આખાયે શરીરમાં ધમધમતું ફરતું હતું. ખૂબ જ બીક, ખૂબ જ ચીડ, ખૂબ જ આનંદ—અસ્પષ્ટ વિચારો એ ચક્ર પર બેસીને મોટેથી બોલતા હતા પણ એ અવાજ ચોકખો સંભળાતો નહોતો.

પછી તો ટોળું ભેગું થયું. એક બે માણસો વચ્ચે આવીને ગમેતેમ સવાલો પૂછવા માંડ્યાં. સારી જેવી ધાંધલ મચી ગઈ. રસ્તો રોકાયો, મોટરો જોરથી હોર્ન વગાડવા લાગી. પોલીસ આવી.

એટલામાં ક્યાંકથી એમનો દીકરો આવ્યો, અને એમને ઘેર લઈ ગયો.

તાત્યા થરથર ધ્રૂજતા હતા. પેલું ચક્ર હજી પણ ધમધમતું હતું. મનની આ સ્થિતિ આનંદની હતી કે દુઃખની એ તાત્યાને સમજાતું નહોતું. પણ એ ખૂબ જ ઉત્તેજિત થઈ ગયા હતા એમાં શંકા નથી. એમને જીવવું હતું.

ઘેર પહોંચતાં જ દીકરાએ કહ્યું, ' આ શું તાત્યા! બહાર શા માટે ગયા હતા! પૂરું દેખાતું નથી, સંભળાતું નથી—મોટર નીચે આવી ગયા હોત તો!'

તાત્યા ગભરાઈ ગયા. પત્નીની બીક લાગતી હતી એવી જ દીકરાની લાગી. અને બંડુ પર એમને પુષ્કળ દાઝ ચડી. એ જ આ બધા યે ઉત્પાતનું મૂળ હતો અને પાછળથી ધક્કો લાગતાં જેમ માણસ દડી જાય, એમ એમના મોંમાંથી શબ્દો સરી પડ્યા, ' આ—આ બંડુ તારો એક સગો કનડે છે. મને વરસાદમાં લઈ ગયો. તાવ આવ્યો હોત, મરી ગયો હોત છળીસો—ચોરટો! હવે સહન નથી થતું...આ ઘરડે ઘડપણ હવે જરા ઠીક લાગે છે;...પણ એનાં છળકપટ...' અને કેટલી વાર સુધી એ અસ્થિરપણે આવું કાંઈ બબડતા રહ્યા.

એ દિવસે એમનો દીકરો વહુ સાથે ખૂબ ઝઘડ્યો વહુ પોસ પોસ રડી. અને બીજે દિવસે સવારે જ બંડુને ત્યાંથી વિદાય મળી.

બીજે દિવસે સવારે બંડૂ તાત્યાને કનડવા આવ્યો નહિ. એટલે સવારના એમને ઠીક લાગતું હતું. આરામ લાગતો હતો. જોકે એ એમની માત્ર કલ્પના જ હતી.

ધીમે ધીમે સાંજ પડવા આવી. કોઈ કનડે નહિ. કોઈ બોલે નહિ. કાંઈ ફાવે નહિ. પાછી એ વિચિત્ર અસ્વસ્થતા એમને ફોલવા માંડી. ખાલી દિવસ ખાવા ધાતો હતો. એમણે દાઢી ખંજવાળી, હાથ ચોળ્યા. એ કશાકની વાટ જોતા હતા—એકદમ ઉત્કંઠાથી, કાંઈક પણ થવાનું હતું—હમણાં જ—થોડી વારમાં જ—છટ્!

પાછી એ વિચિત્ર બીક એમના પર પંજો ઉગામ્યો.

કોઈએ એમને ઢંઢોળ્યા, ' કાંઈ પણ કર...' અને અનિશ્ચિતપણે ઊઠીને એ બારી ઉઘાડવા લાગ્યા. એમણે જોરથી ધક્કો માર્યો ત્યારે બારીઓ અવાજ કરતી ઊઘડી. અને ફરી વાર તાત્યા એ વેગથી દોડતા જગતને શૂન્ય નજરે નિહાળી રહ્યા.

એટલામાં એમનો દીકરો આવ્યો અને બોલ્યો, ' તાત્યા! હવે તમને એકદમ સારું લાગતું હશે, નહિ? ગોકલાવી દીધો એને ઘેર, પેલા હડ બંડૂને! હવે તમારે નિરાંત.'

[ અનુસંધાન પાન ૨૬ મે






NO.
222

શિ
યા
ળો



આવ્યો અને અરુણ હોઝિયરી

———— ની યાદ લાવ્યો

દરેક વર્ગને પોષાય તેવી દરેક પ્રકારની દરેક ઋતુને અનુકૂળ

સસ્તી, ટકાવ અને સુંદર

'અરુણ હોઝિયરી'

સૌરાષ્ટ્ર, ગુજરાત
અને મુંબઈના
દરેક વર્ગોમાં તેના
અજોડપણા માટે
પ્રિય થઈ પડી છે.

ગરમ તથા સુતરાઉ

- મોજાં
- ગંજી ફરાક
- સેન્ડો ગંજી ફરાક
- જાંધિયા
- ચડ્ડી
- મફલર

વેપારી ભાવતાલ માટે મળો અથવા લખો

અરુણ હોઝિયરી મિલ્સ લિ.

મેનેજીંગ ડાયરેક્ટર
વી. સી. દેસાઈ



રૂવાપરી રોડ
ભાવનગર

# ત્યજાયેલો

નરહરિ કાશ્યપ

જુવેનીલ *(જુવેનાઇલ) કોર્ટમાં હું સમાજ સેવક તરીકે કામ કરતો હતો. મારા આ કાર્ય દરમિયાન એકઠી કરેલી નોંધો માંહેની આ એક સાચી વાત છે.

માર્થા વીલોક નામનાં એક બાનુને બાળકની જરૂર હતી, અને બીલી બ્રેન્ડન નામનો છોકરો કે જેના ઉપર, આઠ વર્ષની ઉમરમાં બે જણને મારી નાખ્યાનો આક્ષેપ હતો, તેની આ વાત છે.

સને ૧૯૨૯માં શ્રીમતી વીલોક, જો મળી શકે તો એક બાળક દત્તક લેવા માટે મારી ઓફિસે આવ્યાં હતાં, માતૃત્વની મહેચ્છાવાળાં એ બાનુની ઉમર પિસ્તાળીસની આસપાસ હતી. તેમના પતિ એક ફાર્મ ચલાવતા હતા. બને જણને બાળકો પ્રત્યે ખૂબ મમતા હતી, પણ કમનસીબે, તેમને પોતાને કંઇ સંતતિ ન હતી.

તેમની મોટી ઉમરને કારણે, કોઇપણ કોર્ટ દત્તક તરીકે કોઇ બાળકને સોંપે તેમ ન હતું. આ બાબતની ચોખવટ તેમની સમક્ષ કરવાનું મારે માટે મુશ્કેલ હતું. બે વર્ષ બાદ બીલી બ્રેન્ડન નામનો છોકરો મારી પાસે આવ્યો હતો, તેને વિશે ફરિયાદો અનેક હતી, અને આવો દુષ્ટ છોકરો તો મેં પહેલી વાર જ જોયો હતો. આ બીલીની મા નાનપણમાં ગુજરી ગઈ હતી. અને તેનો બાપ, નીક બ્રેન્ડન ધંધે જુગારી હતો. જે કુટુંબ સાથે આ બાપદીકરો રહેતા હતા તેમને આ છોકરાની કંઈ પડી ન હતી. એક દિવસ એવું બનેલું કે ઘરમાં ટેબલ ઉપર ભૂલથી, ભરેલી પિસ્તોલ પડી રહેલી, તે આ બીલીએ ઉપાડી લીધી અને ઘરની બહાર નીકળી ગયો. રસ્તામાં શહેરના અગ્રગણ્ય છાપાના તંત્રીનો દીકરો તેને સામો મળ્યો. તેણે તે પિસ્તોલ જોઇ અને બીલી પાસેથી ખાંચકી લેવા પ્રયત્ન કર્યો. બંનેની ખેંચતાણ ચાલતી હતી તેવામાં અકસમાત ઘોડો દબાયો પરિણામે પિસ્તોલમાંથી છૂટેલી ગોળીએ તંત્રીના દીકરાનો જીવ લીધો.

આ તંત્રીએ પોતાના છાપામાં આ બાબતને ખૂબ મહત્ત્વ આપ્યું, અને નીક બ્રેન્ડન અને તેના છોકરા માટે ઉગ્ર ટીકાઓ કરી. રીપોર્ટરે નીક બ્રેન્ડનને ભૂતકાળમાં કેવા કેવા જાકુબી ધંધા કર્યા હતા. તેની સઘળી માહિતી ભેગી કરી છાપી માર્યું. વધારામાં બીલી વિશે પણ લખ્યું કે તેની પાંચ વર્ષની ઉંમરે, દીવાસળી વડે અટકચાળા કરતાં પડોશીની છોકરીને સળગાવી મૂકી હતી, જે છોકરીનું મરણ નીપજ્યું હતું. અને આ રીતે બીલીને 'છાપેલ કાટલું' બનાવી દીધો.

છાપામાં પ્રગટ થયેલ લખાણને પરિણામે નીક બ્રેન્ડનને જુગાર રમવાના આરોપસર એક વરસની કેદ મળી, અને બીલીને જુવેનીલ કોર્ટના રક્ષણ નીચે મૂક્યો.

તેની આવી રીતભાત અને તોફાની ટેવો બાબત તપાસ કરાવવા, હું તેને લઈને શહેરના જાણીતા માનસશાસ્ત્રી પાસે ગયો. તપાસમાં કહેવામાં આવ્યું કે આ સામાન્ય કક્ષાનો છોકરો છે અને હજુ તેની બુદ્ધિને યોગ્ય માર્ગે લઇ જવા અવકાશ છે. માટે તેને જો કોઇ સારા કુટુંબમાં રાખવામાં આવશે તો જરૂર પ્રેમ ને લાગણીને સમજતાં શીખશે.' ત્યારબાદ ઘણી જગાએ તેને રખાવવા માટે પ્રયાસ કર્યો. પણ બીલીને વિશે અગાઉ છાપામાં ખરાબ પ્રચાર થયો હોવાથી, કોઇ તેને રાખવા તૈયાર ન થયું. આથી કંટાળી જઈને, મારી ઓફિસમાં આ બાબત કોર્ટને રીપોર્ટ કરવાનો વિચાર કરતો હતો તેવામાં અચાનક, પેલાં માર્થા વિલોક મને યાદ આવ્યાં, તેમને દત્તક તરીકે એક બાળકની જરૂર હતી.

* બાળકો માટેની કોર્ટ



**ARUN**
**HOSIERY**
FOR
*Comfort & Style*

ARUN HOSIERY MILLS LTD.
BHAVNAGAR

No. 222



# શિયાળો આવ્યો અને અરૂણ હોઝિયરી ની યાદ લાવ્યો

દરેક વર્ગને પોષાય તેવી દરેક પ્રકારની દરેક ઋતુને અનુકૂળ
સસ્તી, ટકાવ અને સુંદર

'અરૂણુ હોઝિયરી'

સૌરાષ્ટ્ર, ગુજરાત અને મુંબઈના દરેક વર્ગોમાં તેના અજોડપણા માટે પ્રિય થઈ પડી છે.

ગરમ તથા સુતરાઉ

- મોજાં
- ગંજી ફરાક
- સેન્ડો ગંજી ફરાક
- જાંઘિયા
- ચડ્ડી
- મફલર

વેપારી ભાવતાલ માટે મળો અથવા લખો

## અરૂણ હોઝિયરી મિલ્સ લિ.

મેનેજીંગ ડાયરેક્ટર
વી. સી. દેસાઈ

રૂવાપરી રોડ
ભાવનગર

# ત્યજાયેલો

નરહરિ કાશ્યપ

જુવેનીલ *(જુવેનાઇલ) કોર્ટમાં હું સમાજ સેવક તરીકે કામ કરતો હતો. મારા આ કાર્ય દરમિયાન એકઠી કરેલી નોંધો માંહિની આ એક સાચી વાત છે.

માર્થા વીલોક નામનાં એક બાનુને બાળકની જરૂર હતી, અને બીલી બ્રેન્ડન નામનો છોકરો કે જેના ઉપર, આઠ વર્ષની ઉમરમાં એ જણને મારી નાખ્યાનો આક્ષેપ હતો, તેની આ વાત છે.

સને ૧૯૨૯માં શ્રીમતી વીલોક, જો મળી શકે તો એક બાળક દત્તક લેવા માટે મારી ઓફિસે આવ્યાં હતાં, માતૃત્વની મહેચ્છાવાળાં એ બાનુની ઉમર પિસ્તાળીશની આસપાસ હતી. તેમના પતિ એક ફાર્મ ચલાવતા હતા. બન્ને જણને બાળકો પ્રત્યે ખૂબ મમતા હતી, પણ કમનસીબે, તેમને પોતાને કંઇ સંતતિ ન હતી.

તેમની મોટી ઉમરને કારણે, કોઇપણ કોર્ટ દત્તક તરીકે કોઇ બાળકને સોંપે તેમ ન હતું. આ બાબતની ચોખવટ તેમની સમક્ષ કરવાનું મારે માટે મુશ્કેલ હતું. બે વર્ષ બાદ બીલી બ્રેન્ડન નામનો છોકરો મારી પાસે આવ્યો હતો, તેને વિશે ફરિયાદો અનેક હતી, અને આવો દુષ્ટ છોકરો તો મેં પહેલી વાર જ જોયો હતો. આ બીલીની મા નાનપણમાં ગુજરી ગઈ હતી. અને તેનો બાપ, નીક બ્રેન્ડન ધધે જુગારી હતો. જે કુટુંબ સાથે આ બાપદીકરો રહેતા હતા તેમને આ છોકરાની કંઈ પડી ન હતી. એક દિવસ એવું બનેલું કે ઘરમાં ટેબલ ઉપર ભૂલથી, ભરેલી પિસ્તોલ પડી રહેલી, તે આ બીલીએ ઉપાડી લીધી અને ઘરની બહાર નીકળી ગયો. રસ્તામાં શહેરના અગ્રગણ્ય છાપાના તંત્રીનો દીકરો તેને સામો મળ્યો. તેણે તે પિસ્તોલ જોઇ અને બીલી પાસેથી આંચકી લેવા પ્રયત્ન કર્યો. બન્નેની ખેંચતાણ ચાલતી હતી તેવામાં અકસ્માત ઘોડો દબાયો પરિણામે પિસ્તોલમાંથી છૂટેલી ગોળીએ તંત્રીના દીકરાનો જીવ લીધો.

આ તંત્રીએ પોતાના છાપામાં આ બાબતને ખૂબ મહત્ત્વ આપ્યું, અને નીક બ્રેન્ડન અને તેના છોકરા માટે ઉગ્ર ટીકાઓ કરી. રીપોર્ટરે નીક બ્રેન્ડનને ભૂતકાળમાં કેવા કેવા જાકુબી ધંધા કર્યા હતા. તેની સઘળી માહિતી ભેગી કરી છાપી માર્યું. વધારામાં બીલી વિશે પણ લખ્યુ કે તેની પાંચ વર્ષની ઉંમરે, દીવાસળી વડે અટકચાળા કરતાં પડોશીની છોકરીને સળગાવી મૂકી હતી, જે છોકરીનું મરણ નીપજ્યું હતું. અને આ રીતે બીલીને 'છાપેલ કાટલું' બનાવી દીધો.

છાપામાં પ્રગટ થયેલ લખાણને પરિણામે નીક બ્રેન્ડનને જુગાર રમવાના આરોપસર એક વરસની કેદ મળી, અને બીલીને જુવેનીલ કોર્ટના રક્ષણ નીચે મૂક્યો.

તેની આવી રીતભાત અને તોફાની ટેવો બાબત તપાસ કરાવવા, હું તેને લઈને શહેરના જાણીતા માનસશાસ્ત્રી પાસે ગયો. તપાસમાં કહેવામાં આવ્યું કે આ સામાન્ય કક્ષાનો છોકરો છે અને હજુ તેની બુદ્ધિને યોગ્ય માર્ગે લઇ જવા અવકાશ છે. માટે તેને જો કોઇ સારા કુટુંબમાં રાખવામાં આવશે તો જરૂર પ્રેમ ને લાગણીને સમજતાં શીખશે.' ત્યારબાદ ઘણી જગ્યાએ તેને રખાવવા માટે પ્રયાસ કર્યો. પણ બીલીને વિશે અગાઉ છાપામાં ખરાબ પ્રચાર થયો હોવાથી, કોઇ તેને રાખવા તૈયાર ન થયું. આથી કંટાળી જઇને, મારી ઓફિસમાં આ બાબત કોર્ટને રીપોર્ટ કરવાનો વિચાર કરતો હતો તેવામાં અચાનક, પેલાં માર્થા વિલોક મને યાદ આવ્યાં, તેમને દત્તક તરીકે એક બાળકની જરૂર હતી.

---

* બાળકો માટેની કોર્ટ

તુર્ત જ બીલીને સાથે લઈને મોટરમાં હું વીલોકનાં ફાર્મ તરફ જવા નીકળ્યો.

મારા હૃદયમાં ખાતરી થઇ ચૂકી હતી કે વીલોક કુટુંબ, બીલીને રાખશે જ, અમે તેમના ફાર્મને દરવાજે આવી પહોંચ્યા હતા. જુલાઈ માસ હોવાથી લાણીટાણું હતું. આગળ જ બેઠા ઘાટનું મકાન હતું. મકાનની બાજુમાં ઘોડાના તબેલા અને ઘાસની ગંજીએ હતી. જરા દૂર ખળાં પથરાયેલાં પડયાં હતાં અને આનંદથી લાણી થઇ રહી હતી. અમારી મોટરને આવતી જોઇ માર્થાએ ખેતરમાં જ ઊભાં ઊભાં હાથ ઊંચો કરી આવકાર આપ્યો. અંદર મકાન પાસે જ અમે મોટર ઊભી રાખી, દરમિયાન તેઓ આવી પહોંચ્યાં; પાછળ તેમના પતિ આવી રહ્યા હતા.

માર્થા વીલોકે, અમને મોટરમાંથી ઊતરી અંદર આવવા કહ્યું અને ચાપાણી લેવા આગ્રહ કર્યો. અમે બહાર પરસાળમાં બેઠા. ચા આવી અને સાથોસાથ બીલીને માટે પાઉં અને મુરબ્બો આવ્યો. તેણે કોંકનું મોઢું હોય તેમ ખાવું શરૂ કરી દીધું. માર્થા અને તેમના પતિ મિ. હર્બર્ટ, આ રીતે ખાતા છોકરાનું નિરક્ષણ કરી રહ્યાં હતાં.

મેં બીલીની ઓળખાણ કરાવી કે 'આ શહેરનો છોકરો છે. અને અહીં તમારી પાસે ઘોડા કે વછેરાં હશે તો તેને જોવાં બહુ ગમશે.'

માર્થાએ તેમના પતિને—બીલીને સાથે મોકલીને—તબેલામાં ઘોડા બતાવવા મોકલ્યા.

અમે એકલાં પડયાં. થોડી વારે કંઇ યાદ આવ્યું હોય તેમ માર્થા બોલી ઊઠયાં: 'આ તો પેલા બ્રેન્ડન-કુટુંબનો છોકરો ખરું ને? અઠવાડિયા ઉપર આને માટે છાપામાં ફોટા જોયા હતા એટલે હું ઓળખી શકું છું, આ છોકરાએ તો ભાઇ ગજબ કરી છે! પણ...' એ કંઇ આગળ બોલે તે પહેલાં વચ્ચેથી જ મેં કહ્યું: 'હા સાચી વાત છે. જુઓ ને હમણાં જ એક કુટુંબની મુલાકાત લીધી હતી, મને આશા હતી કે બીલીને તે ઘરમાં હું થોડા મહિના રખાવીશ કે જેથી તેની ખરાબ છાપ ભૂંસાઇ જાય અને ત્યાર બાદ કોઇ સારું સ્થળ શોધી તેને કાયમ માટે રહેવાનું કરી આપવું, પરંતુ કમભાગ્યે તે કુટુંબના માણસો એને કુટુંબમાં લેવાના વિચારે જ ગભરાયાં, આથી ત્યાં રાખવાને માટે હવે આશા રહી નથી. આ છોકરો કોઇને જોઇતો નથી પણ ખરું પૂછો તો મારા મત મુજબ, એ સારો અને યોગ્ય છોકરો છે. સાથોસાથ સમાજને માટે શરમની વાત છે કે તેને સારા થવાની એકેય તક આપવામાં આવતી નથી.'

માર્થાની આંખમાં ચમકારો આવી ગયો. તે ખુરશીમાંથી ઊભી થઇ અને કહ્યું: 'તમે જરા થોભો. હું મિ. હર્બર્ટ જોડે વાત કરીને આવું છું.'

થોડી વારે તેઓ બીલીને આંગળીએ વળગાડીને પાછાં આવ્યાં. મેં બીલીને પૂછ્યું: 'કેમ અહીં તને ફાવે તેમ છે કે નહીં?'

માર્થાએ જવાબ દીધો: 'તમે જો રજા આપો તો તેની ઇચ્છા એકાદ બે માસ અહીં રહેવાની છે.'

'ખુશીથી રહી શકે છે.' મેં રજા આપી અને ત્યાંથી વિદાય લઇ ઑફિસે આવ્યો.

માત્ર 'એકાદ બે માસ નહીં' પરંતુ બીલી

---

પાન ૨૩નું ચાલુ ]

તાત્યાએ દાઢી ખંજવાળી હાથ ચોળ્યા, અને શૂન્યપણે બોલ્યા, 'હું...હા, હા.'

પછી એકદમ એમને થયું કે દીકરા સાથે તકરાર કરું—'શો ત્રાસ આ બધો! આ શું! કેવી રીતે કાઢવા દિવસ!...' પણ કયા બહાને તકરાર કરવી એ સૂઝ્યું નહિ, અને એમણે કારણ વગર જ હાથના ચાળા કર્યા.

એમના દીકરાએ એ જોયા નહિ, અને બાપને સુખી કર્યાના આનંદમાં એ ત્યાંથી ચાલ્યો ગયો.

[ શ્રી ગંગાધર ગાડગીળની મરાઠી વાર્તાનો અનુવાદ

એ કુટુંબ સાથે દશ વર્ષ રહ્યો. સગી માની સાચવણુને બાજુ પર મૂકી દે તેવી રીતે માર્થાએ આ તોફાની છોકરાને સાચવી મોટો કર્યો.

ફરી એક વખત છાપાવાળાએ બીલી ક્યાં છે એ શોધી કાઢ્યું અને તેનું જૂનું પ્રકરણ છાપા દ્વારા ઉખેળ્યું. છાપું વાંચીને તુર્ત જ માર્થા પોતાની જૂની મોટરમાં શહેરમાં આવી અને છાપાના તંત્રીને મળી. તંત્રીને તેણે શું સમજાવ્યું તેની ખબર નથી પરંતુ પરિણામ એ આવ્યું કે ફરી કોઈ વાર બીલી બ્રેન્ડનને માટે છાપામાં લખાયું ન આવ્યું.

બીલી આ ફાર્મમાં રહેવા આવ્યો તે પહેલાં પડોશીઓ પોતાનાં બાળકોને રમાડવા વીલોક પાસે આવતાં; તે બધાં બીલીના આગમનથી આવતાં બંધ થયાં. ત્યારે હર્બર્ટ અને માર્થા, બીલીને સાથે લઈને વગર આમંત્રણે પોતાનાં જૂનાં મિત્રોને ત્યાં જવા લાગ્યાં, થોડા વખતમાં આ છોકરાને માટેનો અણગમો દૂર થયો.

નિયમિત રીતે હું તેની મુલાકાત લેતો હતો, અને તેનામાં થતા ફેરફારનું બારીકાઈથી નિરીક્ષણ કરતો હતો. સમાજથી ભડકેલો અને વીફરી ગયેલો છોકરો આજે સુખી અને દઢમન વાળો જુવાનિયો બની રહ્યો હતો. હાઈસ્કૂલમાં ઊંચે નંબરે પાસ થઈ કોલેજની સ્કોલરશીપ મેળવી તે ગ્રેજ્યુએટ થયો હતો. માર્થા અને હર્બર્ટ બીલીને કાયદેસર દત્તક લેવા માગતાં હતાં પરંતુ જુવેનીલની કોર્ટ છોકરો ઉમરલાયક ન થાય ત્યાં સુધી તેને સોંપે તેમ ન હતી.

આ દરમિયાન નીક બ્રેન્ડન સજા ભોગવીને જેલમાંથી છૂટયો હતો. તેણે મારી મુલાકાત લીધી અને મને જણાવ્યું કે 'હું હવે સારો ધંધો કરવા માગું છું, કે જેથી કોર્ટ મારા દીકરાને પાછો સોંપી શકે.'

વર્ષમાં બે વાર તે બીલીને મળ્યો હતો. અને પત્રો નિયમિત લખતો ઉપરાંત કીમતી ભેટો મોકલ્યા કરતો હતો.

તે જિલ્લાના પશ્ચિમના શહેરમાં દારૂબંધી ઊઠી ગયા પછી નીક બ્રેન્ડને ત્યાં દારૂનું પીઠું ખોલ્યું હતું. તેણે ફરી વાર લગ્ન કર્યાં, આ વખતે બીલીની ઉમર ઓગણીસ વર્ષની થઈ હતી.

નીક બ્રેન્ડને બીલીને પાછો મેળવવા માટે કોર્ટને અરજી કરી જેના જવાબમાં ન્યાયાધીશે તે બાબત, છોકરાની મરજી પર છોડી.

બીલી પોતાનું ભાવીસ્થાન નક્કી કરે તે પહેલાં એક દિવસ અગાઉ એર ફોર્સમાં તેનું નામ નોંધાઈ ગયું હતું. એ બોમ્બર ટેઈલ ગનર બન્યો હતો. તેના વિમાનને બે વખત નીચે તોડી પાડવામાં આવ્યું હતું પરંતુ સદ્‌ભાગ્યે એ બચી જવા પામ્યો હતો. લડાઈ દરમિયાન જ્યારે એ દરિયા પાર હતો ત્યારે પોતાના પગાર તરીકે મળતી રકમ તેણે માર્થાને મોકલાવી આપી હતી.

એના શરીરે ચાર જખમ થયા હતા આથી લડાઈમાં સને ૧૯૪૫માં લશ્કરમાંથી તેને છૂટો કરી દેશમાં મોકલી આપવામાં આવ્યો હતો.

એક દિવસ સવારમાં માર્થા તરફથી મને તાકીદનો સંદેશો મળ્યો તેમાં લખ્યું હતું કે 'આજે બીલી અને તેના પિતા મારે ત્યાં આવનાર છે તો આપ અચૂક આવશો અને ભોજનનું મારી સાથે રાખશો.' તુર્તજ હું મોટર લઈને નીકળ્યો અને તેના ફાર્મ પર પહોંચી ગયો.

થોડી વારે મી. નીક બ્રેન્ડન નવી જ ટુ-સીટર મોટરમાં બીલીની સાથે આવી પહોંચ્યા. મિ. નીક દારૂના પીઠા ઉપરાંત બીજા બે રેસ્ટોરંટના માલિક બન્યા હતા, અને પોતાના પુત્રને આ ધંધામાં ભાગીદાર બનાવવાની તેમની ઇચ્છા હતી. પોતાનો પુત્ર પાછો ફરે છે તેની ખુશાલીની ભેટ તેઓ સાથે લેતા આવ્યા હતા.

બીલીને આવીશમું વર્ષ ચાલતું હતું અને પોતે ક્યાં રહેવું તે જાતેજ નક્કી કરવાનું હતું.

બધાં ટેબલ ફરતાં બેઠાં હતાં. બીલીના મનની મૂંઝવણ જણાઈ આવતી હતી. એક બાજુ પર ઊભા રહીને લગભગ એક કલાકથી આ છોકરાની —અને પક્ષ તરફની પોતાની ફરજ અદા કરવાની ભાવનાએ તેનામાં જન્માવેલી મનની મૂંઝવણને હું જોઈ રહ્યો હતો.

માર્થા અને હર્બર્ટ પ્રત્યે તેને અગાધ પ્રેમ




થઈ આગળ બોલવું શરૂ કર્યું: 'આ બાબતને માટે આજ સુધી મેં વિચાર કર્યા કર્યો છે. અને...વારુ! ત્યારે હું અહીંયાં જ રહેવાનું પસંદ કરું છું. આવતાં થોડાં વર્ષોમાં અનાજના ભાવો ઊંચા જાય તેમ લાગે છે, એટલે હું આ ખેતરને માટે જોઈતાં સાધનો તેમજ ઘોડા, ખચ્ચર વગેરે ખરીદવા સરકાર પાસેથી લોન લઈશ, કારણ અહીં રહેવું મને વિશેષ પસંદ પડયું છે; કદાચ બીજી કોઈ જગ્યા કરતાં પણ...'

ઘડીભર નીક બ્રેન્ડન પોતાના આવા દીકરા માટે મગરૂબ થયો હોય તેમ લાગ્યું. હસીને તેણે બીલીને કહ્યું: 'તારા મનની વાત હું બરાબર જાણી શકયો છું બીલ! તારે જેટલાં નાણાં જોઈતાં હશે તેટલાં હું તને ધીરીશ.'

આ સાંભળી માર્થા, ખુરશીમાંથી ઊઠી. અને અમે તેનાં આંસુ ન જોઈ શકીએ એ રીતે પોતાનું મોં બાજુ પર ફેરવી બીલને કહ્યું: 'બેટા તારે વધારે નાણાં ઉછીનાં લેવાં નહિ પડે, લડાઈ દરમિયાન તેં જે નાણાં મને મોકલ્યાં હતાં તે તારે માટે જ અનામત રાખી મૂક્યાં છે.'

પ્રેમ અને લાગણી કોઈ દિવસ એકતરફી હોતાં જ નથી. અસહાય સ્થિતિના આ ત્યજાએલા બાળકને પાળી પોષીને, વિલોક કુટુંબે જીવનના મોટામાં મોટા આનંદનો પાક ઉતાર્યો અને માર્થાના નિઃસ્વાર્થ પ્રેમની જ્યોતથી બીલીના જીવનનું અંધારું દૂર થયું. [અનુવાદિત

# બે પ્રસંગકથાઓ

વસંત

## ૧ : અદ્‌ભુત સ્વપ્ન

પ્રખ્યાત અમેરિકન લેખક માર્ક ટ્વેઈનનું મૂળ નામ સામ ક્લેમન્સ હતું. એક દિવસ જુવાન સામને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેણે એના નાના ભાઈ હેનરીના શબને એક ધાતુના કોફીનમાં પડેલું જોયું. એ કોફીન બે ખુરશી ઉપર ટેકાવી રાખેલું હતું. તેની છાતી ઉપર સફેદ ફૂલોનો એક ગુચ્છો મૂકેલો હતો. એ ગુચ્છામાં વચ્ચે એક લાલ રંગનું ફૂલ હતું. સામને આ સ્વપ્નું ઘણા વખત સુધી યાદ આવ્યા કરેલું. અને ઘણા પ્રયત્નપૂર્વક એ વિસારી શક્યો.

ઘણા ઘણા મહિના પછી એ સ્ટીમરમાં સેંટ લુઇ જવા નીકળ્યો. ત્યાં તેને હેનરી મળવાનો હતો. હેનરી ન્યુ ઓર્લીઅન્સથી બીજી સ્ટીમરમાં આવતો હતો. પરંતુ મીસીસીપી નદી ઉપરના ગ્રીનવીલે ગામમાં આવતાં ખબર પડ્યા કે જે સ્ટીમરમાં હેનરી આવતો હતો એ સ્ટીમર મેમ્ફીસ પાસે જ ડૂબી ગયેલી. અને દોઢસો માણસોએ પોતાની જાન ગુમાવી. સામ ક્લેમન્સની મતિ જાણે કે ભ્રમિત થઇ જતી લાગી. કાંઠે આવી તેણે ફેરિયા પાસેથી છાપું લઇ ધ્રૂજતા હાથે ખબર જોયા. હેનરીનું નામ બચી ગયેલાની યાદિમાં વાંચી તેને અત્યંત આનંદ થયો. એ ઝડપથી મેમ્ફીસ આવ્યો પરંતુ મેમ્ફીસમાં તેની આશાઓ ભાંગી પડી. સ્ટીમર ઉપરના બીજા પેસેન્જરોને બચાવવા જતાં હેનરી સખત દાઝી ગએલો ને મૃત્યુની અણી ઉપર હતો. ૭ દિવસ અને ૭ રાત સુધી એ તેની પથારી પાસે જ બેઠો રહ્યો. અંતે શરીર જ્યારે થાકીને ઢળી પડ્યું ત્યારે ગામવાસીઓ તેની તરફ મમત લાવી તેને લઇ જઇ પથારીમાં સુવરાવી દીધો. જ્યારે એ જાગ્યો ત્યારે તુરત કપડાં પહેરી એ ઇસ્પીતાલમાં પોતાના ભાઇની પથારી પાસે ગયો. હોસ્પીટલમાં આવતાં જ એ અચાનક અટકીને ઊભો રહ્યો. વચલા હોલમાં બે ખુરશીને ટેકે એક ધાતુનું કોફીન રાખેલું જણાયું. કોફીનમાં તેણે પોતાના ભાઇને સુતેલો જોયો. સ્વપ્નાનું ચિત્ર આબાદ રીતે મૂર્તિમંત રજૂ થતું સામ અનુભવી રહ્યો. ફક્ત ધોળા ફૂલની વચમાં એક લાલ ફૂલવાળો ગુચ્છો જ ખૂટતો હતો. સામને પાછળથી ખબર પડી કે ગામલોકોને હેનરીની બહાદુરીથી અત્યંત લાગી આવેલું અને તેમણે જ ફાળો કરી એ ધાતુનું કોફીન બનાવરાવેલું. અત્યંત દુઃખભર્યા દિલથી એ મૃતદેહ પાસે ઊભો રહી તેને નીરખતો હતો ત્યાં જ એક મોટી ઉમરની સ્ત્રીએ અંદર આવી મૃતાત્માની છાતી ઉપર ફૂલ મૂક્યાં. સફેદ ફૂલનો એ ગજરો હતો -અને વચ્ચે એક લાલ ફૂલ ચમકતું હતું.

બાળપણમાં આવેલ સ્વપ્નાને સિદ્ધ થતું જોઇ માર્ક ટ્વેઈનની આંખમાં આંસુ સમાયાં નહીં.

## ૨ : બરફ અને પાણી

૧૯૧૨ના શિયાળામાં નાયગરાનો જળધોધ ઠરીને હિમ બની ગએલો. ધોધની બન્ને બાજુ ઉપરની અમેરિકા અને કેનેડાની સરહદોને સાંધતો બરફનો એક આશરે ૮૦ ફુટનો થર બની ગયેલો. વાતાવરણમાં ઠંડી બહુ હતી તોપણ ગરમ કપડાં પહેરી અનેક લોકો ફરવા નીકળી પડેલાં.

આશરે પચાસેક જેટલાં માણસો એ બરફ ઉપર આનંદથી આમતેમ ફરતાં હતાં. આવો મોટો નિરંતર વહેતો ધોધ આજે સ્થિર થઇ અચેતન પડેલો એમાં જાણે માનવીને પ્રકૃતિ ઉપર વિજય મેળવ્યા જેવો વિલક્ષણ આનંદ મળતો હતો. સૌ કોઈ એકબીજા સામે બરફ ઉડાડતું ગમ્મત કરતું હતું. આવો જબ્બર

પુલ કોઈ રીતે ભયરૂપ બની શકે એવો કોઈના દિલમાં સહેજે ખ્યાલ ન હતો. આથે આથે ઊંડાણમાં નાયગરાના વહ્યા જતા નીરનો ગંભીર અવાજ વાતાવરમાં ઘેરી અસર ઉપજાવતો હતો,

અચાનક જ અને જરા પણ ચેતવણી સિવાય બરફનો એ વિશાળ પુલ જાણે કે સંકોચાવા માંડયો. વાતાવરણમાં ખળભળાટ મચી ગયો થોડી જ વાર પહેલાં જ્યાં આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો ત્યાં દારુણ ઉલ્કાપાત પ્રગટી નીકળ્યો. બરફનો એ આખો યે પુલ જુદા જુદા કટકાઓમાં ભાંગી ગયો. સૌ કોઈ કિનારે પહોંચવા દોડયું. કેટલાક હિંમત કરી એક ઉપરથી બીજા ઉપર કૂદતા ગયા. કેટલાક જે કિનારા પાસે જ સારે નસીબે રહેલા એ તરીને કાંઠે પહોંચી ગયા.

એક મોટો કટકો મધ્ય વહેણ તરફ ધીમે ધીમે ઘસડાતો જતો હતો અને તે ઉપર આઠ માણસો રહી ગયેલા. કિનારે પહોંચવા એ લોકો ગાંડા માફક તરફડિયાં મારવા લાગ્યાં તેમાંના એકે બૂમ મારી કે કેનેડા તરફની બાજુ વધુ સલામત છે અને તે પાણીમાં કૂદી પડયો. તેની પાછળ બીજા પાંચ માણસોએ ઝંપલાવ્યું.

પરંતુ મીસ્ટર અને મીસીસ સ્ટેન્ટન નામના બે જણ રહી ગયાં. અમેરિકન બાજુ ઉપર પાણીનો મોટો પ્રવાહ હવે વહેતો હતો. કેનેડિયન બાજુ ઉપર ધસતાં મીસીસ સ્ટેન્ટનનો પગ લપસ્યો ને પડી ગઈ. શરીરની શક્તિ બધી વપરાઈ ચૂકી. 'હું નહિ આવી શકું. મને અહીં જ મરવા દો.' તેણે પોતાના પતિને કહ્યું.

સ્ટેન્ટને તેને ઊંચકવા મહેનત કરી પરંતુ પોતે પણ થાકેલ હતો એથી એણે મદદ માટે બૂમ મારી. બિલકુલ સલામત જગ્યાએ પહોંચી ગએલ એક જુવાન એ સાદ સાંભળી પાછો ફર્યો. એ હતો ૧૭ વર્ષનો બરેલ હેનકોક. કૂદકો મારીને એ સ્ટેન્ટનવાળી શિલા ઉપર આવી ગયો.

આ ભયંકર બનાવના સમાચાર કાંઠા પરના બન્ને બાજુનાં ગામમાં પહોંચી ગયા. કેનેડા અને અમેરિકાના બંબાવાળાઓ મદદ માટે દોડી આવ્યા. કેટલાક માણસો પોતાની સાથે લાંબા વાંસ અને દોરડાં લાવ્યા. કેટલાક નાયગરા ઉપરના લોખંડી પુલ ઉપરથી દોરડાં પાણીની સપાટી સુધી લટકાવી તૈયાર થઈ ગયાં. કાંઠા ઉપર ડોક્ટરો અને નર્સો એમ્બ્યુલન્સ લઈને મદદ માટે તૈયાર ઊભાં હતાં. હજારો માણસો બંને કાંઠે આ અતિ ભયાનક દશ્ય જોવા જમા થઈ ગયેલું. વાહનવ્યવહાર બધો અટકી પડયો.

બરફની એ મોટી શિલા ધીમે ધીમે મધ્ય વહેણમાં ઘસડાતી હતી પરંતુ મધ્યમાં આવ્યા પછી તેની ગતિ વધવા લાગી. ઉપર સપડાયેલાં ત્રણ માનવી મૃત્યુના મુખમાંથી છટકવા મહેનત કરતાં હતાં. ધોધથી બે ફર્લાંગ જેટલું દૂર રહ્યું ત્યાં એ શિલાના બે ભાગ થયા. આશરે ૫૦ ફુટનો મીસ્ટર અને મીસીસ સ્ટેન્ટનવાળો કટકો અમેરિકન બાજુ તરફના વહેણમાં ઘસડાયો. પેલા જુવાન હેનકોકવાળો ભાગ બીજી તરફ વહેણમાં વળી ગયો.

હજી ઊગરવાની આશા હતી. પુલ ઉપરથી બંબાવાળા અને પોલીસો દોરડાં લટકાવી તૈયાર ઊભા હતા. શિલા પુલ પાસે પહોંચી કે તુરત હેનકોકે કૂદકો મારી દોરડું પકડી લીધું. કિનારા ઉપરના લોકોએ હર્ષનાદ કર્યો.

પરંતુ હેનકોક દોરડા સાથે પાણીના મોટા વમળમાં જઈ પડયો. શરીરે સશક્ત હોવાથી તેણે દોરડાની પકડ છોડી નહિ અને પ્રબળ તાકાત વાપરી તેણે પોતાના શરીરને પાણીમાંથી ઊંચક્યું. તેના માથે દોઢસોથી વધુ ફૂટ ઊંચેના માણસો તેને ધીમે ધીમે ઉપર ખેંચવા લાગ્યા. ફરી એકવાર લોકોએ આનંદની કિકિયારી કરી.

પરંતુ આટલું કરવામાં હેનકોકના શરીરને અને મનને ઘણી મહેનત પડેલી એક કલાકથી વધુ વખત એ બરફ ઉપર હતો. એના ઠરીને હિમ થઈ ગયેલા હાથ હવે વધુ હામ આપી શકવા અસમર્થ હતા. દોરડું એણે પોતાના પગે

વીંટવા માટે મહેનત કરી જોઇ, મોઢેથી પકડી રાખવા દાંત પણ ભરાવી જોયા.

કાંઠે ઊભેલા કંઇકની આંખમાંથી આંસુ સરી પડ્યાં. ધીમે ધીમે હેનકોકનું શરીર ઉપર ખેંચાતું નજરે પડતું હતું. અચાનક વાતાવરણમાં એક ભયાનક ચીસ ગાજી ઊઠી. એક લાકડાના કટકાની જેમ એનું શરીર પાણીમાં પડતું દેખાયું એ ઉપરથી હાથ છટકી ગયા હશે એમ અનુમાન થયું.

મીસ્ટર અને મીસીસ સ્ટેન્ટન પોતાની ખસતી જતી શિલા ઉપરથી તેમને બચાવવા હિંમત કરનાર જુવાનનો આ દારુણ અંજામ ફાટી આંખે જોઇ રહ્યાં અને જાણે આ કરુણ નાટકનો પ્રથમ પ્રવેશ પૂરો થઇ બીજો શરૂ થતો હોય તેમ આ બીજી શિલા પણ પ્રથમને માર્ગે એ પુલ તરફના વહેણમાં ખેંચાણી. પુલ નીચે આવતાં જ સ્ટેન્ટને દોરડું પકડી ઝડપથી પોતાની પત્નીની કમરે વીંટાળીને ગાંઠ મારી દીધી. કિનારા ઉપરના સૌ માણસો સ્તબ્ધ બની જોઇ રહ્યાં. દરેકના હોઠ જાણ્યે-અજાણ્યે પ્રાર્થના ઉચ્ચારતા હતા.

પ્રવાહનો એક જબ્બર ધક્કો લાગવાથી શિલા દૂર જતી રહી ને દોરડું તૂટી ગયું. ધોધ હવે નજીક આવી ગયેલો અને પ્રવાહનું જોર પણ ઘણું હતું.

પરંતુ હજી પણ એક તક હતી.. બીજા પુલ નીચે પણ લોકો દોરડું તૈયાર રાખી ઊભેલા. સ્ટેન્ટને ફરી દોરડું પકડી લીધું ને પોતાની સ્ત્રીને વીંટાળવા મહેનત કરી પરંતુ હવે તેના હાથ ખોટા પડી ગયા હતા, શિલા બહુ જ ઝડપથી આગળ વધતી હતી. સ્ટેન્ટને જ્યારે જાણ્યું કે તેની પત્નીને બચી જવાનો કોઇ માર્ગ નથી ત્યારે તેણે દોરડું છોડી દીધું. પોતાની જાતનો તો તેને વિચાર સરખો પણ ન આવ્યો.

સઘળી આશાઓથી પરવારી બેઠેલા એ આદમીનું વિરલ વ્યક્તિત્વ આ અંતિમ પળોમાં ખીલી ઊઠ્યું. ધીમેથી તેણે તેની પત્નીને ઊંચકી ને ઊભી કરી અને તેને આલિંગન આપી ને કપાળ ઉપર એક ચુંબન કર્યું પરંતુ તેના પગ ચેતનાહીન થઇ જવાથી એ ઝાઝો વખત ઊભી ન રહી શકી ને પાછી ઢગલો થઇ સ્ટેન્ટનના પગ પાસે પડી.

તેણે પોતાનો કોટ કાઢી પોતાની પત્નીને ઓઢાડ્યો અને તેની પડખે ગળામાં હાથ નાખી ને રાહ જોતો બેઠો. કિનારા ઉપરથી હજારો માણસો જોઇ રહ્યા. નાનાંમોટાં બધાં ચોધાર આંસુએ રડી પડ્યાં. અવિરત ગતિ કરતી એ બરફશિલા એ બંને પતિપત્નીને લઇ લાખો નજરોની સામે જ ઊછળતા જળમાં અદૃશ્ય થઇ ગઇ. [ અંગ્રેજી પરથી

ડોકટરીની પરીક્ષા આપી રહેલા એક જુવાનને પૂછવામાં આવ્યું કે માનું દૂધ ગાયના દૂધ કરતાં બાળકો માટે વધુ સારું શા માટે છે તે જણાવતાં પાંચ કારણો લખો. તેણે આ પ્રમાણે લખ્યું. પહેલું તો એ વદન તાજું જ હોય છે. બીજું, તે વદન ચોકખું, બેગસેલ વિનાનું હોય છે, ત્રીજું, તેને બિલાડી પી જઇ શકતી નથી. ચોથું તેને સીનેમામાં, ગાર્ડન-પાર્ટીમાં, ટ્રેઇનમાં, ગમે ત્યાં ગમે ત્યારે લઇ જઇ શકાય છે અને થોડી વાર વિચાર કર્યા પછી પાંચમું કારણ લખ્યું: તે એવી જગાએ રહેલ છે કે ત્યાં કાંઇ કરવાની જરૂર રહેતી નથી. અને તે પાસ થયો.

## એક જાહેરખબર

જોઇએ છે એક શ્રીમંત ભણેલા સંસ્કારી યુવક માટે એક અવિવાહીત યુવતી ..જેને પ્રખ્યાત લેખક શ્રી. ક.ની નવલકથા નામે 'સુંદરી'ની નાયિકા જેમ વાતચીત કરતાં અને તેની જેમ આધુનિક રીતે રહેતાં આવડતું જોઇએ.

બે અઠવાડિયામાં શ્રી. ક.ની નવલકથાની બધી નકલો 'ચપોચપ' ઊપડી ગઇ. બા.બ્યા.

મારગ ઉપર રાજકુમારીના કુમ-કુમનાં પગલાં પડ્યાં છે, એટલી જ એંધાણી છે. મારગડે મીઠી સોડમ વછૂટી રહી છે, એટલાં જ રાજકુમારીનાં એંસાણ છે. ને તો ય શ્રીદત્ત મૂઢની જેમ મારગ જોતો ઊભો છે. દિલડું તો રાજકુમારી સાથે દોડી ગયું છે. એ પાછું આવે ત્યારે શ્રીદત્તને આગળની વાટ સૂઝે ને !

પણ ત્યાં તો દૂર દૂરથી અવાજ આવ્યો છે ! 'દોડો દોડો ! બચાવો બચાવો ! રાજકુમારીને સર્પ ડરચો છે.'

શ્રીદત્તને કાને અવાજ પડ્યો છે. ત્યારે તો દેવપંખીણી કેવળ દર્શન દઈને જ ઊડી ગઈ ? અરેરે ! ભાગ્યમાં લખી નહોતી, તો પછી વિધાતાએ એવડાં રૂપ નજર સામે શીદને ખડાં કર્યાં ? એ તો સાદ સાંભળીને કલ્પાંત કરવા લાગ્યો છે.

ત્યાં તો એને વિદ્યુત્પ્રભાની વીંટી સાંભરી છે. એ વીંટી તો કાળકૂટને ય અમૃત બનાવે. એ તો દોડ્યો છેઃ 'હું સાપ ઉતારું છું. હું ઝેર ચૂસી શકું છું. મારી પાસે તો સાપ ઉતારવાનો મંત્ર છે. વિષનાં અમૃત કરે એવી મારી પાસે સિદ્ધિ છે.'

સહુએ એને મારગ દીધો છે. શ્રીદત્તે રાજકુમારીની આંગળીએ વીંટી પહેરાવી છે. પસલી ભરીને પાણીની અંજલિ છાંટી છે.

વીંટી અંગે અડતાં તો રાજકુમારી આળસ મરડી ઊભી થઈ છે. અને લોકો-માં આનંદ-ફેરી વળ્યો છે.

પણ કોઈએ મંત્રના જાણનાર સામું જોયું નથી. કોઈએ એને બે મોઢે બોલાવ્યો પણ નથી. મંત્રકારની વીંટી રાજકુમારીની આંગળીએ રહી ગઈ છે અને દાસજનો રાજકુમારીને સુખાસને બેસાડીને ત્યાંથી ચાલ્યા ગયા છે. શ્રીદત્ત સૂની કુંજો અને સૂની શેરીઓ નિહાળતો મૂઢની જેમ ઊભો રહ્યો છે.

કોઈએ એને કાંઈ કહ્યું કારવ્યું નથી. છતાં રાજકુમારીએ આંખના પલકારામાં એને મનની બધી વાત કહી નાંખી છે. અને આજે દાસી એની એ વાત ફરીથી કહેવા શ્રીદત્ત પાસે આવીને ઊભી છે.

દાસીએ શ્રીદત્તને વીંટી પાછી સોંપી છે અને કહ્યું છેઃ 'આ તમારી વીંટી રાજકુમારીની આંગળીએ રહી ગયેલી. રાજકુમારીએ કહ્યું છે કે તમારું હતું એ તો પાછું મોકલું છું; પણ તમારી પાસે હૈયું વીસરીને આવી છું, એ તો હવે કેમ કરીને પાછું માગી શકીશ ?'

ત્યારે શ્રીદત્તે કહ્યું છેઃ 'એક વાનું પાછું આપવા આવ્યાં છો અને બીજું દપટીને બેઠાં છો, એવો તે તમારા મુલકનો કેવો આચાર ?'

ત્યારે દાસીએ કહ્યું છેઃ 'અમારા દેશનો તો રિવાજ એવો કે માગો તેથી સવાયું આપીએ. તમારું છે એ ય પાછું સોંપશું અને અમારું હશે એ ય તમને આપી દેશું. તમે કહો તેટલી વાર છે.'

શ્રીદત્તે મિત્રો સાથે મસલત કરી છે. બધી યુક્તિ દાસીને સમજાવી છે.

અને દાસી રાજકુમારીને વધામણી દેવા દોડી દોડી પાછી ગઈ છે.

રાત પડી છે ને રાજકુમારીના મહેલમાં બે સ્ત્રીઓ આવી છે. બંને ગાંડીઘેલી છે અને નશામાં ચકચૂર છે. રાજકુમારીએ બંનેને નવાં નવાં કપડાં પહેરાવી મખમલ મશરૂની તળાઈએ પોઢાડી દીધી છે. વળતાં બાઈઓના લીરાલઘરા પોતે અને દાસીએ પહેરી લીધાં છે. વેશબદલો કરીને મૃગાંકવતી દાસી સાથે મહેલમાંથી બહાર નીકળી ગઈ છે.

નગરને દરવાજે શ્રીદત્તના મિત્રો પાણીપંથા ઘોડા તૈયાર રાખીને ઊભા છે રાજકુમારી મિત્રોની સાથે જંગલને મારગે પડી છે અને શ્રીદત્ત બાકીની વાત પૂરી કરવા નગરમાં રોકાયો છે.

મધરાતે રાજકુમારીના મહેલને આગ લાગી છે સવારે મહેલ બળીને ખાખ થયો છે. એની રાખમાંથી બે અસતરીનાં બડથાં હાથ લાગ્યાં છે. લોકોએ કહ્યું કે રાજકુમારી અને તેની દાસી આગમાં બળીને ઢગલો થઈ ગયાં!

એટલી વાત પાકી કરીને સવારે શ્રીદત્તે પણ જંગલની વાટ લીધી છે

જંગલની વાટે શ્રીદત્ત ચાલ્યો જાય છે. અને ચાલતાં મારગમાં એણે ઘવાયલાં ઘોડાં ને ઘોડાનાં અસવાર દીઠાં છે. કોક જીવે છે ને કોક મરી ગયાં છે શ્રીદત્તે મિત્રોને ઓળખ્યાં છે. પૂછ્યું છે. 'આ તે શી આફત ઊતરી આવી છે?'

ત્યારે મિત્રોએ કહ્યું છે: 'વનની વાટે લૂટારાએ ઘેર્યા. અમારા હાલહવાલ કર્યા અને મૃગાંકવતીને લઈને દુશ્મનો ચાલ્યા ગયા.'

સાંભળીને શ્રીદત્ત ઉશ્કેરાઈ ગયો છે. મિત્રોએ દુશ્મનોનો મારગ બતાવ્યો છે અને દીઠે મારગડે શ્રીદત્તે ઘોડો મારી મૂક્યો છે.

લૂટારા આનંદકિલોળ કરતા ચાલ્યા જાય છે લાખોની મતા મળી છે, અને સલુણી સુંદરી મળી છે. એમના આનંદનો તો પાર નથી. એમને ઉતાવળ નથી ને ઉતાવળે નથી. ત્યાં તો શ્રીદત્ત એમને આંબી વળ્યો છે: 'ઊભા રહેજો મલકના ચોર, પારકી મતા ઓળવીને હવે કેટલેક જશો?'

લૂટારાએ તલવારો ખેંચી છે. શ્રીદત્તની અજિત તલવાર ઘુમવા ચઢી છે. પલવારમાં તો લૂટારા જીવ બચાવવા નાઠા છે. શ્રીદત્ત રાજકુમારીને લઈને મિત્રોને મળવા પાછો વળ્યો છે

પણ એનો ઘોડો ઘમસાણમાં મરી પરવાર્યો છે. બંને પગપાળા ચાલે છે ને ચાલતાં ચાલતાં મૃગાંકવતીને તરસ લાગી છે: 'પાણી લાવી આપો તો જ ડગલું આગળ દઈ શકાય તેમ છે'

કુંવરીને ઝાડ નીચે બેસાડીને શ્રીદત્ત પાણીની શોધમાં ગયો છે પાણી તો મળ્યું છે, પણ રઘવાટમાં મારગ ભૂલી બેઠો છે ભૂખ્યો ને તરસ્યો આખી રાત વનજંગલના અટાપટામાં રખડ્યો છે. તો ય મારગ જડ્યો નથી.

સવારે મરેલો ઘોડો દીઠો છે. ઘોડાની એંધાણીએ તે આગળ ચાલ્યો છે અને પેલા ઝાડ નીચે આવ્યો છે ઝાડ નીચે રાજકુમારી નથી અને શ્રીદત્ત કલ્પાંત કરવા બેઠો છે: 'અરેરે! આવા અઘોર જંગલમાં રાજમહેલની વસનારીનું શું

સ્નેહની સુવાસ ફેલાવો:—







Snow & Hair oil



'ગ્રીન્સ'

એટલે જ પુષ્પોની સુવાસ

કેકોનટ

- કેસ્ટર ઓઈલ
- મેડીકેટેડ હેર ઓઈલ
- બ્રીલીયનટાઈન
- બામ
- સ્નો વગેરે

બહારગામની એજન્સી માટે લખો



## ગ્રીન્સ પરફ્યુમરી વર્કસ

૩૯, સુતાર ચાલ, મુંબઈ-૨

: એજન્ટો :

(૧) જયહીન્દ ટ્રેડીંગ કું. (ભરૂચ)
(૨) કે. ભગવાનદાસ (વડોદરા)
(૩) શાન્તીલાલ આર. પારેખ (કપડવંજ)




થયું હશે? વાઘવરુએ ફાડી ખાધી હશે કે પાછા ધાડપાડુ ઉપાડી ગયા હશે?

એ તો ચારેકોર ફરે છે ને કુંવરીની શોધ કરે છે. પણ ક્યાં યે મૃગાંકવતીની એંધાણી જડતી નથી.

ઊંચું એવું ઝાડ છે અને શ્રીદત્તે ઝાડ ઉપર ચડીને ચારેકોર નજર કરી છે પણ ક્યાં ય મૃગાંકવતીનો પડછાયો દેખાયો નથી. ઝાડ ઉપરથી હેઠો ઊતર્યો છે, ત્યાં એક ભીલ ઊભો છે. ભીલે શ્રીદત્તનાં હથિયાર–પડિયાર હાથ કરી લીધાં છે અને ઊભો ઊભો ખડખડ હસે છે.

શ્રીદત્તે કહ્યું છેઃ 'એલા ભાઈ! મારાં હથિયાર મને પાછાં આપી દે.'

ત્યારે ભીલે કહ્યું છેઃ 'તું કોણ છે? અને આ જંગલમાં શા કારણે આવ્યો છે?'

ત્યારે શ્રીદત્તે ભીલને બધી વાત માંડીને કહી છે.

ત્યારે ભીલે કહ્યું છેઃ 'તું અમારી પલ્લીએ આવ. ખાઈ–પી જરા તાજોમાજો થા. તારાં હથિયાર પાછાં આપીશ અને તારી રાજકુમારીનો પત્તો પણ મેળવી આપીશ.'

ભોળો ને ભટાક શ્રીદત્ત ભીલની વાંસે વાંસે ચાલી નીકળ્યો છે. ભીલની પલ્લીની આવી છે. ભીલે શ્રીદત્તને મજાની ઝૂંપડી રહેવા માટે કાઢી આપી છે. નાવા માટે પાણી આપ્યું છે. ભાત ભાતનાં ભોજન આપ્યાં છે. સરસ પથારી પાથરી દીધી છે. અને એક સુંદર ભીલડીને તહેનાતમાં મૂકી દીધી છે આગતાસ્વાગતામાં જરા ય કચાશ રાખી નથી.

જમી કરીને શ્રીદત્ત તો થાક્યોપાક્યો ઊંઘી ગયો છે.

જાગીને જુએ તો જાઇશ્રી આખાઇ સપડાણા છે. હાથપગમાં બેડીઓ પડી છે. ચારે પાસથી જકડીને બાંધ્યો છે. આમે ન હલે અને તેમ પણ ન હલી શકે. ભીલડી સામી ઊભી ઊભી ખડખડ ખડખડ હસી રહી છે.

શ્રીદત્તે કહ્યું છેઃ 'અરે બાઈ! તું ઊભી ઊભી હસે છે ને મારો જીવ જાય છે. મને શીદને બાંધ્યો છે? મારો કાંઈ વાંક કાંઈ ગુનો?'

ત્યારે ભીલડીએ કહ્યું છેઃ 'તારો વાંક એટલો કે તું અમને હાથ ચડ્યો. છ મહિના પછી દેવીનો ઉત્સવ છે. છ મહિના પછી દેવીને તારો ભોગ ધરાવશું. ત્યાં સુધી એ ય ને ખા પી ને મોજ કર.'

ને ભારી સરસ મોજ માણવાની છે આ તો!

શ્રીદત્તે પૂછ્યું છેઃ 'કાંઈ મારગ! આમાંથી કોઈ રીતે બચી શકાય?'

ત્યારે ભીલડીએ કહ્યું છેઃ 'મારું કહ્યું માને તો હું મારગ દેખાડું.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છેઃ 'તું કહે તેમ કરું?'

ત્યારે ભીલડીએ કહ્યું છેઃ 'મારી સાથે લગ્ન કર.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છેઃ 'તું જંગલની વસનારી ભીલડી. હું શહેરમો વાસી અને વળી જાતનો બ્રાહ્મણ. હું તને કેવી રીતે પરણી શકું?'

ત્યારે ભીલડીએ કહ્યું છેઃ 'એ વિના તો બીજો મારગ નથી ને હું યે કાંઈ કમ નથી. ભીલ રાજાની કુંવરી છું. રૂપાળી રૂપાળી છું.'

ને રાજકુમારી જેવું એનું રૂપ હતું.

રૂપ ઉપર જોબનના ઝગારા હતા. ને રૂપ હોય કે કુરૂપ હોય, જીવ બચાવવો હોય તો હા પાડ્યા સિવાય છૂટકો નથી. શ્રીદત્તે હા પાડી છે અને બંને છાનાંમાનાં પરણી ગયાં છે. પછી તો ભીલકુમારી રોજ રાતે શ્રીદત્તનાં બંધન દૂર કરી પોતાના બંધનમાં એને બાંધે છે. રાત બધી બંને આનંદમંગલ કરે છે. દિવસે શ્રીદત્ત ભીલરાજાનો કેદી છે, રાતે ભીલકુમારીનો.

ને એમ રંગેચંગે છ માસ પૂરા થયા છે. દેવીનો ઉત્સવ શરૂ થયો છે. પલ્લીમાં આનંદના ઓઘ ફરી વળ્યા છે અને ઉત્સવ આડી એક રાત હતી તેવે ટાણે ભીલકુમારીએ શ્રીદત્તને છોડી મૂક્યો છે. છેલ્લી વારની આટલી ભલામણ કરી છેઃ 'હું વચને પળી છું. જ્યાં હો ત્યાં મને ભૂલી જઈશ મા.'

ત્યારે શ્રીદત્તે કહ્યું છેઃ 'પાંચે પંદરે પણ તને તેડી જઈશ.'

વળી પાછો શ્રીદત્ત તો મૃગાંકવતીની શોધમાં લાગી ગયો છે.

મારગમાં એક પારધી મળ્યો છેઃ 'ભાઈ! મારી મૃગાંકવતીને ક્યાંય દીઠી?'

ત્યારે પારધીએ કહ્યું છેઃ 'થોડા ને ઘણા છ મહિના પહેલાં જંગલમાં એક સ્ત્રી વલવલતી હતી, એને હું મારે ઘેર લઈ ગયો. પણ પારધીને ઘેર એને કેમ રાખી શકાય? નાગસ્થળના વિશ્વદત્ત બ્રાહ્મણને ઘેર એને મૂકી આવ્યો છું. એ તારી રાજકુમારી હોય તો તું જાણે.'

શ્રીદત્ત નાગસ્થળ ગયો છે. ત્યારે વિશ્વદત્ત મહારાજે કહ્યું છેઃ 'રૂડી ને રૂપાળી સુંદરી હતી. એને સાચવવાની મારી શુંજાશ નહતી. હું તો મથુરા નગરીના સુરસેન રાજાના કારભારીને ઘેર એને મૂકી આવ્યો છું.'

ને શ્રીદત્ત મથુરા પહોંચ્યો છે. રખડી રખડીને થાકી ગયો છે. લૂગડાંનું ઠેકાણું નથી, વાનપાટલો થઈ ગયો છે અને ઓળખ્યો ઓળખાતો નથી. આવા વેશે તો લોકો કોઈ ભગત કે ભિખારો માની લેશે અને આંગણામાં ઊભો નહિ રહેવા દે. નગરીને પાદર એક વાવ છે. શ્રીદત્તને થયું કે નાહીધોઈને પછી શહેરમાં જાઉં.

એ તો વાવમાં ઊતર્યો છે અને છેલ્લે પગથિયે એક પોટલી દીઠી છે. પોટલીમાં હીરચીર અને હીરામોતીનાં ઘરેણાં છે. શ્રીદત્ત વિચાર કરે છે કે આ તો લાખોની મત્તા છે અને વાવને પગથિયે આટલી મત્તા કોણ મૂકી ગયું હશે? કોઈ બિચારાની પડી જ રહી હશે ને? જેની હોય તેની આપણે તો તે કોટવાળીમાં સોંપી દેશું. રાજા એના માલિકને એ પહોંચાડી દેશે.

એણે તો પોટલી લઈ લીધી છે અને એ વાવમાંથી બહાર નીકળ્યો છે.

શહેરમાં શાહુકારને ઘેર ચોરી થયેલી અને ચોર લાખોની મત્તા ચોરી ગયા છે. નગરના રક્ષકો ચોરની તપાસ કરતાં ચારેકોર ફરી રહ્યા છે અને ફરતાં ફરતાં વાવ પાસે આવ્યા છે. બરાબર એવે ટાણે લીરાલબરા પહેરેલો શ્રીદત્ત વાવમાંથી બહાર નીસર્યો છે. એની બગલમાં મોટી બધી પોટલી છે. ચોકીદારોએ શ્રીદત્તને પકડ્યો છે. પોટલી લઈ લીધી છે. પોટલી છોડીને જુએ તો અંદર શાહુકારની ચોરાયેલી મત્તા છે. 'ચોર પકડાયો! ચોર પકડાયો!' ચોકિયાતો શ્રીદત્તને

ગુરહેટાટ બાંધીને કચેરીએ લઈ ચાલ્યા છે.

કચેરીમાં રાજાએ ન્યાય કર્યો છે: 'એને હમણાં ને હમણાં શૂળીએ ચડાવો.' મુદ્દામાલ સાથે ચોર પકડાયો છે. રાજા શું કામ પૂછે કે તું કોણ છે અને શું કામ ચોરી કરી?

સિપાઈઓ શ્રીદત્તને વધસ્થાન તરફ લઈ ચાલ્યા છે. ઊભી બજારે લોકો ચોરને જોવા ટોળે મળ્યા છે. માનખ્યો ક્યાંઈ માતો નથી. હાટે હાટે ને વાટેવાટે, ઘરની અગાસીએ અને અટારીએ સ્ત્રી-પુરુષ અને બાળકોનાં ટોળાં ઊમટ્યાં છે. બધાં કહે છે: 'આ ચોર! એનો વેશ તો જુઓ! એનાં દરહણ તો જુઓ.'

ને ચાલતો ચાલતો ચોરનો વરઘોડો નગરના કારભારીના ઘર પાસેથી નીકળ્યો છે. ઘરને ઝરૂખે એક સુંદરી ચોરને જોવા ઊભી છે. ચોરની ઉપર એની દૃષ્ટિ પડી છે ને એણે એક ચીસ નાખી છે. એ તો દોડી દોડી કારભારી પાસે પહોંચી છે.'

કારભારીને પગે પડી છે: 'પેલા ચોરને બચાવો.'

ત્યારે કારભારીએ કહ્યું છે: 'રાજાએ ન્યાય કર્યો છે. હું એને કેવી રીતે બચાવી શકું.'

ત્યારે સુંદરીએ કહ્યું છે: 'આમાં કાંઈ આંધળે બહેરું કુટાણું છે. એ ચોર નથી. ચોરીનો એનો ધંધો નથી. એ તો મારો પ્રીતમ શ્રીદત્ત છે.'

ત્યારે કારભારી એ સુંદરીના વદન સામું જોઈ રહ્યો છે. કારભારીને કાંઈ સંતાન નથી. એક દિવસ નાગસ્થળનો વિશ્વદત્ત બ્રાહ્મણ એક સુંદરીને લઈને એને આંગણે આવ્યો છે. 'કારભારી! આ બાળા વનમાં ભૂલી પડી હતી. એક પારધી એને મારે ઘેર મૂકી ગયો. હું ગરીબ બ્રાહ્મણ. એને સાચવવાની મારી તેવડ નથી. તમે મોટા કારભારી છો. તમારે ત્યાં આ બાળાને રાખો.' ને તે દિવસથી કારભારીએ મૃગાંકવતીને પોતાને ઘેર દીકરી કરીને રાખી છે. આજે દીકરી સામી ઊભી ઊભી એના પ્રીતમના પ્રાણની ભિક્ષા માગી રહી છે. ને રસ રસ રુએ છે. એની આંખનાં આંસુડાં કારભારીથી જોયાં જાય તેમ નથી. એ તો અટારીએ ગયો છે. સિપાઈઓને હુકમ કર્યો છે: 'હમણાં ચોરને શૂળીએ ચઢાવશો નહિ હું રાજાજીનો હુકમ લાવી આપું છું.'

સિપાઈઓ થંભીને ઊભા છે. કારભારી દોડ્યો દોડ્યો કચેરીએ ગયો છે. ત્યાં કચેરીએ કૌતુક દીઠું છે. ખરા ચોર કચેરીમાં હાજર થયા છે અને રાજા વિચાર કરે છે કે એક ચોરને તો મેં શૂળીએ ચડાવ્યો અને હવે મારા એ ગુનાની સજા મને કોણ કરશે?

ત્યાં તો કારભારીએ કહ્યું છે: 'ચોરને હજી શૂળીએ ચડાવ્યો નથી. એને છોડી મૂકવાનો હુકમ કરો.'

ને રાજાનો હુકમ મેળવી કારભારી શ્રીદત્તને છોડાવી લાવ્યો છે.

કારભારીને જોઈ શ્રીદત્તે કહ્યું છે: 'આ તો મારા કાકા વિગતભય'

ત્યારે કારભારીએ પૂછ્યું છે: 'છોકરા! તું મને ક્યાંથી ઓળખે?'

ત્યારે શ્રીદત્તે વીતી વાતો કાકાને કહી સંભળાવી છે. ને સાંભળીને કાકાએ

હરખ તો ક્યાંય માતો નથી. એણે કહ્યું છે: ' ઘેલછામાં ઘેરથી નાસી છૂટયો અને નસીબને જોરે કારભારી થયો ઘરના કાંઈ ખબર ન હતા. આજે સગાંના સારા-માઠા ખબર પણ મળ્યા અને વહાલા સગા પણ સાંપડ્યા. આજે તો મારે સોનાનો સૂરજ ઊગ્યો છે '

કારભારીએ વાજતેગાજતે શ્રીદત્ત અને મૃગાંકવતીનાં લગ્ન કર્યાં છે.

મથુરાના સુરસેન રાજાને એક કુંવરી. કુંવરી તો જાણે સોળ પાંખડીએ કમળ ન વિકસ્યું હોય એવી રૂપાળી કુંવરીનો સંબંધ વિક્રમશક્તિ રાજા સાથે કર્યો છે અને કારભારી કુંવરીને લઈને વિક્રમશક્તિ રાજાના રાજમાં જવાનો છે.

વિક્રમશક્તિ રાજા સાથે શ્રીદત્તને પાકું વેર અને કારભારીએ કુટુંબનું વેર પોતાનું કરી માન્યું છે. કાકાએ ભત્રીજાને કહ્યું છે: ' કાલે હું રાજકુમારીને લઈને વિક્રમશક્તિ રાજાના રાજ્યમાં જવા સારુ નીકળવાનો છું. માર્ગમાં મોટું જંગલ આવે છે, તું જંગલમાં સંતાઇ રહેજે અને અમારા ઉપર છાપો મારી કુંવરીને ઉપાડી જજે. મારી પાસે પાંચ હજાર ઘોડાં છે અને સાત કરોડ સોનામહોર છે. એ બધું હવે તારું જ છે. એનાથી તું જોઈતાં સાધન તૈયાર કરી લેજે. '

કાકો ભત્રીજા સાથે સંતલસ કરી બીજે દિવસે રાજકુમારીને લઈ કરીને ચાલી નીકળ્યો છે. શ્રીદત્ત પણ જોઈતાં સાધન લઈને વાંસે ઊપડયો છે. જંગલમાં રાત પડી છે અને રાતે શ્રીદત્તે કાકાના રસાલા ઉપર છાપો માર્યો છે. પણ ત્યાં તો એક બીજી આફત આવી પડી છે. ભીલોની એક જબ્બર ટોળી ત્યાં ચઢી આવી છે અને ભીલોએ આ ધમસાણમાં ધમસાણ મચાવી છે. કાકો ભત્રીજો અને રાજકુમારી ભીલોના હાથમાં સપડાયાં છે. ત્રણેને બાંધી કરીને ભીલો પોતાની પલ્લી તરફ ચાલ્યા ગયા છે.

પલ્લીમાં તો ચારેકોર ધમાલ ધમાલ મચી રહી છે કંઈ કેટલા યે ભીલો તીર-કામઠાં બાંધીને ચારેકોર ઘૂમી રહ્યા છે. ઢોલ શરણાઈ વાગે છે. ભીલડીઓ ગીત ગાય છે અને નાચે છે.

શ્રીદત્તે માન્યું કે નક્કી દેવીનો ઉત્સવ છે. અને એક વખત તો પોતે છટકી ગયેલો, પણ આ વખતે હવે આ ભીલો બલિ ચડાવ્યા વિના નહિ રહે.

આ આફતમાંથી તો એક જ જણ ઉગારી શકે તેમ છે. અને એની પ્રિય-તમા ભીલકુમારી તો ક્યાંય દીઠી નજરે પડતી નથી. આજુબાજુની કંઈ કેટલીયે પલ્લીના ભીલો એકઠા મળ્યા છે. બધા નાચે છે ને ગાય છે. એક એની પ્રિય-તમા ક્યાં યે દેખાતી નથી અને શ્રીદત્ત ઠાલો ઠાલો આંખોને કષ્ટ આપી રહ્યો છે.

બલિદાનનો સમય થવા આવ્યો છે. એક શ્રીદત્ત બલિદાન તરીકે ચડાવવાનું ભીલોએ નક્કી કર્યું છે. એને નવડાવ્યો ધોવડાવ્યો છે. રેશમી વસ્ત્રો પહેરાવ્યાં છે. ફૂલમાળાના ગંજથી એની કાયા ઢાંકી દીધી છે. આગળ આગળ ઢોલ શરણાઈ વાગે છે. આગળ આગળ ભીલ–ભીલડીઓ નૃત્ય ગાન કરે છે અને બધાં શ્રીદત્તને લઈને દેવીના મંદિરે આવ્યાં છે.

વિકરાળ દેવીની મૂર્તિ છે. મૂર્તિની સામે શ્રી દત્તને ઊભો રાખ્યો છે. એની બંને બાજુ એક એક ભીલ ઉઘાડી તલ-વારે ઊભા છે. પૂજારી મંત્ર ભણે છે અને

# આશા [ એક કલ્પનિકા ]

યંગ ક્લબ

સ્થળ : કોઇ સામાન્ય કુટુંબના ઘરનો ઓરડો

પાત્રો : દીકરી, મા, માશી અને અજાણ્યો.

[ પડદો ઊંચકાય છે ત્યારે દીકરી પાનેતર સંકેલતી પાછળની બારી પાસે ઊભેલી નજરે પડે છે બારીમાંથી ટેકરીઓ પાછળ આથમતા સૂર્યનું મનોરમ દશ્ય દેખાય છે. બારીની જમણી તરફ એક ઘોડી પર રેશમી ઘરચોળું અને બીજાં કપડાં પડેલાં છે–ડાબી તરફ એક નાનું સ્ટુલ અને તેની બાજુમાં એક ખુરશી પડેલી દેખાય છે. ]

દીકરી : ( હરતીફરતી ગાય છે. )

વિલીન થાઉં મારે
આભે રંગ વેરાણા જ્યારે.

જોને પેલું આભ લાગે આજે
મનહરું રંગીલું
મનડું મારું ઝાલવા દોડે
આજે રંગ રસીલું.

ક્ષિતિજપારે,–દિગંતઆરે
આજ ઊડીને જાવું મારે
ટેકરીઓ પછવાડે
સાગર પારે........વિલીન થાઉં.*

દીકરી : ( બારી પાસે ઊભતાં ) કેટલું બધું સુંદર!

[ મા એક થાળી સાથે પ્રવેશી ધાન વીણવા બેસે છે. ]

મા : ( કામમાંથી ઊંચું જોઇને ) શું બોલી ? ( દીકરીનો જવાબ ન મળતાં ) મે પૂછ્યું શું બોલી ?

દીકરી : કાંઇ નહિ મા...એ તો અમસ્તું જ.

મા : અમસ્તું કેમ ? હમણા હમણાં તને એકલા વાતો કરવાની અને ગાવાની બહુ ટેવ પડી છે.

દીકરી : હા, મા, પણ હવે એ ટેવ લાંબો વખત નહિ ચાલે. ( હસીને ) થોડા દિવસ પછી તો કોઇ બીજું વાતો કરવાવાળું મળશે ને.

મા : ( ખોટો ગુસ્સો કરતી ) અરે નો જોઈ હોય મોટી, હજી લગન તો થવા દે...હું કે તારા બાપ તો તને વાત કરવા જેવાં લાગતાં જ નથી ને ?

દીકરી : ના...મા...ના...તમે તો છો જ...( શરમાઈને ) પણ પછી તો સરસ મજાની સાંજ, આથમતો સૂર્ય અને સંધ્યાના રંગો જોતાં અમે વખત ગુજારીશું. ( માની પાસે જઇ બેસે છે. )

મા : ગાંડી નહિ તો ...આદમી જ્યારે કામેથી થાકીને ઘરે આવશે ત્યારે એનું વાતોથી પેટ નહિ ભરાય; એને હાથપગ ધોવા ગરમ પાણી જોશે, કપડા જોશે, ખાવાનું જોશે...એને બદલે કહી તો જોજે કે ' આજે સાંજ બહુ સરસ છે એટલે મેં ખાવાનું નથી કર્યું પણ તમે એ દેખાવ જોઈને પેટ ભરી લ્યો ' અને પછી જોજે શું થાય છે તે.

* શ્રી. જગદીપ વિરાણીના સૌજન્યથી આ નાટિકા માટે ખાસ રચાયેલું

પૂજે છે. ચારે તરફ ભીલ-ભીલડીઓ નૃત્ય કરે છે અને ગીત ગાય છે.

બલિદાનનો સમય થયો છે. ઢોલ ધડૂકી ઊઠયો છે. ભીલ ભીલડીઓનું નૃત્ય જોરશોરથી વધી રહ્યું છે પૂજારી મોટા રાગે મંત્ર ભણવા લાગ્યો છે અને દેવીની પ્રતિમા યે હવે તો જાણે જીભના લબરકા કરતી બલિદાન માટે અધીરી થઈ રહી છે.

એક સુખિયણના આગમનની વાટ જોવાય છે. સુખિયણ આવીને આજ્ઞા આપે એટલી જ વાર છે ને હવે તો સુખિયણ પણ આવી પહોંચી છે. મોરપીછનો ઘાઘરો પહેર્યો છે. સોનારૂપાનાં વિવિધ અલંકારોથી છાવીને ઢાંકી દીધી છે. માથે ફૂલડાંનો મુગટ છે અને હાથમાં સોનાનો રાજદંડ છે

એ તો આવી છે અને સીધી બલિ બની ઊભેલા શ્રીદત્ત પાસે પહોંચી છે. બલિદાન ઉપર એની નજર પડી છે અને એના મુખમાંથી એક ચિત્કાર નીકળ્યો છે: 'બંધ કરો '

સુખિયણનો હુકમ વછૂટયો છે. ઢોલ ધડૂકતા બંધ થયા છે ભીલ-ભીલડીનાં ગીત-નૃત્ય શમી ગયાં છે. પૂજારીના મંત્ર અધૂરા રહી ગયા છે. ચારે તરફ નીરવ શાંતિ છાઈ રહી છે.

શ્રીદત્તની દૃષ્ટિ સુખિયણ તરફ વળી છે અને એનું મુખડું મરક મરક હસી રહ્યું છે. શોધી'તી ત્યારે તો ક્યાંયથી ભાળ નહોતી મળી અને એકાએક આ પ્રિયા ક્યાંથી અહીં આવીને ઊભી છે! તે સુખિયણ સામું જોતો ઊભો છે.

ત્યાં તો સુખિયણે કહ્યું છે: 'સાંભળજો પલ્લીના લોક! આ મારો પતિ છે. હું એની પત્ની છું. અગ્નિની સામે અમે પરણ્યાં છીએ.'

ને એણે બધી વાત પલ્લીના લોકને કહી સંભળાવી છે.

ભીલ રાજા ગુજરી ગયા છે. ભીલ કુમારી પલ્લીની સુખિયણ બની છે. એના એક બોલે તો હજારો ભીલોનાં માથાં ડૂલ થઈ જાય. સુખિયણની વાત ભીલોએ સાંભળી છે. અને બધાં બોલી ઊઠયાં છે, 'ઉત્સવ આરંભ્યો છે એ કાંઈ બંધ થોડો જ રહેશે? પરંતુ એ ઉત્સવ બલિદાનનો નથી. દેવીને બલિદાન મળી ગયું છે. દેવીની આપણા ઉપર કૃપા થઈ છે. આપણને આવો બહાદુર સરદાર આપ્યો છે આજે તો આપણે રાજ્યાભિષેકનો ઉત્સવ ઊજવીશું.'

ઢોલનગારાં ફરી વાગી ઊઠયાં છે. ભીલ ભીલડીઓનાં નૃત્યગીત ફરી શરૂ થયાં છે. શ્રીદત્તનો રાજ્યાભિષેક કર્યો છે. હાથમાં રાજદંડ આપ્યો છે. બધા ભીલોએ પોતાના રાજાને વફાદાર રહેવાના શપથ લીધા છે.

પછી તો સુરસેન રાજાની કુંવરી વેરે શ્રીદત્ત પરણ્યો છે.

બધી વાતે સંપદા મળી છે. રાજપાટ મળ્યું છે. ત્રણ સુંદરીનો સ્વામી બન્યો છે. તો ય એના જીવને જંપ નથી. એના બાપનો મારતલ ઓલ્યો વિક્રમશક્તિ હજુ રાજ કરે છે અને રિદ્ધિ માણે છે. શ્રીદત્તને જંપ ક્યાંથી હોય! એણે તો ભીલોનું લશ્કર તૈયાર કર્યું છે. વિક્રમશક્તિના રાજ્ય ઉપર ચડાઈ કરી છે.

યુદ્ધમાં વિક્રમશક્તિને મારી નાખી શ્રીદત્તે એનું રાજ્ય જીતી લીધું છે.

ને વાર્તાકારે વાત પૂરી કરી છે સહસાનીક રાજાને કહ્યું છે: 'એમ સુખદુઃખ તો આવે અને જાય એનો વળી હરખશોક શો!'

# આશા [ એક કલ્પનિકા ]

પંચ કલશ

સ્થળ : કોઇ સામાન્ય કુટુંબના ઘરનો ઓરડો

પાત્રો : દીકરી, મા, મારથી અને અજાણ્યો.

[ પડદો ઊંચકાય છે ત્યારે દીકરી પાનેતર સંકેલતી પાછળની બારી પાસે ઊભેલી નજરે પડે છે. બારીમાંથી ટેકરીઓ પાછળ આથમતા સૂર્યનું મનોરમ દશ્ય દેખાય છે. બારીની જમણી તરફ એક ઘોડી પર રેશમી ઘરચોળું અને બીજાં કપડાં પડેલાં છે–ડાબી તરફ એક નાનું સ્ટૂલ અને તેની બાજુમાં એક ખુરશી પડેલી દેખાય છે. ]

દીકરી : ( હરતીફરતી ગાય છે. )

વિલીન થાવું મારે
આભે રંગ વેરાણા જ્યારે.

જોને પેલું આભ લાગે આજે
મનહરું રંગીલું
મનડું મારું ઝીલવા દોડે
આજે રંગ રસીલું.

ક્ષિતિજપારે,–દિગંતઆરે
આજ ઊડીને જાવું મારે
ટેકરીઓ પછવાડે
સાગર પારે.......વિલીન થાવું.*

દીકરી : ( બારી પાસે ઊભતાં ) કેટલું બધું સુંદર !

[ મા એક થાળી સાથે પ્રવેશી ધાન વીણવા બેસે છે. ]

મા : ( કામમાંથી ઊંચું જોઇને ) શું બોલી ! ( દીકરીનો જવાબ ન મળતાં ) મે પૂછ્યું શું બોલી !

દીકરી : કાંઇ નહિ મા...એ તો અમસ્તું જ.

મા : અમસ્તું કેમ ! હમણા હમણાં તને એકલાં વાતો કરવાની અને ગાવાની બહુ ટેવ પડી છે.

દીકરી : હા, મા, પણ હવે એ ટેવ લાંબો વખત નહિ ચાલે. ( હસીને ) થોડા દિવસ પછી તો કોઇ બીજું વાતો કરવાવાળું મળશે ને.

મા : ( ખોટો ગુસ્સો કરતી ) અરે નો જોઇ હોય મોટી, હજી લગન તો થવા દે...હું કે તારા બાપ તો તને વાત કરવા જેવાં લાગતાં જ નથી ને !

દીકરી : ના...મા...ના...તમે તો છો જ...( શરમાઇને ) પણ પછી તો સરસ મજાની સાંજ, આથમતો સૂર્ય અને સંધ્યાના રંગો જોતાં અમે વખત ગુજારીશું. ( માની પાસે જઇ બેસે છે. )

મા : ગાંડી નહિ તો ...આદમી જ્યારે કામેથી થાકીને ઘરે આવશે ત્યારે એનું વાતોથી પેટ નહિ ભરાય; એને હાથપગ ધોવા ગરમ પાણી જોશે, કપડાં જોશે, ખાવાનું જોશે...એને બદલે કહી તો જોજે કે ' આજે સાંજ બહુ સરસ છે એટલે મેં ખાવાનું નથી કર્યું પણ તમે એ દેખાવ જોઇને પેટ ભરી લ્યો ' અને પછી જોજે શું થાય છે તે.

---

* શ્રી. જગદીશ બિરાણીના સૌજન્યથી આ નાટિકા માટે ખાસ રચાયેલું

દીકરી : કેમ શું થવાનું હતું વળી !

મા : એ તો અત્યારથી કેમ ખબર પડે પણ મારું કહેવું એમ છે કે એવા કામથી થાકીને લોથ થઈ ગયેલા માણસને આવી હજારો સાંજ કરતાં રોટલાની વધારે કદર હોય છે સમજી ને !

દીકરી : ( બારી તરફ જતાં ) એની ચિંતા કરો મા...એવી વાતોનું તો હું બરોબર ધ્યાન રાખીશ. ( બારી બહાર જોતાં ) પણ મા, આ બધું કેટલું સુંદર લાગે છે ! જાણે હમણાં તેને અડું એમ થાય છે.

મા : શેને અડવાની વાત કરે છે !

દીકરી : આ દેખાવને સ્તો.

મા : મૂરખ...દેખાવને તે કાંઇ અડાતું હશે !

દીકરી : નહિ જ તો. પણ મને એવું મન થાય છે.

મા : એ બધું ગાંડપણ છે. તારા મગજમાં ભૂત ભરાઈ ગયું છે એટલે આવા ચાળા સૂઝે છે, નાનાં છોકરાં એવી વાત કરે તે ઠીક પણ મોટપણે તો સમજણા થવું જોઇએ ને ! તારામાં તો અકલ જ ન આવી, બારે બુદ્ધિ અને સોળે સાન હવે કોણ જાણે ક્યારે આવશે, કાંઈ ભાન છે ! આવતે સોમવારે તો આ વખતે ચાર ફેરા ફરી ઊતરી હોઇશ.

દીકરી : અને એટલે જ કદાચ...આ ટેકરીઓ...આથમતો સૂરજ અને આ બધું રોજ કરતાં વધારે રળિયામણું લાગતાં હશે. ( મા તેની સામું જુએ છે...કશુંક બોલવા જાય છે પણ અટકી પડે છે ) કોઈક આવતું લાગે છે.

મા તારા બાપ તો ન હોય. હજી તો વ્હેલું છે.

દીકરી : ના ના, કોઇ બાઈ છે... આપણી પડખેવાળાં પાડોશી બાઈ...

મા એને વળી અત્યારે શું કામ પડયુ ? એનો વર વઢયો હશે ! જ્યારે જ્યારે માર ખાય છે ત્યારે દોડી આવે છે. બીચારી મને તો એવું થાય છે.

દીકરી : ( આવનાર સ્ત્રીને ) આવો માશી.

માશી : ( બારી પાસે ઊભા રહી ) કાં બેન કેમ છો !

મા સારું છે.

માશી : શો ઉકળાટ છે ! બપોરે તો પગ બળી જાય એવો તડકો હતો.

મા : ત્યાં ઊભાં છો તો અંદર આવો ને. ( માશી અંદર આવતાં ) બેસો.

માશી : ( દીકરીને ) કાં દીકરી, કેમ છો !

દીકરી : સારું છે, માશી.

માશી : ( મા તરફ જોઈને ) પછી આવતે અઠવાડિયે જ લગન નક્કી થયા ને ! ( મા માથું હલાવી ' હા ' કહે છે ) સારું થયુ...સારા કામમાં તે વળી ઢીલ શી ! મારા લગન વખતે ખૂબ હેરાનગતી થએલી અને હજી કોણ જાણે ક્યાંય સુધી ભોગવવું પડશે.

દીકરી : શું થયેલું !

માશી : લગન વખતે જ બરોબર ક્યાંકથી વાદળાં ચડી આવ્યાં અને શું વરસાદ પડ્યો છે. ગાજ-વીજ અને કડાકા-અને ગોર પણ એવી બૂમો પાડી મંત્રો ભણતા હતા કે મને તે સ્મશાન-માં કાગડાઓ રડતાં હોય એવું જ લાગતું હતુ અને જેવાં અમે માંડવામાંથી ઊઠયાં કે તરત -જ ફળીનો લીમડો કડકડાટ કરતો પડ્યો...બોલો આ અપશુકન નહિ તો બીજું શું !

મા : સાચી વાત...એવું કોક વાર બને છે.

માશી : પછી અમે જમવા બેઠાં. તે વખતે મારા બાપે આવી કહ્યું કે લીમડા નીચે પડેલા ચોરીનાં માટલાં ફૂટી ગયાં છે... અને તે વખતે હું કાંઈ બોલી પણ નહિ શકેલી...એવી તો ભાન ભૂલી થઇ ગયેલી કે પીરસવાવાળાએ કહ્યું કે તમારું પાનેતર બગડે છે ત્યારે જ પાતળમાં પડેલો છેડો મેં સંકોર્યો. (થોડી વાર મૌન પથરાય છે. ખીટીએ લટકતાં લગનનાં કપડાં તરફ નજર પડતાં) બેન માટે પાનેતર આજ છે ને ?

મા : હા. સવારે જ તેના મામાએ મોકલ્યું.

માશી : બહુ સરસ છે.

દીકરી : પણ જાનવાળાને એ ગમશે કે નહિ ?

માશી : જોયું ને બેન, શું છોકરાં છે આજનાં—સાવ શરમ વગરનાં. એમ જ પૂછવું હતું ને કે તારા વરને ગમશે કે નહિ.

દીકરી : ના ના, આ તો હું એમ કહેતી હતી કે મારા સાસરિયા પૈસાવાળા છે એટલે તેમને કદાચ પસંદ ન યે પડે.

માશી : તો શું કામ પડે. વેંવારમાં આવતું બધું પસંદ પડવું જોઇએ...એ તો ઠીક છે...મારી તો કાગડો દહીંથરું લઈ ગયો છે.

મા : અમારાથી એવું ન બોલાય. (જરા અટકીને) ઠીક તમે તારે બેસો. મારે હજી ઘણું કામ છે. (અંદર જાય છે.)

દીકરી : (અચકાતાં અચકાતાં) હેં માશી, ખિજાવ નહિ તો એક વાત પૂછું.

માશી : પૂછ ને.

દીકરી : તમે મારા માસાને કેમ પરણ્યાં ?

માશી : શું કીધું ?

દીકરી : કે તમે માસાને કેમ પરણ્યાં ?

માશી : કેમ એટલે ! મારી સાથે એનું વેવિશાળ થયું હતું એટલે.

દીકરી : પણ તમે પરણવાની ના કીધી હોત તો ?

માશી : ના કીધી હોત તો—કે'વાત.

દીકરી : તો તમે શું કામ ના નો'તી પાડી !

માશી : જો દીકરી તને એક વાત કહું—આ વાત કોઈ છોકરી કોઈને કહી શકતી નથી—નાનપણમાં દરેક જણ સારો વર મળે તે માટે ગૌર્ય પૂજે છે. મેં પણ તારા માસા માટે તેની પૂજા-બાધા-અપવાસ અને અગિયારશો કરેલાં.

દીકરી : શું કામ ?

માશી : તે કોઈ બીજીને ન પરણે માટે.

દીકરી : એમ ! માસા માટે તમારે આટલાં બધાં કારણો હતાં ?

માશી : હશે સ્તો. તે વખતે તો એમ થતું હતું ખરું.

દીકરી : મને ય એવું જ થાય છે. મને થાય છે કે લગ્નને દિવસે જાન જ નહિ આવે તો !

માશી : ગાંડી રે ગાંડી, એવું તે કાંઇ બને—મલકમાં તારા એકલીના જ વિવાહ થતા હશે એવું થોડું છે ?

દીકરી : ના માશી—પણ મને એક જાતની બીક લાગ્યા જ કરે છે.

માશી : એ તો એમ થાય જ...પણ પછી તો...મહેમાનો આવશે બેંડવાજાં વાગશે એટલે તારી બીક જતી રહેશે. અને બધાં તને એવો તો આનંદ કરાવશે કે તું બીક જેવી વસ્તુને ભૂલી જઈશ.

દીકરી : તમને એવી બીક લાગેલી !

માશી : દરેકને એવી બીક લાગતી જ હોય છે. મને પણ લાગેલી—પણ જ્યારે અમે ફૂલેકે ચાલ્યાં ત્યારે એ ભાગીને ક્યાંય જતી રહી.

દીકરી : એ ફૂલેકું વસ્તુ જ બહુ સરસ છે નહિ માશી ! ફૂલેકે ચડીને ફરીએ ત્યારે રાજારાણી પણ તુચ્છ લાગે. આખી દુનિયા રૂપાળી અને ગમી જાય એવી લાગે

માશી : હા એમ જ. બધું રૂપાળું—બધાંય સુખી ને બધાંય હસતાં. એ વખતે બધું એવું જ લાગે.

દીકરી : અને હવે ?

માશી : હવે !

દીકરી : હા...હવે તમારું ને માસાનું...

માશી : (તેના અવાજમાં કડકાઇ આવી જાય છે) હવેનું પૂછે છે ! હવે તો નરક પણ આથી સારું લાગે છે. જીવતું નરક. કૂતરાં-મીંદડાંય તે આથી સારી રીતે જીવતાં હશે. શું વાત કરું ! જો આ (પોતાના બંને હાથ બતાડે છે જેમાં સોટીના સોળ ઊઠયા હોય છે) જો આ...જો...(સોટીના અવાજ).

દીકરી : રહેવા દો માશી નથી જોવાતું. (કમકમે છે.)

માશી : એને માટે મેં કરેલી માનતા અને જપતપનાં પરિણામ તને બતાવું છું.

દીકરી : મારે નથી જોવું.

માશી : (માર્મિકતાથી) કેમ ?

દીકરી : તમે તો કહેતાં હતાં ને કે ફૂલેકે ચડીને એની સાથે ફર્યાં હતાં...અને બધાંય આનંદમાં હતાં...બધુંય રૂપાળું લાગતું હતું અને બધાંય હસતાં હતાં.

માશી : હજી પણ બધાં હસે જ છે...જ્યારે આવું થાય છે ત્યારે (હાથ બતાવે છે). હોય... સંસાર છે.

દીકરી : પણ આવું કેમ ખમાય !

માશી : દુનિયાનો ક્રમ જ એવો છે.

દીકરી : ના...પણ માશી તમે આટલાં બધાં બદલાઇ કેમ ગયાં !

માશી : શું કીધું !

દીકરી : એ એમ કે તમારા જીવનમાં આટલો બધો ફેરફાર શાથી થયો !

માશી : એ તો કોણ જાણે—થતાં શું થઇ ગયું.

દીકરી : પહેલાં તો તમે એકમેક માટે મરી પડતાં હતાં અને હવે એકબીજાને દીઠાં ગમતાં નથી એનું શું કારણ ! એ કેમ થયું !

માશી : બધું ધીમે ધીમે થયું. હવે તો સાંભરતુંય નથી. પહેલાંનું બધુંય સ્વપ્ના જેવું લાગે છે. કદાચ એવું હોય કે હવે અમે એકબીજાની બહુ આશા રાખતાં ન હોઇએ.

દીકરી : એ કાંઇ મને સમજાયું નહિ.

માશી : સમજાવવું મુશ્કેલ છે—આ તો મને અનુભવ છે એટલે કહું છુ કે પરણેલી જિંદગીમાં આમ જ થતું હશે ! ધણી-ધણિયાણી બંને જુવાન હોય—ઠીક ઠીક પૈસા હોય—કોઇની પડી ન હોય પછી એ ધરતી પર પગ જ શાના માંડે ! એ તો જાણે આકાશનાં પંખી—પછી રે'તાં રે'તાં પૈસા ઓછા થતા જાય—ખાવાવાળા વધતા જાય તેમ તેમ બંને ધરતી પર પાછાં નીચે આવવા માંડે અને જેવાં દુનિયામાં આવ્યાં કે તરત જ એ જ કંકાસ વાંક ને ઓછું બોલવું અને આમ જિંદગી બદલવાનું શરૂ થાય આ તો મારું માનવું છે હો. *

દીકરી: પણ માશી મારું શું થશે!

માશી: એ હું કેમ કહી શકું–કાંઈ બધાના જીવનમાં મેં કહ્યું તેવું નથી બનતું.

દીકરી: ના માશી–પણ મેં ય તમારી જેમ વ્રત કરેલાં છે–એકબીજાને મળેલાં છીએ. અમારે તો એવું નહિ થાય ને?

માશી: દુશ્મનને ય એવું નો થજો...તને જોઈને તો મારી આંખો ઠરશે બેટા.

દીકરી: લગનનો આનંદ જિંદગીભર રહેતો હોય તો?

માશી: લગનનો દિવસ એક અને જિંદગીના દિવસો ઝાઝા–એટલે એ તો કેમ બને!

દીકરી! (બારી બહાર જોતાં) હું તો પ્રભુ પાસે માગીશ કે સંભારવા જેવું આપ તો લગના દિવસનો આનંદ અને સહન કરવા જેવું આપ તો ઉનાળાનો તાપ–ચોમાસાની ઝડી ને શિયાળાની ઠંડી. (કમકમે છે.)

માશી: કેમ...દીકરી શું થાય છે! શું બોલી!

દીકરી: કોણ જાણે હું બહાર જોઉં છું ત્યારે આમ જ બોલી જવાય છે...જાણે ઊંઘમાં બોલતી હોઉં તેમ.

માશી: (દીકરીને તાવ છે કે નહિ તે જુએ છે) તું અહીં બેસી જા...જરાક આરામ લે...હું તારી બા પાસે બેઠી છું...સૂઈજા સૂવું હોય તો. એમ જીવ વલોવ્યા નો કરીએ...નસીબમાં હશે તે થશે! (અંદર જાય છે.)

[દૂરથી સંગીત સંભળાય છે. એક અજાણ્યો માણસ બારી પાસે આવે છે.]

અજાણ્યો: (બારી પાસે ઊભા રહીને) હું અંદર આવું?

દીકરી: હેં...હા...ના...

અ.: તમને ન ગમે તો નહિ આવું...તમે કહેશો તો ચાલ્યો જઈશ.

દીકરી: ના–ના આવો ને અંદર.

અ.: (અંદર આવીને) કેમ ગભરાઈ ગયાં ને!

દીકરી: ના, ના પણ...

અ.: તો શું હું બિહામણો લાગું છું!

દીકરી: (હસીને) જરાય નહિ.

અ.: તો તમને મારી બીક કેમ લાગી?

દીકરી: બીક તો શું! પણ મેં તમને કોઈક બીજા જ ધારેલા. 'કોક' કે જેને હું ઓળખું છું એના જેવા તમે લાગો છો.

અ.: ત્યારે તો એ તમારા 'કોક' ઘણા સુંદર હશે!

દીકરી: (શરમાઈને) હાસ્તો...હશે નહિ...છે જ.

અ.: વખાણ માટે ઉપકાર.

દીકરી: શેનો ઉપકાર!

અ.: કેમ મારાં વખાણ તમે કર્યાં ને.

દીકરી: મેં કર્યાં!

અ.: તમે કહ્યું ને કે મારા જેવું તમારું 'કોક' સુંદર છે.

દીકરી: ઓહો...એટલે તમે ઉપકાર માન્યો.

અ.: હા.

દીકરી: પણ તમે તો તદ્દન અજાણ્યા છો ને! જુઓ અહીંથી તમારે...જમણી બાજુએ જવું

...પછી બાળમંદિર આવશે ને ત્યાંથી સીધા રસ્તા ઉપર જશો તો ઠીક પડશે...પણ એના કરતાં કૉલેજ રેસીડેન્સી પાછળનો રસ્તો વધુ સારો છે...જોકે ખાડાટેકરા બહુ છે પણ તમને વધુ ટૂંકો એ પડશે.

અ. : તમે શાની વાત કરો છો ?

દીકરી : કેમ તમે એક અજાણ્યા છો અને રસ્તો પૂછવા માટે અહીં આવ્યા છો ને !

અ. : અંહં.

દીકરી : ત્યારે તમે શું કામ આવ્યા છો ? તમારે શું જોઈએ છે !

અ. : મારે તો કશું ય જોતું નથી. આ તો હું આ રસ્તેથી નીકળ્યો હતો... અને બારીમાંથી તમને જોયાં...તે વખતે તમે આમ બેઠાં હતાં. (બેસવાની નકલ કરે છે જે અતિશયોક્તિભરી છે તેથી દીકરી હસે છે.)

દીકરી : (ગુસ્સે થવાનો ડોળ કરીને) તમને બધું ઠીક જોતાં આવડે છે.

અ. : કેમ ન આવડે ! આસપાસ ધ્યાનથી જોવાની ટેવ તો મેં ખાસ કેળવી છે.

દીકરી : અને પારકી પંચાતમાં પડવાની પણ...

અ. : ત્યારે નહિ ? ખરો આનંદ પારકી પંચાતમાં જ છે.

દીકરી : તે હશે...પણ એવા ચોવટિયા સારા ગણાતા નથી.

અ. : ચોવટિયા નહોતા તેમાં જે રાવણનું રાજ ગયું-રાવણે તેના શત્રુને ઓળખ્યો હોત... અને એણે આસપાસ નજર રાખી હોત...તો એનું રાજ જાત નહિ.

દીકરી : તમારું કહેવુ હું જરા ય સમજતી નથી.

અ. : બરોબર છે...મોટાં થયે સમજશો.

દીકરી : કેમ નાને મોંઢે મોટી વાતો કરે છે ?

અ. : મને માફ કરો...હું તો એમ કહેવા માગતો હતો કે જેટલી જેટલી વાતો આજે તમને નથી સમજાતી એ કોઈક દિવસ સમજાશે...નહિ સમજાય તો હું સમજતાં શીખવીશ.

દીકરી : તમે શીખવશો ?

અ. : હાસ્તો...અને તમે પણ મને શીખવજો...તમારી પાસેથી મને ઘણું ઘણું શીખવાનું મળશે !

દીકરી : (રોફથી) થાય છે કે એકાદ બે વાત તો હમણાં જ શીખવી દઉં.

અ. : હા હમણાં પણ શીખવી શકાય...પણ તેની એટલી બધી ઉતાવળ શી છે ! હજી તો આપણે આખો જન્મારો સાથે કાઢવાનો છે.

દીકરી : (ચકિત થઈ) આખો જન્મારો સાથે !

અ. : હા...તમે અને હું...રૂપાળાં ઝાડવાં અને સુંદર ખેતરો.

દીકરી : શું કહ્યું !

કિશોર : સુન્દર ખેતરો જોતાં જોતાં આપણે જતા હોઈશું. થોરની વાડ પાસે આવતાં તમને કાંટો વાગશે. તમે કાંટો કાઢવા જશો, ત્યાં હું કોઈ ઝાડ પર સતાઈ જઈશ. તમે ચારે કોર નજર નાખશો, પણ મને નહીં જુવો એટલે ખેતરના શેઢે શેઢા, મને ગોતવા ખૂંદી વળશો. કૂવામાં જોશો તો ત્યાં પણ હું નહીં જડું. પહાડોનાં કોતરોમાં મને ગોતશો તો ત્યાં પણ હું નહીં હોઉં. નિરાશ થઈ તમે ક્ષિતિજપાર નજર નાખશો, તો ત્યાં યે હું નહીં જડું... પછી તો વીતી જતી સાંજ, વધતાં જતાં અંધારાં અને આસપાસનું એકાંત જોતાં તમે ગભરાઈ જશો. તમને ગભરાઈ ગયેલાં જોઈને હું હસીશ. મને હસતો સાંભળી તમે ઝાડ પર જોશો. મને નીચે ઊતરવા કહેશો, પણ હું કંઈ ઊતરીશ નહિ. તમે 'કાક'ની બીક

દેખાડશે છતાં હું તો ઉપર બેઠો બેઠો તમને પજવીશ. તમને ગુસ્સે થવું કે હસવું એ પણ નહીં સમજાય. પણ મને એ વખતે તમારું મોં જોવામાં બહુ આનંદ આવશે! કેમ ખરું ને?

દીકરી : મારા મનની વાત તમે ક્યાંથી જાણી? બીજી શી વાતો જાણો છો?

અ. : કાંઇ જ નહિ...ફક્ત એટલું જ કે તમે થોડા દિવસમાં 'કોક'ને ઘેર રહેવા જવાનાં છો.

દીકરી : એ તો તમને કોઈએ ગામમાંથી કહ્યું હશે

અ. : ગામમાં હું કોઈને મળ્યો પણ નથી.

દીકરી : કેમ?

અ. : કેમકે મારે કોઈની સાથે સંબંધ નથી.

દીકરી : પણ તો પછી આ બધી વાતોની તમને ખબર કેમ પડી?

અ. : તમારી બાબતમાં જે કશું બનવાનું હોય છે તેની મને ખબર પડી જ જાય છે.

દીકરી : તમને બધી વાતની ખબર હોય છે?

અ. : હાસ્તો વળી...

દીકરી : તો કહો ને તમે ખરેખર કોણ છો?

અ. : તમે નથી જાણતાં?

દીકરી : (પાસે જઈને) કહે ને...તું કોણ છે?

અ. : જેની કલ્પના તમારા મનમાં છે...જેનો ચહેરો તમારી આંખમાં છે...જેનું નામ... કહો ને કે તેને મળતો જ હું છું.

દીકરી : (તાકીને તેના તરફ જોઈ રહે છે) ખરેખર! મળતાપણું તો ઘણું છે પણ કહો ને તમે કોણ છો?

અ. : હજી યે પૂછો છો હું કોણ છું? વારુ...મેં પહેલાં કહ્યું ને કે મોટાં થશો ત્યારે સમજાશે ...હમણાં મને એ ન પૂછતાં હો.

દીકરી : હમણાં નહિ એટલે?

અ. : થોડા વખત પછી...સમજ્યાં ને?

દીકરી : ત્યાં સુધી શું કરું?

અ. : અહીંયાં જેમ બેઠાં હતાં તેમ બેસો...મેં પહેલાં જોયાં ત્યારે જેમ બેઠાં હતાં તેમ...હં (દીકરી બેસે છે) અને હવે હું અહીંયાં બેસીશ. (બેસે છે) ચાલો હવે આપણે વાતો કરીએ.

દીકરી : વાતો કરીએ! શેની વાતો કરશું?

અ. : અમે તેની...પણ પહેલાં એ તો કહો કે તમે આટલાં ઉદાસ કેમ હતાં?

દીકરી : ઉદાસ હતી? હું! ક્યારે?

અ. : કેમ! ભૂલી ગયાં? હું આવ્યો ત્યારે.

દીકરી : હા...એ ખરું પણ એવી વાતો હું જલદી ભૂલી જઈ શકું છું.

અ. : એ ઘણું સારું છે પણ એ વખતે તમે સૂનમૂન શા માટે બેઠાં હતાં?

દીકરી : એ તને ન કહેવાય.

અ. : કેમ નહિ?

દીકરી : તમે એમાં સમજશો નહિ...અને એવી વાતો તમારી જેવા અજાણ્યા—પારકાને કરાય પણ નહિ.

અ. : એમાં તમારી ભૂલ છે...ઘણી વાર તો પારકા જ પોતાના કરતાં વધારે કામ લાગે છે—અને તમે તમારા મનની વાત કહો પછી આપણે ક્યાં પારકાં કે અજાણ્યાં રહ્યાં?

દીકરી : ખરેખર એવું થઈ શકે !
અ. : હારતો...કરી જુઓ, અખતરો.
દીકરી : (મક્કમતાથી) અહં...તમને તો એ વાત ફાવશે જ, નહિ.
અ. : કેમ નહિ ?
દીકરી : મારે બીજું ઘણું કામ છે.
અ. : ત્યારે તો હું ચાલ્યો જાઉં એમ ને ! (ઊભા થઈ જાય છે) કેવી દિલગીર થવા જેવી વાત છે...આપણી વાતચીત રસિક થતી હતી ત્યાં જ તેમાં ભંગ પડયો.
દીકરી : મને પણ એ માટે દુઃખ થાય છે. (બારણા તરફ જુએ છે.)
અ. : ફક્ત થોડી જ વાર બેસો ને !
દીકરી : ના (ઊભી થઈ બારણા તરફ જાય છે) બિલકુલ નહિ...મેં કહ્યું નહિ કે મારે કામ છે !
અ. : વધારે નહિ તો ફક્ત પાંચ જ મિનિટ.
દીકરી : (હસીને) તું કેવી રીતે બોલે છે ! નાનું બાળક કોઈ પણ વસ્તુ માટે હઠ કરતું હોય કે કજિયો કરતુ હોય એવું લાગે છે.
અ. : તો ભલે એમ...હું હઠ કરું છું અને તમે મારી વહાલસોઈ મા છો અને કહો છો, 'ફક્ત પાંચ જ મિનિટ, વધુ નહિ અને પછી તું ચાલ્યો જજે.'
દીકરી : ઠીક તો એમ–પણ યાદ રાખજે એ કરતા એક સેકન્ડ પણ નહિ.
અ. : બહુ સારું..આપણે પહેલાં બેઠાં હતાં એમ બેસીએ. (બેસે છે.) ચાલો હવે એક વાર્તા કહોને.
દીકરી : વાર્તા !
અ. : હંક...પરીની વાર્તા...અથવા એક હાલરડું ગાઓ. દુનિયાની બધી મા તેના બાળકને હીંચકાવતા એમ જ ગાઈને ઊંઘાડી દે છે.
દીકરી : પણ તમે તો ઘણા મોટા છો.
અ. : પરીની વાતો સાંભળવાની ન ગમે તેટલું મોટું કોઈ હોતું નથી.
દીકરી : પણ મને એકે વાર્તા જ નથી આવડતી
અ. : એમ તે હોય... આવડે છે.
દીકરી : ખરેખર નથી આવડતી–જૂની વાર્તા બધી ય ભૂલી ગઈ છું.
અ. : તો નવી કહો.
દીકરી : પણ એ કેમ બને–મને આવડતી જ નથી.
અ. : કહી તો જુવો...આવડશે.
દીકરી : અહં... નહિ આવડે.
અ. : કેમ જાણ્યુ નહિ આવડે !
દીકરી : મેં કોઈ દહાડો કહેલી નથી.
અ. : તો પછી આપણે એમ કરીએ...હું કહેવાનું શરૂ કરું અને પછી તમે આગળ કહેજો.
દીકરી : હા...તો વળી કશુંક કહેવાય.
અ. : (વાર્તા કહેનારની ઢબે બેસી) એક વખતને સમે...કોઈ એક ગામમાં...બસ હવે શરૂ થઈ.
દીકરી : એક વખતને સમે...કોઇ ગામમાં એક હતી...
અ. : હા...શું એક હતી !
દીકરી : એક હતી રાજકુમારી...

અ.: હા...

દીકરી: પણ ના...રાજકુંવરી નહિ...સામાન્ય છોકરી. એક હતી છોકરી...કેમ એમ જ કહેશું ને!

અ.: એક હતી છોકરી. પછી!

દીકરી: અને તે પરણવાની હતી.

અ.: અંહં...વાર્તામાં તો આપણે 'સ્નેહઘેલી હતી' અથવા 'પ્રેમમાં પડી હતી' એમ કહીએ છીએ.

દીકરી: ભલા થઈને વચ્ચે બોલો મા. તે પ્રેમમાં પડી હતી...

અ: કોના રાજકુંવરના!

દીકરી: ના ના રાજકુંવરના નહિ.

અ.: ઠીક તો બીજા કોઈ જુવાન સાથે પ્રેમમાં પડી હતી.

દીકરી: અને તેથી તે ખૂબ ખૂબ આનંદમાં હતી...

અ.: પછી!

દીકરી: અને ઝાડમાં બેઠેલાં પંખીની વાતો સાંભળતી હતી.

અ: કયા પંખીની!

દીકરી: ગમે તે પંખીની, અને તે બહુ જ સુખમાં હતી.

અ.: અને પક્ષીઓ સુખમાં હતાં કે નહિ!

દીકરી: હશે ય તે ને નહિ યે હોય. વચ્ચે ડખોળ ન કર.

અ.: પક્ષીઓ પાંજરામાં હતાં!

દીકરી: મેં કહ્યું નહિ કે તે આસોપાલવની ડાળે પર હતાં.

અ.: ત્યારે તો તે છોકરીના આંગણામાં આસોપાલવનું એક વન હતું એમ ને!

દીકરી: એક ઝાડ હોય! તેને તો મોટું આસોપાલવનું વન હતું...આખી દુનિયાને તોરણ બંધાય એવડું...

અ.: એમ કે! બીજા કોઈ ઝાડો હતા એ વનમાં!

દીકરી: હા...સરુ હતાં, બોરસલ્લી હતી અને વચ્ચે વચ્ચે કોક જગાએ આંબા પણ હતા— લીલી ઘેરી ઘટાવાળા અને ઉપર મ્હોર બેઠેલા.

અ.: હું ધારું છું કે તેણે કપડાં પણ લીલાં જ પહેર્યાં હતાં...

દીકરી: ના રે ના...કેવી મૂરખ જેવી વાત કરો છો! મેં કહ્યું ને કે તેનાં લગન થવાનાં હતાં એટલે તેણે પાનેતર પહેર્યું હતું રેશમી ચમકતી કોરવાળું.

અ.: સમજાયું...હં...પણ પછી શું થયું!

દીકરી: પછી એનાં લગન લેવાણાં... પણ તેના એક દિવસ...(અટકે છે)

અ.: કહોને...એક દિવસ શું!

દીકરી: નથી કહેવા જેવું...

અ.: કહો ને...ભાઈસાબ...

દીકરી: ના ના મને નથી ગમતું...

અ.: અરે પણ એમાં એવું શું થઈ ગ

દીકરી : એમ બન્યું કે એ છોકરીને ખબર પડી કે તેના ઉપર જાદુગરે ભૂરકી નાખી હતી અને તેથી જ તેને બધું સારુ સારું લાગતું હતું...અને તે આનંદી લાગતી હતી...ઝાડોના વનમાં પંખીઓનો કલ્લોલ સાંભળતી હતી...અને પરણીને શું શું કરશે તેનાં સ્વપ્નાં જોતી હતી.

અ. : અને પછી ?

દીકરી : અને પછી એ જાદુ ભાંગી પડ્યું...એ સુખ એ આનંદ...એ આશા...એ કલ્લોલ... બધું વેરણછેરણ થઈ ગયું અને તેની જગ્યાએ કંકાસ...કલેશ...નિરાશા...ગરીબી અને દુઃખ જ તેણે જોયા.

અ. : કેવું ખરાબ ? અને તે પણ પરણવાની હતી તેવામાં જ

દીકરી : હા તેણે જોયું કે આસોપાલવના તોરણમાં પાંદડાને બદલે હવે માત્ર સતળી ર રહી હતી...આંબાને બદલે થોર ઊગી નીકળ્યા'તા અને ઝાડના લીલા વનની જગ્યાએ, રેતીનું સૂકકું ભાઠું તાપમાં ધીકતું હતું.

અ. : પણ પછી એ છોકરીનું શું થયું ?

દીકરી : ( તંદ્રામાંથી જાગી હોય તેમ ) કેમ કોનું શું થયું ?

અ. : કાં...પેલી છોકરીનું...પેલા વનમાં બેઠી હતી તેનું.

દીકરી : જે થયું હોય તે ખરું...મને કાંઈ ખબર નથી.

અ. : અરે એમ તે કાંઈ ચાલે...વાર્તા અધૂરી તો મુકાય...વાર્તા તો છેવટ ' ખાધું પીધું ને રાજ કર્યું ' ' ત્યાં સુધી પહોંચવી જ જોઈએ ને.

દીકરી : હું એ પહેલાં એમ જ માનતી હતી...પણ હવે નથી માનતી.

અ. : કેમ...હવે કેમ નથી માનતાં ?

દીકરી : હવે કેમ નથી માનતી એમ ને ?

અવાજ : ( અંદરથી ) હવેનું પૂછે છે ? હવે તો નરક પણ આથી સારું લાગે છે...જીવતું જાગતું નરક...કૂતરાં અને મીંદડાં પણ આથી સારી રીતે જીવતાં હશે...( સોટીના અવાજ )...લે આ હાથમાંના સોળ...આ સોટીના માર.

[ આ સાંભળીને ત્યારે દીકરી પહેલાં ટટાર થાય છે અને પછી રોવાને લાગ્યું હોય તેમ બને હાથ લૂએ છે અને ધીમેથી ઊભી થઈ બારણા પાસે જાય છે. ]

અજાણ્યો : કેમ તમે આમ મૂંઝાઈ શું ગયાં ?

દીકરી : ના...અમસ્તી જ...

અ. : તો આમ ઊભાં થઈને ત્યાં કેમ ગયાં ?...મારી બીક લાગે છે...

દીકરી : ના ના, જરા ય નહિ.

અ. : તો ? ( પાસે જાય છે ) પણ ધારો કે કોક અજાણ્યો માણસ-તમે જોયો પણ ન હોય એવો માણસ-પરદેશી જેવો-દરવાજામાંથી અહીં આવી ચડે તો બીક લાગે ને ?

દીકરી : હા...જરાક...

અ : અને જેમ આપણે અહીં બેસીને વાતો કરતાં હતાં એમ એની સાથે બેસાય કે-વાતો કહેવાય ?

દીકરી : ના ના એને તો ન જ કહેવાય. કેમકે તે તો અજાણ્યો હોય ને ?

અ. : ત્યારે મને કેમ વાર્તા કહી ? હું અજાણ્યો નથી ?

તે તો મોટું મન રાખી સઘળું નિભાવી લેતો હતો અને અભ્યાસમાં સરસ રીતે આગળ જતો હતો.

દરરોજ કામકાજ પૂરૂં થાય ત્યારે કૌરવો રમવા માટે શહેરની બહાર મેદાનમાં જતા અર્જુન પણ અડતાપણું ન લાગે એટલા માટે પોતાને કૌરવો સાથે રમવા જવાનું ગમતું ન હતું છતાં રમવા જતો હતો.

એક દિવસ સાંજે નિયમ મુજબ બધા ગેડીદડો રમતા હતા. રમત બરાબર જામી હતી એ જ વખતે દડો નજીકના એક કૂવામાં પડી ગયો અને રમત બંધ પડી. સૌ દડો કાઢવા માટે કૂવા તરફ ગયા. પરંતુ બાડિયા કૂવામાંથી સાધન વગર દડો કાઢવો પણ કઈ રીતે ? સૌ જુએ તેમ દડો પાણીમાં તરતો હતો પણ કેમ કાઢવો તે કોઈને સૂઝતું ન હતું. ઘણા ખરાને તરસ પણ લાગી હતી એટલે દોરડું અને પાણી ભરવા માટેનું વાસણ મંગાવવાનો વિચાર કરતા હતાં ત્યાં દૂરથી કોઈ બ્રાહ્મણને તેમના તરફ આવતો જોયો. આવનારનો વેશ જોવા જેવો હતો.

માથાના લાંબા લાંબા વાળ તેલ ને દાંતિયાના અભાવે એવા ગૂંચવાઈ ગયેલા લાગતા હતા કે ચકલાંને માળો બાંધવો હોય તો વગર સાધને બાંધી શકે અને નવરાશના વખતમાં વાળ રૂપી જંગલમાં ભૂલભૂલવણીના રમી શકે કપાળે મોટું ત્રિપુંડ, ગોઠણ સુધીની પોતડી, ઉઘાડું શરીર, બગલમાં દર્ભાસન અને હાથમાં લાકડી પગમાં પહેરેલ ફાટેલતુટેલ ખાસડાંથી ચાલતી વખતે એટલી બધી ધૂળ ઊડતી હતી કે જાણે ખખડી ગયેલ ખુંઢણ-ગાડી (મોટર) ઊપડી.

પાણીની તરસ લાગી હતી અને છોકરાનું ટોળું જોયું એટલે બ્રાહ્મણ પણ કૂવા પાસે આવીને ઊભો રહ્યો અને જોતાં જ કેટલાક ટીખળી રાજકુમારો હસવા લાગ્યા અને આંખના મીચકારા કરીને અને બીજી રીતે ચાળા પાડીને આવનારની મશ્કરી કરવા લાગ્યા આવનાર બ્રાહ્મણ જરા પણ ખિજાયા વિના શાન્તિથી બધો તાલ જોયા કરતા હતા.

'કાં મારાજ, કેમ અહીં ઊભા રહ્યા ? શહેરમાં જવાનો રસ્તો તો પહેલી બાજુ છે.' કોઈ ડાહ્યા કુમારે પૂછયું.

'પાણીની તરસ લાગી છે અને તમને સૌને જોયા એટલે આ બાજુ આવ્યો. પાણી સીંચવાનું સાધન હોય તો પાણી પીવું છે.'

'અમે તો સામેના મેદાનમાં રમતા હતા. રમતાં રમતાં દડો આ બાડિયા કૂવામાં પડી ગયો છે તે કાઢવા માટે માથાકૂટ કરીએ છીએ રમનારા કાંઈ ડોલને દોરડું થોડા જ સાથે ફેરવે ? છતાં દડો કાઢવા માટે સાધન મંગાવ્યાં છે આવે એટલે તમે અને અમે સૌ પાણી પીશું.'

'અરે એટલી વાર ખોટી કોણ થાય ? ચાલો હું તમને વગર સાધને, તમારો દડો કાઢી આપું અને પાણી પણ પાઉં' મારાજે પોતાની વિદ્યા બતાવવાનો મોકો ઝડપી લીધો.

'મારાજ ! તમે જાદુમંત્ર જાણતા લાગો છો નહિતર કોઈ વગર સાધને દડો કાઢવાની વાત કરે ખરા ! અને વગર સાધને દડો નીકળતો હોય અને પાણી પિવાતું હોય તો અમે આમ મોઢાં વકાસીને ઊભા રહીએ ? અમે પણ તમારા કરતાં કાંઈ ઓછા બુદ્ધિશાળી નથી હો !'

મહારાજ થોડા જ જીભાજોડી કરવા આવ્યા હતા? તેને તો એક પંથ ને દો કાજ સારવાના હતા. એટલે ચર્ચા નહિ કરતા શાંતિથી પોતાનું કામ કરવા માંડયા

દર્ભાસનમાંથી થોડી સળી જુદી કાઢી કાંઇક મંત્ર ભણીને દડાને તાકીને કૂવામાં ફેંકી અણીદાર સોઇયો ચીભડામાં ખૂંચે તેમ સળી દડામાં આબાદ ખૂંચી ગઈ. ખૂંચેલી સળી ઉપર મહારાજે બીજી ફેંકી. આ સળી પહેલી સળીને છેડે ચોટી ગઇ, તેની ઉપર ત્રીજી ચોથી એમ એક પછી એક અનેક ચોટાડી લેનું લાંબું દોરડું બનાવી દીધું. આ જાદુઇ દોરડાને બહાર ખેંચતાં જ દડો ઉપર આવી ગયો.

આ તમાસો જોઇને મશ્કરા અને ટીખળી કુમારોનાં મોઢાં બંધ થઇ ગયાં. સૌને મહારાજ તરફ માન થયું.

હવે સૌ પાણી કેમ બહાર નીકળે છે તેની રાહ જોવા લાગ્યા

ફરી વખત મહારાજે એક સળી ફેંકી અને મનમાં મંત્ર ભણવા લાગ્યા. ધીમે ધીમે પાણી ઉપર ચઢવા લાગ્યું અને ઠેઠ ઉપર સુધી આવ્યું. સૌએ ખોબા ભરી ભરીને પીધું. કામ પુરું થયું કે તરત જ પાણી પાછું નીચે ચાલ્યું ગયું.

મહારાજની વિદ્યા જોઇને રાજકુમારો નવાઈ પામ્યા. અને મહારાજને માન આપીને શહેરમાં લઈ ગયા. રાજમહેલમાં રાજવી ઠાઠમાઠથી તેમની મહેમાનગતી કરી અને આગ્રહ કરીને બેચાર દિવસ રોકયા મારાજ હવે મારાજ મટીને 'મહારાજ' બની ગયા.

દરમિયાન ચંડાળ ચોકડીએ સભા ભરી નક્કી કર્યું કે આ મહારાજ પાસે અનેક જાતની અસ્રશસ્ત્ર વિદ્યા હોવી જોઇએ. જો આ બધી વિદ્યા આપણે શીખી લઈએ તો આપણો બેડો પાર થઈ જાય. અને જો આમ બને તો પછી ભીમડાને ટાળી દેતાં કેટલી વાર? માટે મહારાજ ધ્રુતરાષ્ટ્રને અને ભિષ્મપિતાને કહીને વિદ્યા ભણવાનું નકકી કરી નાખીએ. બસ નિશ્ચય થઇ ચૂકયો.

બીજે દિવસે મામાશ્રી પાંચ મહારાજા, ભિષ્મપિતા અને ગુરુજીની વચ્ચે સંદેશવાહકનું કામ કરવા માંડયા અને સાંજ પહેલાં બધી વાત નકકી કરી નાખી.

સારું મુહૂર્ત જોઈને ગુરુ મહારાજે વિદ્યાભ્યાસ કરવો શરૂ કરાવ્યો. આ ગુરુ તે જ દ્રોણાચાર્ય.


તમારા વાંકડીયા રેશમ જેવા વાળની માવજત માટે ને તેની તમારી સ્ટાઈલીશ-ગોઠવણીને એની એ સ્થિતિમાં રાખવા માટે

મગજને તરબતર રાખતું

વર્ષોનું જાણીતું અમારૂં મશહુર

★ પંઢરીનાથ બ્રીલીયન્ટાઈન ★

વાપરો અને એના ગુણો બીજાને જણાવો.

પંઢરીનાથ બ્રીલીયન્ટાઈન

રૂપો

દાદર : મુંબઇ - ૨૮

# યંગ કલબના નાટ્યપ્રયોગો

[અવલોકન]

[ભાવનગરની સંસ્કારપ્રવૃત્તિમાં છેલ્લાં દશેક વરસથી પોતાનો વિશિષ્ટ ફાળો નોંધાવી રહેલી શ્રી યંગ કલબે તા. ૬-૧૧-૪૮ની રાત્રે એ. વી. સ્કૂલના હોલમાં રજૂ કરેલા નાટ્યપ્રયોગો વિશેનો એક જાણીતા સાહિત્યકારનો અભિપ્રાય તથા એક સંસ્કારી બહેનનો પત્ર અત્રે રજૂ કરીએ છીએ.
—સંપાદક]

## એક અભિનવ પ્રયોગ

ચંદ્રકાંત ગૌ. ભટ્ટ

આપ નાટકો તો અનેક જોયાં હશે. પણ કોઈએ નાટકનું નાટક જોયું છે? ગુજરાતી સાહિત્યમાં જાણીતા હાસ્યરસકારોએ નાટકનું નાટક લખવા પ્રયત્ન કર્યો છે: જેમકે મસ્તફકીરનું 'સૌભાગ્યસુંદરી.' પણ તેને સ્ટેજ પર ભજવવાનું સાહસ તો બહુ જૂજ સ્થળોએ કરવામાં આવ્યું છે.

કોઈકે સાચું જ કહ્યું છે કે ભાવનગર એ સંસ્કારધામ છે. અહીં સર્વદેશીય સંસ્કારોપાસના વર્ષોથી થતી રહી છે. રાજકીય ફેરફારોથી એ ઉપાસનામાં જરાય આંચ આવી નથી. એવા સંસ્કારધામમાં થતા કોઈ કોઈ વિશિષ્ટ નાટ્યપ્રયોગો તરફ બહારની જનતાનું જરીક ધ્યાન ખેંચવાની જરૂર છે એટલું જ નહીં પણ રંગભૂમિના ઉત્કર્ષ માટે સદાય અજંપો સેવતા ભાઈ ચન્દ્રવદન ને તેના દોસ્તોની ફિકર ઓછી કરવાની પણ એટલી જ આવશ્યકતા છે.

અહીંની યંગ કલબ—ને તેના દાદાઓ કેટલાંય વર્ષોથી નવી એ. વી. સ્કૂલના હોલમાં નાટ્યપ્રયોગો કરે છે. જેઓએ એ પ્રયોગો જોયા છે તેઓ તો એ દાદાઓના પરમ ભક્ત બની ગયા છે, પણ જેઓએ એ પ્રયોગો નથી જોયા તેવા સંસ્કારી સાહિત્યરસિકોને—મને પડેલી મઝામાં ભાગીદાર બનાવવાની મને ઊર્મિ થઈ આવી છે.

સામાન્ય રીતે નાટક કેમ ભજવવું એનો કાર્યક્રમ તેના સંચાલકો પડદા પાછળ રહી નક્કી કરે છે. જ્યારે યંગ કલબના દાદાઓ—રીતસર સ્ટેજ પર આવી—નાટકના એક ભાગ તરીકે જ—નાટક કેમ કરવું તે ઓડિયન્સ સમક્ષ ચર્ચા કરી નક્કી કરે છે. આ વિશિષ્ટતા ઉપર તો અહીંનો નાટ્યશોખીન વર્ગ આફરીન છે. આ દાદાઓ જ્યારે ચર્ચા કરતા હોય ત્યારે રમૂજ—ને Jokes ના તો [illegible] થાય.

આપણાં ધંધાદારી નાટકો રસજ્ઞ જોનારને બારોબાર કૃત્રિમતાથી ભરેલાં લાગ્યા વિના નહિ રહે. એટલું જ નહીં પણ હમણાં હમણાં 'એમેચ્યુઅરો' તરફથી ભજવાતાં નાટકોમાં પણ કૃત્રિમતા સાવ નિવારી શકાતી નથી એ સર્વસાધારણ અનુભવ છે. એટલું ખરું કે સર્વાંગ સુંદર નાટકો પણ ક્યાંક ક્યાંક ભજવાતાં રહ્યાં છે. પણ તેની સંખ્યા કેટલી? જવાબ સૌ જાણે છે. મેં કૃત્રિમતા શબ્દ વાપર્યો—એ જરા સ્પષ્ટ કરું. પાત્રો ખોવાઈ જતાં હોય તે જરા જુદા આવેશમાં—જુદી દુનિયામાં ખોવાઈ જતાં લાગે, જ્યાં પાત્રો સાહજિક રીતે કામ કરી જતાં હોય એવા જ પ્રયોગો જોનારાંના દિલ પર સચોટ છાપ પાડે છે એ અનુભવીઓથી અજાણ્યું નથી. એવાં નાટકો બંગાળી કે મરાઠી સ્ટેજ પર ભજવાતાં ઘણાં યે જોયાં હશે.

•

જમાનાના ખાધેલ—દુનિયાના અનેક રંગો જોઈ રીઢા બની ગયેલા—ગુલાબી સ્વભાવના—લહેરી—તરંગી—જૈફ વયના દાદાઓનો પાર્ટ જે યુવક ભાઈઓ ભજવે છે, તેઓને prompting કરવું પડતું નથી. ઘરમાં જ બેસતા હોય એવા અવાજે—તેઓ તદ્દન સ્વભાવિક રીતે પાર્ટ ભજવે છે. તેઓની સાહજિકતા—naturalness—એટલી બધી હોય છે કે ઓડિયન્સમાં પધારેલા સજ્જનોને ઘણી વાર સંભ્રમવિભ્રમ થઈ પડે છે કે આ તે અમે નાટક જોઈએ છીએ કે ઘરમાં બેઠાં બેઠાં ખુશમિજાજી મિત્રોના ટોળટપ્પા સાંભળીએ છીએ

સાજ—સજાવટની વાત જ નહીં. ખાસ જરૂરના અપવાદ સિવાય તો મોટે ભાગે make up પણ નહીં—રોજના સામાન્ય પહેરવેશથી—માત્ર બગલું પાઘડી—ને થોડુંક અનિવાર્ય ફર્નિચર—એટલાની મદદથી યંગ કલબના ભાઈઓ પ્રયોગો આપે

શ્રોતાજનોને ત્રણ ચાર કલાક મંત્રમુગ્ધ રાખી શકે છે.

આટલો પૂર્વરંગ આપી હવે હું એ નાટક આપને દર્શાવું.

• •

રાતના બરાબર આઠ વાગે-સન્નારીઓ ને સજ્જનોથી, ખીચોખીચ ભરાઈ ગએલા હૉલમાં હું મારી માનીતી જગ્યાએ-જાજમ પર-પલાંઠી મારી બેસી ગયો. ને મેં સામે જોયું સામાન્ય રીતે સ્ટેજ પડદાથી ઢાંક્યું હોય ને? તેને બદલે-જમણા ખૂણે ઢાળેલો બાંકડો-ડાબા ખૂણે ચોપડીઓની એક ઘોડી-પાછળ એક ઊંચું સ્ટૂલ વગેરે સરંજામ નજરે પડયો. કંઈક નવું ને અણધાર્યું કરીને જ જંપે એનુ નામ દાદા.

નાટક શરૂ થયું.

ઓડિયન્સમાંથી ઊઠીને એક દાદો સ્ટેજ પર આવી પૂછે છે:

'ઓલા ગની દાદા-એ કાન્તિદાદા-ક્યાં ગયા? હજુ પડદા કેમ બાંધ્યા નથી? ત્યાં પોતે સદાયે ગંભીર રહીને-સેંકડોને ખડખડાટ હસાવનાર ગની દાદા-ઝીણી સૂંથણ-કેડિયું ને માથે મોટું પાઘડું પહેરી હાજર થાય છે.

દાદા ગની-પડદા તો ઓલ્યા કાનિયાએ ઓલી તરફ બાંધ્યા છે.

દાદા પોચુ-તો પછી ઓડિયન્સને મજું ક્યાં બેસારવું હતું ને?

દાદા ગની-બધાયને એકમની અસર થવા માંડી કે શું? જ્યાં જેની જરૂર ત્યાં એ ન પહોંચે ને જ્યાં પહોંચે ત્યાં એની જરૂર નહીં.

એ સંવાદ પૂરો થતાં સ્ટેજ પર પડદો પડે છે.

પછીના દૃશ્યમાં વાયોલીનના ધીમા સૂરો વચ્ચે જાણે પવન રૂપી પાઘડી પહેરી-લાલ વસ્ત્રમાં લપેટાએલ એક વ્યક્તિ ગોળાકાર ગતિમાં સ્ટેજ પર આવી ઓડિયન્સને પ્રણામ કરે છે.

'હું રંગભૂમિનો આત્મા આપની સમક્ષ હાજર થાઉં છું. હું એક હાથે આનંદ ને બીજે હાથે શોકની લહાણ કરું છું. મારી એક ફરિયાદ છે. શ્રોતાજનો મારી 'તરફ' વાતો કરે છે-પણ મારી 'સાથે' બેસી કોઇ વાત કરતું નથી.'

આવું કાંઈક એ વ્યક્તિ કહે છે ને તરત પડદો પડે છે. આ રજૂઆત નવીન ખરી કે નહીં?

પડદો ઊપડે છે. સામે એક બારી છે, ડાબા ખૂણે એક લાકડાની ઘોડી છે. એ ઘોડી પર દીકરીઓ પરણતી વખતે જે કપડાં પહેરે છે તે ઘડીવાળી મૂકયાં છે. બારી પાસે એક કન્યા ઊભી છે. દૃશ્ય શરૂ થતાં એ કન્યા પાનેતરને ઘડી વાળતી જાય છે.

કન્યા-તેની માતા-તેની પાડોસણ જેને એ વહાલથી માશી કહે છે-ને તેનો દીકરો-આટલાં જ પાત્રો એ ભજવે છે.

નાટકનું નામ છે 'આશા.' કન્યા પરણતી વખતે શું ઇચ્છે છે? કાલ્પનિક લગ્નજીવનની મનોહર કલ્પના વાસ્તવિક જીવનમાં ટકે છે કે નહીં? ટૂંકમાં સ્ત્રીહૃદયની ઝંખના-આશા જીવનમાં ફળીભૂત થાય છે કે નહીં? એ પ્રશ્નોના જવાબો આવી જાય તેવી રીતે સંવાદો ગોઠવાયા છે. સદ્ભાગ્યે એ આખું નાટક 'કહાની'ના આ અંકમાં જ અન્યત્ર છપાયું હોઈ તેની વિગતમાં હું ઊતરતો નથી. સાહિત્યરસિકોએ એ ખાસ જોઇ જવા જેવું છે.

કન્યા-માતા-ને પાડોશણ માશી એ ત્રણે પાત્રો અહીંનાં સંસ્કારી કુટુંબની બહેનો ભજવે છે. મેં 'ભજવે છે' એમ શબ્દ વાપર્યો પણ ના એ શબ્દ ખોટો છે. જાણે પોતાના ઘરમાં બેસી એ બહેનો ઘરકામ કરતાં કરતાં સ્વાભાવિક રીતે વાત કરતી હોય એમ જોનારાઓને લાગ્યું. એ આખા પ્રવેશ પાછળ stage directionની ઉસ્તાદ દોરવણી દેખાઈ.

પુત્ર રજા લઈ જાય છે ત્યાં એ પ્રવેશ પૂરો થઈ પડદો પડે છે.

અહીં એક ખુલાસો જરૂરી છે.

લંડનમાં જે રીતે One Act Plays ભજવાય છે તેમાંથી પ્રેરણા લઈ યંગ કલબના ભાઈઓ આપણા વાતાવરણને બંધબેસતાં 'એક અંકી નાટક' જાતે જ તૈયાર કરે છે. આ આખા પ્રયોગમાં એવા બે નાટકો હોવા છતાં રસદર્શનની Continuityને જરાયે વાંધો આવેલો નહીં.

બીજી ખૂબી એ છે કે દરેક પ્રવેશ પહેલાં એક ભાઈ હવે પછી શું આવશે તે સુંદર શબ્દોમાં કહી જાય છે.

પડદો ઊપડ્યો...

સામે-આખા આસમાની પ્રકાશમાં નાટકવાળું ઑરકેસ્ટ્રા નજરે પડ્યું. વાજિંત્રોમાં વાયોલીન-હવાયન ગીટાર-જલતરંગ-ફલ્યૂટ-મંજીરાં વગેરે હતાં. હાજર થએલા સંગીતજ્ઞોએ જે જોયું

કે રાગ ભીમપલાસી ટોચ્યા હતાં—જે મધુર ધ્વનિ ઉત્પન્ન થયો તે અત્યંત હવાઈયન ટાઇપ લાગ્યું હવાઈયન ઓરકેસ્ટ્રાની રેકર્ડ આપે સાંભળી છે ને? બરોબર એ જ હવા ભરી પણ પાસીફીક મહાસાગરના કોઈક ટાપુ પર અર્ધ હવાઈયન ગીતાર લઈ સહેલાણીઓ મોજ કરતા હોય એમ લાગ્યું એ Rhythm ને એ Tempo સાંભળી નૃત્ય શોખીન ઉમેશ કે મદમના તો પગ આપોઆપ નૃત્ય કરવા લાગે ઓરકેસ્ટ્રા પૂરૂં થયું ને પડદો પડ્યો

હવેના દૃશ્યમાં પડદો ઉપડતાં—ડાબી બાજુએ ઢળતા મેજ પાસે વિવેચક બેઠા છે જમણી વિંગ-માંથી ઝાંઝર હાથમાં ખખડાવતો એક યુવાન દાખલ થઈ—સામે પડેલા બાંકડા પર બેસે છે

વિવેચક—તમે કોણ?

મીનળ—હું મીનળ—ક. મા. મુનશીનું સર્જન

વિવેચક—પણ મીનળ તો સ્ત્રી છે ને તમે તો પુરુષ છો.

મીનળ—એ જ મુસીબત છે. મને પોતાને પણ સમજાતું નથી કે હું સ્ત્રી છું કે પુરુષ મુનશીએ તો મને મીનળ તરીકે જ વર્ણવી છે પણ એના વર્ણનમાં મારામાં ક્યાંય સ્ત્રીત્વનો અંશ જ મૂક્યો નથી પાટણની પ્રભુતામાં મુંજાલ મને કચેરીને લાગી જાય છે ત્યારે મને ખરેખર એને મારી નાંખવાની ઇચ્છા થઈ ગયેલી મારી મુનશી સામે ફરિયાદ જ એ છે કે મને પૂરી સ્ત્રી ન બનાવી એટલે પગમાં ઝાંઝર ન પહેરવાં હાથથી જ એ ન વગાડું તો કરું શું?

ડાબી બાજુથી 'ખબરદાર' એમ ગર્જના કરી—કૂદકો મારી—હાથમાં ડાંગ પકડી એક વ્યક્તિ હાજર થાય છે

વિવેચક—કોણ?

વ્યક્તિ—હું કાક—મુનશીનું સર્જન કાકાભિ-મિત હુંસહમ-મંત્ર જપી જપી મારી પાસે—મારા સર્જકે એવાં કામો કરાવ્યાં છે કે હું થાકી ગયો છું ગુજરાતના નાથમાં—શિયાળાની કડકડતી ઠંડીમાં મારે નદી તરવી પડી—મને તો શરદી બ્રોન્કાઇટીસ—ને ડબલ ન્યૂમોનિયા જ થઈ ગએલા સારૂં થયું કે લીલા વૈદની સમયસરની દવાથી મારા સર્જકને મારા મંદવાડની ખબર જ પડેલી નહીં. પરાક્રમ કરીને તો હું કંટાળી ગયો છું ને મને નિરાંત જ આપી નથી અધૂરામાં પૂરું ટેકરી પર ઔચિતમાં અણુપ્રયોગ કરવાને બદલે હાથ ચીરી કાઢે એવો જોગમાયા જેવી મંજરી સાથે મારૂં પનારું પાડ્યું હું તો થોભા પોકારી ગયો છું મારે તો રમણલાલના પાત્રની માફક મોજ કરીને નહીંકરિ—કે હોડીમાં પ્યારા સાહેબની રેકર્ડ વગાડવી છે.

•

સીપી—હાથી કફની—મગે મફલર—ચશમા, સફાઈબંધ હોળેલા વાળ—આવો યુવાન વીંગમાંથી દાખલ થાય છે. સુખી કુટુંબના—આરામપ્રિય—પીચ્યા નબીરા જેવો એ લાગે છે

વિવેચક—તમે કોણ?

યુવાન—હું રમણલાલ વ. દેસાઈનું પાત્ર. મારૂં કોઈ નામ જ નથી મારા સર્જકની બધી નવલોમાં હું એક જ આવ્યા કરું છું એ તો માત્ર મને જુદી જુદી સ્ત્રીઓ સાથે પરણાવી દેવા માટે મને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે હું મારી આરામપ્રિયતાથી ને ડેસીમાં સહાય ચોકી કરતા જમાલ કે મહમદથી થાકી ગયો છું આજની દોડતી દુનિયાઓમાં મારે તો સાહસો કરવા છે જગત જોઈ રહે એવાં. મારા સર્જક તો બસ ગુંડાના સાંનિધ્યે મારી પાસે એકાદ વખત ખંજર કઢાવે—અથવા ગુંડો ખંજર કાઢે તો મારી પાસે એકાદ વખત કૂદકા મરાવે હું તો મારા સર્જકથી બળે આવી ગયો છું

•

કાળુ અચકન—સુરવાળ—ખુલ્લું માથું—ભરાવદાર બદન—આવી વ્યક્તિ ત્યાં દાખલ થાય છે.

વિવેચક—પધારો તમે કોણ?

વ્યક્તિ—મારા સર્જક ચન્દ્રવદને તો મારી પર જુલમ જ કર્યો છે 'નાગા બાવા'માં મને જહાંગીર ભિખારી ને નામ રાખ્યું બાદશાહ અલા બાદશાહી ને ભિખારીપણાને ક્યાંય મેળ હોય ખરો?

આ વખતે વિંગમાંથી ગીત સંભળાય છે 'આપ દિન બીતત નાહીં—દુખાકે'—ઉપરથી અવાજ ને હાથમાં શીશો લઈ લથડિયાં ખાતો એક માણસ સ્ટેજ પર હાજર થાય છે ને ફરી ખાંસી ખાય છે.

વિવેચક—કોણ તમે?

દારૂડિયો—હું દેવદાસ

વિવેચક—શરચ્ચંદ્રનો કે ન્યૂ થીએટર્સનો?

દારૂડિયો—બંનેનો

વિવેચક—અલ્યા ગુજરી ગયા પછી પણ તારી દારૂની લત ને ખાંસી ન છૂટ્યાં?

દેવદાસ—કેમ છૂટે ?—મારા સર્જનહારે મારા, ઘર વિતાડવામાં કાંઈ બાકી રાખી છે ? આમ તો મારી સાથેનાં બધાંય પાત્રો દુખી જ છે. દુખ ભૂલવા ન પારૂએ દારૂ પીધો—કે ન પીધો ઓલ્યા પતંગ-માં—અચાનક આઈને એકદા પેઢી જતા તેના ધણીએ—પેલા છોકરાને પણ દારૂ ચખાડયો નહીં. અરે એ તો ઠીક પણ છેવટે પેલી ચન્દ્રાને પણ દારૂ પીતી કરી નહીં. બસ મને જ દારૂના બાટલા ઢીંચતો બનાવી દીધો. એટલે મારે તો જન્મજન્માંતરે—દારૂ ઢીંચતાં બસ–અબ દિન બીતત નાંહી–ગાયા કરવાનું.

*

સાહિત્યજગતને મુગ્ધ કરનાર પેલું નાટક Six characters in search of an author મા તો માત્ર પાત્રો પોતે જ સર્જક પાસે જઈ પોતપોતાને જે, કહેવું છે તે કહી જાય છે. આ પ્રયોગમાં તો પાત્રો વિવેચક પાસે આવી પોતાના સર્જકો સામેની ફરિયાદો રજૂ કરે છે. બધા જ પાત્રો પોતાના સર્જકોને છોડી–બીજા સર્જકો પાસે જવા ઇચ્છે છે. પછી પાત્રો વિદાય લે છે ને તેના સર્જકો દાખલ થાય છે. તેઓ સૌ પોતપોતાની મુશ્કેલીઓ રજૂ કરી પાત્રોનો બચાવ કરવા પ્રયત્ન કરે છે. પણ આમાં એવો તો બેનમૂન વિનોદ ઊભરાય છે કે એ નવીનતા જોઈ હાજર રહેલા સાહિત્યસેવકોને બેહદ આનંદ થાય છે.

એ પ્રયોગ પૂરો થતાં પડદો પડ્યો. દરેક નાટ્યપ્રયોગ પછી એક ગીત રાખવામાં આવેલું.

સંગીત નિયોજન પાછળ પણ ઉત્સાહ દોરવણી જણાયા સિવાય રહી નહીં.

'એનાઉન્સર'—Announcer પડદા પાસે આવી કહી જાય છે:

'સ્વાતિ નક્ષત્રમાં વરસેલ મેઘબિંદુને પોતાના શરીરમાં જ્યારે કાળુ માછલી સ્થાપે ત્યારે તે મોતી બની જાય છે. સુંદરીનાં આંસુને કવિઓએ મોતીની ઉપમા આપી છે. આંસુ આંખમાંથી ઝરે એ શારીરિક ક્રિયા થઈ–આપે કદી આત્માને રડતો જોયો છે ?–એ પ્રશ્નનો જવાબ આપને અમારા હવે પછીના નાટક 'આત્માનાં આંસુ'માં મળશે.

પડદો ઊપડ્યો.

સામે જ એક બાળા દૂધનું ટંડું ઓઢે છે. ત્રણચાર રીપોર્ટરો—એ બાળાના બાપ-પ્રોફેસરની મુલાકાત માટે માગણી કરે છે. મરણ પામેલા માણસોના આત્માઓ સાથે વાતચીત કરવાની પ્રોફેસરની નવી શોધ માટે એ રીપોર્ટરોને હકીકત જોઈએ છીએ, પ્રોફેસરે આંખનું નૂર ખોયું છે. જેટલી હકીકત કહેવી જોઈએ તેટલી તે કહે છે. એક પારસી રીપોર્ટરથી જરા અંગત પ્રશ્ન પુછાઈ જાય છે. પ્રોફેસર ગુસ્સે થઈ વિદાય લે છે.

આ નાટિકાનો પ્લૉટ ખરેખર સુંદર છે. એ પ્રોફેસરનો યુવાન દીકરો લડાઈને અંગે મલાયા ગયો છે. ત્યાંથી સરકાર એ યુવાનના અવસાન-ખબર મોકલે છે. આ આઘાત પ્રોફેસરને અસહ્ય થઈ પડે છે. ને તેમાં જ તે આંખનું નૂર ખુએ છે. પછી છોકરાને મરેલો કલ્પી બાપ પ્રેતાવાહન-વિદ્યાનો અભ્યાસ કરી અવનવી શોધો કરી પોતાના મનને ઉલ્લાસમાં રાખે છે.

એક હકીકત કહેવી રહી ગઈ—આ બંને છોકરાં-મલાયા ગયેલો ભાઈ ને તેની બહેન—નમાયાં છે. તેઓની માતા તેઓના બાલપણમાં ગુજરી ગઈ હોવાથી પ્રોફેસરને એ બંને છોકરાં જાતે ઉછેરવાં પડયા છે.

સ્ટેજ પર ડાબા હાથની બાજુ પરના ટેબલ પર મલાયા ગયેલ છોકરાનો લશ્કરી પોશાકમાં ફોટોગ્રાફ છે. ને પાસે જ અરીસો છે.

પ્રોફેસરના ગયા પછી દીકરી પાછી આવી બેઠી છે ત્યાં પેલો મરેલો મનાયેલો યુવાન જીવતો પણ ભયાનક રીતે કુરૂપ થઈ ગએલા ચહેરાવાળો–દાખલ થાય છે.

બહેન—કોણ તમે ?

યુવાન—બહેન ન ઓળખ્યો મને ?

બહેન અવાજ ઓળખે છે. એના ચહેરા પર અનહદ આશ્ચર્ય ને મૂંઝવણ ફેલાય છે.

બહેન—પણ સરકારે તો તારા અવસાનના ખબર મોકલેલા

ભાઈ—હા એ વખતે મારો પત્તો લાગેલો નહીં હું લડાઈના વંટોળમાં એક ખાઈમાં ઘાયલ થઈ પડેલો. પછી ભાનમાં આવતાં જોયું તો લડાઈ ખતમ થએલી. મારી ટુકડી રવાના થઈ ગએલી. ખૂબ આપદા—અનેક વિટંબણાઓ સહેતો આવું છું. મારે બાપાજીને મળવું છે.

બહેન વિચારમાં પડી જાય છે. જલ્દી નિશ્ચય કરી લઈ ને તે એના બાપાજીને મળવાની ના પાડે છે.

બહેન ખુલાસો કરે છે—ભાઈ તું જીવતો છે એ જાણી બાપુજીના મનનો અત્યારનો આનંદ ઝૂંટવાઈ જશે.

ભાઈ-કેવી વાત કરે છે તું ? બાપુજી મને જીવતો જોઈ રાજી ન થાય ?

કોઈ પણ જાતની લાઇટની ટેકનીક બતાવ્યા સિવાય પણ કલ્પનામાં ઘૂમતાં પાત્રો વિવેચક પાસે મૂર્ત સ્વરૂપે આવીને વાતો કરી જાય છે અને એવી જ સ્વાભાવિકતાથી પાછાં ચાલ્યાં જાય છે. આમાં નથી લાગતી કોઇ જગાએ અતિશયોક્તિ કે અવાસ્તવિકતા પરંતુ નજરે પડે છે સહજ અભિનયકલા અને સુંદર હાસ્યરસ.

ત્રીજું નાટક તે ' આત્માના આંસુ. '

આ નાટકે પ્રેક્ષકોને એવાં તો મંત્રમુગ્ધ કર્યાં હતાં કે તેની વિષે લખવું નકામું છે. કદાચ આશા કરવાં બીજા પ્રેક્ષકો તે વધારે સારી રીતે કહી શકશે-છતાં પ્રોફેસરના ઘરનો સેટીંગ ખરે આંખને ગમી જાય તેવો હતો-પ્રકાશ પણ સરસ અને હાથમાં ફૂલો લઈને આવતી બિન્દુની એન્ટ્રી તદ્દન સ્વાભાવિક હોઈને આપણે રોજને આપણા ઘરમાં બેઠા આ બધા બનાવો જ જોયા કરતા હોઇએ એવું લાગતું હતું. કયું પાત્ર ફાઈન કરતાં વધારે છે તે કહેવું મુશ્કેલ હતું, નાની ભૂમિકા ભજવતો પેલો પારસી કે અંધ પ્રોફેસર? શેખર કે બિન્દુ? આજે એ પ્રયોગો જોયા પછી ઘણ દિવસ વીતી ગયા છે છતાં મગજમાંથી નથી જતાં એક પાત્રો નથી જતાં એ હરપો.

અને છેવટનું નાટક તે હાહાકાર.

ઇમ્પ્રેઝમાં જેને લોક હ્યુમર કહે છે તેનાથી ભરપૂર આ નાટક-કે જેમાં એક પણું પાત્ર અભિનય નથી કરતું છતાં અભિનય કરે છે તેમ લાગ્યા કરે છે-એ તો નાટક જોયે જ સમજાય તેવું છે-હાહાકારમાં આવતી રમૂજ રેકોર્ડ પાથી એ ઓક-કાસ્ટ કરવામાં આવે તો કદાચ ગુજરાતી ભાષાને હાસ્યરસનો એક નવો ચીલો જડે તો એમાં નવાઈ નહીં.

બસ આ તો મારો સ્વતંત્ર મત નાટકો વિષેનો આપ્યો...સંગીત વિષે હું કશુ કહી શકું તેમ છુ નહીં કારણકે મને તેમાં બહુ સમજણ નથી...પરંતુ કાનને સાંભળવું ગમે તેવું સંગીત હતું...અને પેલું નૃત્ય અને ' મહારી રાત ' તો કેમ ભુલાય......

નમસ્તે

તા. ૧૦-૧૧-૪૮

લિ

શ્રીમતી હિંમ્યાના

જય હિન્દ

---

# કાર્યાલય તરફથી

' કહાની 'ના ચોથા વર્ષનો આ છેલ્લો અંક છે. આવતા અંકથી ' કહાની ' પાંચમા વર્ષમાં પ્રવેશ કરશે. ચાર વરસની આ નાનકડી ઉંમરમાં જ ' કહાની 'એ ગુજરાતી વાંચતી જનતાનો સારો એવો ચાહ મેળવી ગુજરાતી [illegible] સામયિકોમાં પોતાનું સ્થાન જમાવી દીધું છે. ગ્રાહકો-એજન્ટો, લેખકો-વાચકો અને વેપારી-ઉદ્યોગપતિઓના હાર્દિક સહકારે અમે આ વર્ષે ' દીપોત્સવી અંક ' પ્રગટ કરી શક્યા અને એ સહકાર જારી રહેશે એવી શ્રદ્ધાએ જ આવતે વર્ષે પણ કંઈક એવું જ કરવાની આશા સેવીએ છીએ.

આ અંક સાથે ઘણા ગ્રાહકભાઈઓનું લવાજમ પૂરું થયું હશે-તેમને તેના ખબર પણ અલગ કાપલી દ્વારા મળ્યા હશે; એ સૌ ગ્રાહકોને વિનંતી છે કે છે તેવો જ સહકાર જારી રાખી મનિઓર્ડરથી નવા વર્ષનું લવાજમ મોકલી આપશો અથવા તો જાન્યુઆરી માસનો અંક વી. પી. થી મોકલાતાં સ્વીકારી લેશો-આપના આ નિર્ણયની ખબર કાર્યાલયને આપના ગ્રાહક નંબર સાથે અવશ્ય લખી જણાવશો.

— સંચાલક

## સ્વીકાર

સ્ત્રીજીવન, બહુરૂપી, પ્રેમધર્મ, અતિથિ, નાટક, ભારતી-વર્ધમાન, જીવનપ્રકાશ, જય સૌરાષ્ટ્ર અને હેલી-એ સામયિકોના દીપોત્સવી અંકો મળ્યા છે.

સ્થળસંકોચને કારણે વિસ્તૃત નોંધ આવતે અંકે.



પ્રભુતામાં પગલાં માંડતાં પહેલાં—

લગ્નના માંગલિક અવસરને અનુરૂપ
અવનવી ડિઝાઈનો,
સુંદર સુશોભનો
અને મનહર રંગભરી
**કુમકુમ પત્રિકા**

卐

અને કલાત્મક
**મંગળાષ્ટક**
માટે

# સરસ્વતી પ્રેસ

દાણાપીઠ
ભાવનગર
[ સૌરાષ્ટ્ર ]

